સ્વ. પ્રેમચંદજી કૃત

# પૂ
# જા
# ર
# ણી

અનુવાદકઃ—

માણેકલાલ ગોવિંદલાલ જોષી

વર્ષ ૩ જું                                        પુસ્તક બીજું

સ્વ. પ્રેમચંદજી કૃત

# વૃજરાણી

★


: અનુવાદક :

માણેકલાલ ગોવિંદલાલ જોષી


રૂા. ૩-૮-૦


: પ્રકાશક :

યુગધર્મ કાર્યાલય

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

પ્રાચીન કાળમાં જનની શૈવ્યા પોતાના પ્રાણપ્રિય રોહિતાસ્વને
ગંગાજીના અંકમાં સમર્પિત કરવા ગઇ હતી. રાત્રિ અત્યંત
ભયાનક હતી અને શૈવ્યાનાં નેત્રોમાંથી શ્રાવણભાદરવાની
જેમ અશ્રુ વહેતાં હતાં. તેનો વિલાપ સાંભળી
ગંગાજી ઊભરાઈ ગયાં અને દેવતાઓનાં હૃદય
પણ વિદિર્ણ થઇ ગયાં. પરંતુ શૈવ્યાના પ્રચંડ
અશ્રુપ્રવાહમાં પણ હરિશ્ચંદ્રના પગ ન
ડગમગ્યા. તે સમયે આકાશમાંથી
દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી અને
ત્રણે લોકમાં જયજયકારનો
ધ્વનિ નિનાદિત થયો. એ
દિવસ ભારતને માટે
પરમ ધન્ય હતો.

★

આ તુચ્છ રચના પણ હું એ જ ધર્મવીર હરિશ્ચંદ્રના
નામ પર પ્રારંભ કરું છું.

પ્રેમચંદ

## અનુવાદકના અન્ય ગ્રંથો

૧. શિલારામ.
૨. પ્રેમળ જ્યોતિ.
૩. શા માટે બંધન ? (રશિયન ટૂંકી વાર્તાઓ)
૪. ઝૂરતું હૃદય. ( ,, )
૫. કર્મભૂમિ. ભાગ ૧–૨ (સ્વ. પ્રેમચંદજી કૃત)
૬. ગોદાન. ,, ૧–૧ ( ,, )
૭. નિર્મળા. ( ,, )
૮. પ્રેમ–પ્રતિજ્ઞા. ( ,, )
૯. વિવાહ મંદિર.
૧૦. પતિ મંદિર.
૧૧. શયતાન. (મહર્ષિ ટોલસ્ટોય કૃત)
૧૨. વંચિતા.
૧૩. અલકા. (નાટક) (સ્વ. શરદબાબુ કૃત)
૧૪. રમા. ( ,, ) ( ,, )
૧૫. દત્તા. ( ,, )
૧૬. અનુરાધા. ( ,, )
૧૭. ચામા. (બીજી આવૃત્તિ)

# અનુક્રમણિકા



* પ્રકરણ ૧૭નું મથાળું 'વિરજનને' બદલે 'વિરજનના' એમ સુધારીને વાંચવું.

## ગુજરાતી ભાષાની બે અનોખી

## ગ્રંથમાળાઓ

**મૃદુલ** અને **યુગધર્મ**

વર્ષ બીજું — વર્ષ ત્રીજું

*

**બહિષ્કાર**

પલાશ

કિં. ૩-૮-૦

*

**ઘુવડ બોલ્યું**

લે. નીરુ દેસાઈ

*

**પરિહાસ**

લે. સાક્ષર સ્વ નવલરામ ત્રિવેદી

*

**વિવાહ મંદિર**

લે. નારાયણબાબુ

કિં. ૩-૦-૦

*

**વૃજરાણી**

લે. સ્વ. પ્રેમચંદજી

કિં. ૩-૮-૦

એક
સામાજિક
નવલકથા

*

# નવું સાહિત્ય

| | |
|---|---|
| પ્રેમ-પ્રતિજ્ઞા | સ્વ. પ્રેમચંદજી |
| ગુજરાણી | ,, |
| અજ્ઞાતા | ચુ. વ. શાહ |
| પ્રેમ અને પૂજા ભા. ૧-૨ (સ્વામી આનંદની અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના સાથે) | શ્રી દર્શક |
| વિવાહ મંદિર | નારાયણચંદ્ર ભટ્ટાચાર્ય |
| વિસર્જન | અનુ. પલાશ |
| બહિષ્કાર | ,, |
| ઘુવડ બોલ્યું | નીરુ દેસાઈ |
| પરિહાસ | સાક્ષર સ્વ. નવલરામ જ. ત્રિવેદી |
| કલંક શોભા | ના. સી. ફડકે |
| પ્રવાસી | ,, |

# વૃજરાણી

## પ્રકરણ ૧ લું

★

વિન્ધ્યાચલ પર્વત મધરાતે ઘોર અંધકારમાં કાળાદેવની જેમ ઊભો હતો. એની ઉપર ઊગેલાં નાનાં નાનાં વૃક્ષો તેની જટાઓનો ભાસ આપતાં હતાં અને અષ્ટભુજા દેવીનું મંદિર કે જેના કલશ ઉપર મંદ મંદ વહેતા વાયુથી સફેદ પતાકા ફરફરી રહી હતી તે આ દેવનું મસ્તક હોય એવું ભાસતું હતું. મંદિરમાં એક દીવો અસ્પષ્ટ રીતે ચમકતા તારાનો આભાસ કરાવતો ઝગમગી રહ્યો હતો.

અરધી રાત વીતી ચૂકી હતી. ચારે બાજુ ભયંકર નિરવતા ફેલાઇ ગઈ હતી. ગંગાજીનાં કાળાં મોજાંઓ પર્વતની નીચે આનંદમય પ્રવાહમાં વહેતાં હતાં. આ મોજાંઓનાં વહનથી કોઈ મનોરંજક રાગિણીનો અવાજ આવતો હતો. ઠેરઠેર હોડીઓ ઉપર અને કિનારાની આજુબાજુ માછીમારોની ઝૂંપડીઓમાંથી ચૂલાનો અગ્નિ દેખાતો હતો. એ વખતે એક શ્વેતવસ્ત્રધારી સ્ત્રી અષ્ટભુજા દેવીની સન્મુખ હાથ જોડીને બેઠી હતી. એનું વિશાળ મુખમંડળ પીતવર્ણું હોઇ તેની કુલીનતા પ્રગટ કરતું હતું. લાંબા સમય સુધી નમન કર્યા બાદ તે બોલી :

"માતા! આ વીસ વર્ષ થયાં કોઇ મંગળવાર એવો નથી ગયો કે જ્યારે તમારા ચરણોમાં મેં માથુ નમાવ્યું ન હોય; એક દિવસ પણ એવો નથી ગયો કે જ્યારે મેં તમારા ચરણોનું ધ્યાન ધર્યું ન હોય! તમે તો જગહ્તારિણી મહારાણી છો. તમારી આટ-આટલી સેવા કરવા છતાં મારા મનની મહેચ્છા પૂરી ન થઇ. હવે તમને મૂકીને ક્યાં જાઉં?"

"માતા! મેં સેંકડો વ્રત કર્યાં, દેવદેવીઓની ઉપાસના કરી, તીર્થયાત્રાઓ કરી, પણ મારા મનોરથ પૂરા ન થયા. હવે હું તમારે શરણે આવી છું, તમને મૂકીને ક્યાં જાઉં? તમે સર્વદા તમારા ભક્તોની ઇચ્છાઓ પૂરી કરી છે, તો શું હું તમારા દરબારમાંથી નિરાશ થઇને જઈશ?"

સુવામા આ રીતે ઘણા વખત સુધી વિનંતી કરતી રહી. અકસ્માત એના ચિત્તપર મૂર્છિત કરતા અનુરાગે આક્રમણ કર્યું, એની આંખો મીંચાઈ ગઈ અને તેના કાને અવાજ પડયો:

"સુવામા! તારા ઉપર હું ઘણી પ્રસન્ન થઇ છું. માગ, માગ, શું જોઇએ છે?"

સુવામાએ રોમાંચ અનુભવ્યો. એનું હૃદય ધડકવા લાગ્યું. આજ વીસ વરસે મહારાણીએ તેને દર્શન દીધાં હતાં. ધ્રૂજતી ધ્રૂજતી તે બોલી:
"હું જે કાંઇ માગું તે આપશો, મહારાણી?"

"હા, આપીશ."

"મેં મહાન તપશ્ચર્યા કરી છે, તેથી હું વરદાન પણ મોટું માગીશ."

"શું લઇશ? કુબેરનો ભંડાર?"

"ના."

"ઇન્દ્રનું આસન?"

"ના."

"સરસ્વતીની વિદ્યા?"

"ના."

"તો માગીશ શું?"
"જગતનો સર્વશ્રેષ્ઠ પદાર્થ."
"એ શું છે?"
"સપૂત પુત્ર."
"કે જે કુળનું નામ દીપાવે?"
"ના."
"કે જે માતાપિતાની સેવા કરે?"
"ના."
"જે વિદ્વાન ને શક્તિશાળી હોય?"
"ના."
"તો પછી સપૂત પુત્ર તું કોને ગણે છે?"
"જે સ્વદેશનો ઉદ્ધાર કરે."
"ધન્ય છે તારી બુદ્ધિને! જા, તારી ઈચ્છા પરિપૂર્ણ થશે."

★

## પ્રકરણ રજું : . . . વૈરાગ્ય

★

મુન્શી શાલીગ્રામ કાશીના એક પ્રાચીન જમીનદાર હતા. તેમનો ધંધો વકીલાતનો હતો અને વડીલોપાર્જિત મિલકત પણ ઘણી મોટી હતી. દશાશ્વમેધ ઘાટ પર એમનું વૈભવભર્યું મકાન આકાશ જોડે વાતો કરતું. તેમની ઉદારતા પણ એવી હતી કે પચીસથી ત્રીસ હજારની વાર્ષિક આવક પણ એમના ખર્ચ માટે પૂરતી નહોતી. સદાચારી બ્રાહ્મણોમાં એમની શ્રદ્ધા અગાધ હતી. તેઓ જે કાંઈ કમાતા તે બધું બ્રહ્મભોજનમાં, સાધુસંતોમાં અને સત્કાર્યમાં વાપરી નાખતા. જો ગામમાં કોઈ સાધુસંત આવી ચડે તો મુન્શીજીને ત્યાં તેનું આતિથ્ય હોય જ. સંસ્કૃતના તો એવા પ્રખર વિદ્વાન હતા કે મોટા મોટા પંડિતોને પણ તે હરાવી દેતા. વેદાન્તના સિદ્ધાંતોના તેઓ ખાસ અનુયાયી હતા. એમની ચિત્તવૃત્તિ વૈરાગ્ય તરફ ઢળતી હતી.

મુન્શીજીને બાળકો પર ઘણો પ્રેમ હતો. આખા મહોલ્લાનાં બાળકો એમના સ્નેહાર્દથી અભિસિંચિત રહેતાં. જ્યારે પણ તેઓ ઘરની બહાર નીકળતા ત્યારે બાળકોનું એકાદ વૃંદ એમની સાથે હોય જ. એક દિવસ એક પાષાણહૃદયા માતા તેના બાળકને મારતી હતી. મુન્શીજીથી આ જોયું ન ગયું અને દોડીને, બાળકને પડખામાં લઈ લીધું અને એ સ્ત્રીની સન્મુખ પોતાનું માથું ઝુકાવી દીધું. આ સ્ત્રીએ ત્યારથી પોતાના બાળકને ન મારવાના સોગંદ ખાધા. જે મનુષ્ય બીજાનાં બાળકો માટે આટલો સ્નેહ ધરાવે, તે પોતાના બાળક પર કેટલો સ્નેહ રાખતો હશે તેનું અનુમાન કરવું ઘણું કઠિન છે. જ્યારથી મુન્શીજી પુત્રવાન થયા, ત્યારથી તેઓ સંસારનાં બધાં કાર્યોથી અલિપ્ત થઈ ગયા. ક્યારેક તેઓ પોતાના બાળકને પારણામાં હિંચકા ખવરાવતા ને ઘણા આનંદમાં આવી જતા, તો વળી ક્યારેક એને સુંદર બાબાગાડીમાં બેસાડી પોતે જ

ખેંચતા. એક પળ પણ પોતે તેને પોતાનાથી દૂર રહેવા ન દેતા. બાળકના સ્નેહમાં તેઓ પોતાની જાતને પણ ભૂલી ગયા હતા.

સુવામાએ પુત્રનું નામ પ્રતાપચંદ્ર રાખ્યું હતું. જેવું નામ હતું એવા તેનામાં ગુણ હતા. પ્રતાપચંદ્ર અત્યંત પ્રતિભાશાળી અને રૂપાળો હતો. જ્યારે તે વાત કરતો ત્યારે સાંભળનારા મંત્રમુગ્ધ થઈ જતા. તેનું ભવ્ય લલાટ ઝળકી ઊઠતું હતું. શરીર પણ એવું સશક્ત હતું કે તે પોતાનાથી બેવડા શરીરવાળા છોકરાઓને પણ પોતાની આગળ તુચ્છ માનતો. આટલી નાની ઉમ્મરમાં પણ એનું મુખમંડળ એવું દિવ્ય અને જ્ઞાનમય હતું કે કોઇ અજાણ્યો માણસ ઓચિંતો એની સામે આવીને ઊભો રહે, તો આશ્ચર્યથી તે તેની સામે તાકી જ રહેતો.

આ પ્રમાણે હસતાં રમતાંમાં છ વર્ષ વીતી ગયાં. આનંદના દિવસો પવનની માફક ચુપચાપ એવા નીકળી જાય છે કે પછી તેનો પત્તો પણ લાગતો નથી; દુર્ભાગી દિવસ અને આપત્તિભરી રાત તો શેય વીતતી નથી. પ્રતાપનો જન્મ થયે હજુ કેટલા દિવસ થયા હતા! એના જન્મની વધાઇનો મનોહર ધ્વનિ કાનમાં ગૂંજી રહ્યો હતો, ત્યાં તો એને છઠ્ઠું વર્ષ બેઠું અને એ વર્ષના અંતથી અવદશાના ગણેશ મંડાઈ ચૂક્યા. મુન્શી શાલીગ્રામનો સંસાર સાથેનો સંબંધ કેવળ દેખાડવા પૂરતો જ હતો. તેઓ નિષ્કામ અને નિર્લેપ જીવન પસાર કરતા હતા. સામાન્ય સંસારીની માફક સાંસારિક દુઃખોથી દુઃખી થતા ને સુખની ઘડીએ સુખી દેખાતા, પરંતુ એમનું મન સર્વદા મહાન અને આનંદપૂર્ણ શાંતિનું સુખ ભોગવતું. એમના મન પર લાખો આફતો કે સુખની ઘડીઓ કાંઇ જ અસર કરી શકતાં નહિ.

માઘ માસ હતો. પ્રયાગમાં કુંભનો મેળો ભરાયો હતો. રેલગાડીઓ યાત્રાળુઓથી ખીચોખીચ ભરાઇ પ્રયાગમાં ઠલવાયે જતી હતી. એંસી એંસી વર્ષના વૃદ્ધો કે જેમને માટે વર્ષો થયાં ઊભાં થવું મુશ્કેલ હતું, તેઓ પણ લંગડાતા, ખોડંગાતા, લાકડીના ટેકે દૂર દૂરની મજલ કરી પ્રયાગરાજ આવ્યા હતા. જેમના દર્શનને

માટે લોકો હિમાલયની અંધારી ગુંફાઓમાં જતા, તેવા અનેક મહાત્માઓ પણ અત્યારે ગંગાસ્નાન માટે અહીં આવી પહોંચ્યા હતા. મુન્શી શાલીગ્રામનું મન પણ પ્રયાગરાજ જવા લલચાયું. તેમણે સુવામાને કહ્યું: "કાલે ગંગાસ્નાન છે."

સુવામા: "આખો મહોલ્લો સુનકાર બની ગયો છે. ચકલું ય ફરકતું નથી."

મુન્શી: "તું આવવાનં કબૂલ કરતી નથી, નહિતો ખૂબ આનંદ આવત. આવો મેળો તો તેં કોઇ દિવસ નહિ જોયો હોય."

સુવામા: "આવા મેળાઓથી મારું દીલ ગભરાય છે."

મુન્શી: "મારું મન કાબૂમાં નથી રહેતું. જ્યારથી મેં સાંભળ્યું છે કે સ્વામી પરમાનન્દજી ત્યાં આવ્યા છે, ત્યારથી એમનાં દર્શન કરવા મારું મન આતુર બની ગયું છે."

સુવામા પહેલાં તો તેમને જવા દેવા માટે સંમત ન થઇ, પરંતુ જ્યારે તેને લાગ્યું કે તે હવે રોકયા રહે એમ નથી, એટલે નાઇલાજ થઇ માની ગઈ. એ દિવસે જ મુન્શીજી રાતના અગિયાર વાગે પ્રયાગરાજ પહોંચી ગયા. જતી વખતે એમણે પ્રતાપને ચૂંબન કર્યું અને પોતાની પત્નીને પ્રેમથી આલિંગન કર્યું. એ વખતે સુવામાએ જોયું કે એમની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં. ચૈત્ર માસમાં કાળાં વાદળાં દેખીને જેવી રીતે કૃષીકાર કાંપવા લાગે, એવી રીતે એમની અશ્રુપૂર્ણ આંખો જોઇ સુવામા ધ્રૂજવા લાગી, મુન્શીજીનું હૃદય પણ ધબકી રહ્યું હતું. કારણ કે આંસુનું એ એકએક બીંદુ વૈરાગ્ય અને ત્યાગનું અગાધ સમુદ્રજળ હતું. દેખાવમાં તે જળના નાનાં ટીપાં જેવું હતું, પરંતુ તે ગંભીર અને વિસ્તીર્ણ ભાવ પ્રગટ કરતું હતું.

મુન્શીજી ઘરની બહાર નીકળ્યા ત્યારે સુવામાએ એક નિઃશ્વાસ મૂકયો. કોઈ અદૃષ્ટે એને કહ્યું કે હવે તને તારા પતિનાં દર્શન નહિ થાય! એક દિવસ, બે દિવસ, ચાર દિવસ એમ કરતાં

અઠવાડિયું પસાર થઇ ગયું, પરંતુ મુન્શીજી પાછા ન આવ્યા. સુવામા આકુળવ્યાકુળ બની ગઈ. તેણે તાર કર્યો, માણસો દોડાવ્યા, પણ તેમનો ક્યાં જ પત્તો લાગ્યો નહિ. એમ કરતાં બીજું અઠવાડિયું પણ પૂરું થયું. મુન્શીજીની પાછા વળવાની જે થોડીઘણી આશા હતી તે પણ હવે માટીમાં મળી ગઇ. મુન્શીજીનું અદૃશ્ય થવું એ એમના કુટુંબની એકલાની જ નહિ, પણ ગામ આખાની એક શોકમય કથા હતી. ગામમાં ચારે તરફ ચોટામાં ને ચકલામાં એ જ વાતો થતી અને જે કોઇ સાંભળતું તે દુઃખી થતું. ધનવાન કે નિર્ધન સૌ કોઇને દુઃખ થતું હતું. જેની હાજરીથી ચારે તરફ આનંદ છવાઈ રહેતો, તેની ગેરહાજરીથી અત્યારે ચારે તરફ ગમગીની ફેલાઇ ગઇ હતી. જે રસ્તાઓ બાળકોનાં ટોળાંઓથી ઊભરાઇ જતા, ત્યાં અત્યારે ધૂળ ઊડતી હતી. બાળકો વારંવાર એમને ત્યાં જવા રોતાં અને હઠ કરતાં હતાં. એમને કયાં ખબર હતી કે હવે એ બધા આનંદોત્સવ ખલાસ થઇ ગયા હતા. જાણે પોતાનું કોઈ નજીકનું સગું મરી ગયું હોય, એમ એમની માતાઓ મોં ઢાંકીને અત્યારે રોતી હતી.

મુન્શીજીનાં ગૂમ થવાથી એમ તો બધા જ રોતા હતા, પરન્તુ આડતીઆઓ ને શરાફોનો લેણદેણનો હિસાબ હજુ પત્યો નહોતો, એટલે એમનું રોવાનું તો એથી પણ વધારે હતું. એમણે દસબાર દિવસ તો જેમ તેમ કરીને કાઢયા, પણ પછી તો તેઓ એક પછી એક આવી હીસાબના ચોપડાઓ બતાવવા મંડયા. કોઇ જગાએથી બ્રહ્મભોજનમાં બસો રૂપીઆનું ઘી આવ્યું હતું ને પૈસા બાકી હતા, તો કોઈ જગાએથી બસો રૂપીઆનો મેંદો આવ્યો હતો. કાપડીઆઓને ત્યાં હજારોનો હિસાબ બાકી હતો. મંદિર બનાવતી વખતે શરાફ પાસેથી વીસ હજાર કરજે લીધા હતા, તે હજુ એમને એમ જ ઊભા હતા. હિસાબનાં કાંઇ ઠેકાણાં જ રહ્યા નહોતાં. ઘર અને ઘરવખરી બાદ કરતાં કોઈ એવી ચીજ પાસે રહી ન હતી કે જે વેચી મોટી રકમ મેળવી શકાય. જમીન વેચી દઇને દેવું પતાવવાનો માત્ર એક જ માર્ગ ખુલ્લો હતો.

બિચારી સુવામા નીચું મુખ રાખી ચાદરી પર બેઠી હતી. પ્રતાપચંદ્ર લાકડીના ઘોડા પર સવાર થઇ આગણામાં રમતો હતો. એ વખતે કુળના પુરોહિત પંડિત મોટેરામ શાસ્ત્રી સ્મિત ફરકાવતા અંદર આવ્યા. શાસ્ત્રીજીને પ્રસન્ન મુખવાળા જોઇ, કાંઇ શુભ સમાચાર લાવ્યા હશે એમ માની, સુવામા ચમકીને ઊભી થઇ ગઇ. તેણે એમને માટે આસન પાથર્યું અને આશાભરી આંખે એમની તરફ જોઇ રહી. પંડિતજી આસન પર બેઠા અને તપખીર સૂંઘતા બોલ્યા : " તમે શરાફના હિસાબ જોયા ? "

સુવામા નિરાશ થઇને બોલી : " હા, જોયા."

મોટેરામ : " રકમ ઘણી મોટી છે. મુન્શીજીએ આગળ-પાછળનો કાંઇ વિચાર જ ન કર્યો કે ન તો કાંઈ હિસાબ પણ પોતે રાખ્યો."

સુવામા : " હા, હવે તો એ રકમ મોટી થાય જ ને ? નહિતો શું એક એક ભોજનમાં આટલો ભારે ખરચો થયો હશે ? "

મોટેરામ : " બધા દિવસ સરખા જતા નથી."

સુવામા : " હવે તો ઈશ્વર કરે તે સાચું. હું શું કરી શકું એમ છું ? "

મોટેરામ : " હા, ઇશ્વરની ઇચ્છા તો ખરી જ, પણ તમે હવે કાંઈ વિચાર કર્યો છે ? "

સુવામા " હા, ગામ વેચીશ."

મોટેરામ : " અરે રે ! આ શું કહી રહ્યાં છો ? જમીન વેચી નાખશો તો પાછળ શું રહેશે ? "

સુવામા : " ત્યારે એ સિવાય બીજો કોઈ ઉપાય દેખાતો નથી."

મોટેરામ : " પણ જમીન હાથથી જતી રહેશે તો પછી તમારો જીવનનિર્વાહ કેવી રીતે ચાલશે ? "

સુવામા : " ઇશ્વર દીનનો બેલી છે. એ અમારૂં જીવનનાવ ગમે તેમ કરી પાર ઉતારશે."

મોટેરામ : "અફસોસની વાત છે કે આવા પરોપકારી પુરુષનાં બાળબચ્ચાં આવું દુઃખ ભોગવે !"

સુવામા : "ઈશ્વરની એવી જ ઇચ્છા હશે, બીજું શું ?"

મોટેરામ : "ત્યારે જુઓ, હું એક રસ્તો બતાઉં કે જેથી લાકડી તૂટે નહિ અને સાપ મરે."

સુવામા : "હા, બતાવો. તમારો ઉપકાર માનીશ."

મોટેરામ : "પહેલાં તો એક દરખાસ્ત લખાવી કલેક્ટર સાહેબને મોકલો કે જમીનનું મહેસૂલ માફ કરે. બાકીના પૈસાનો બંદોબસ્ત મારા પર છોડી દો. હું ફાવે એમ કરીશ, પણ જમીનદારીને જરા પણ આંચ આવવા દઈશ નહિ."

સુવામા : "કંઇક કહો તો ખરા કે આટલા બધા પૈસા તમે લાવશો ક્યાંથી ?"

મોટેરામ : "તમારે માટે પૈસા ક્યાં ઓછા છે ? મુન્શીજીના નામ પર લખાણપત્ર કર્યા વગર પચાસ હજાર રૂપિયાનો બંદોબસ્ત કરવો તેમાં કાંઇ મોટી વાત નથી. સાચી વાત તો એ છે કે રૂપિયા તો તૈયાર છે પણ તમારા મોઢેથી હા નીકળે એટલી જ વાર છે."

સુવામા : "શહેરના સારા માણસોએ ભેગા કર્યા હશે ?"

મોટેરામ : "હા. રૂપિયા તો વાતવાતમાં જ ભેગા થઇ ગયા છે. સાહેબની મદદ સારા પ્રમાણમાં હતી."

સુવામા : "મહેસૂલ માફ કરાવવા માટે હું દરખાસ્ત પણ લખાવવાની નથી ને મારા સ્વામીના નામ પર દેવું પણ કરવા માગતી નથી. મારાં ગામ વેચી સૌની પાઇએ પાઈ હું ચૂકવી દઇશ."

આમ કહીને સુવામાએ સખ્તાઇથી મુખ ફેરવી લીધું અને એનું પીળું મુખ ક્રોધાન્વિત બની ગયું. વાત બધી બગડી જશે એમ સમજી મોટેરામ સ્વસ્થતા ધારણ કરીને બોલ્યા : "સારૂ, જેવી તમારી મરજી. એમાં કાંઇ જોરજુલમ નથી. પણ એટલું સમજી લેજો કે તમારે શીર જો કોઇ જાતનું દુઃખ આવી પડશે તો પ્રલય થશે."

સુવામા : "તો શું તમે એમ ઇચ્છો છો કે હું મારા પતિ માટે બીજાનો અહેશાન ઉઠાવું? હું આ ઘરમાં બળી મરીશ, ભૂખે મરી જઇશ, પણ કોઇનો ય અહેશાન માથે નહિ ચડાવું."

મોટેરામ : "છટ્ છટ્! તમારી ઉપર કોણ ઉપકાર ચડાવી શકે એમ છે? આવું ન બોલો. દેવું કરવામાં કાંઈ શરમ નથી. કયો જમીનદાર એવો છે કે જેને માથે લાખ બે લાખનું દેવું નહિ હોય!"

સુવામા : "હું નથી માનતી કે આ દેવામાં અહેશાન નથી."

મોટેરામ : "સુવામા, તમારી બુદ્ધિ કેમ બહેર મારી ગઇ છે! ભલા, તમે તો બધું દુઃખ ભોગવી શકો એમ છો, પણ તમને આ બાળકની પણ કાંઈ દયા નથી આવતી?"

મોટેરામનો આ ઘા સુવામાને અસહ્ય થઈ પડયો. તેની આંખો આંસુથી ભરાઇ ગઇ અને તે કરુણ દ્રષ્ટિથી પુત્રની સામે જોઇ રહી. આ પુત્રને માટે કેટકેટલી તપશ્ચર્યાઓ કરી છે? શું એના નસીબમાં દુઃખ જ લખ્યું છે? જે છોડવો જળપવનનાં પ્રચંડ મોજાઓથી રક્ષિત રહેતો, જેની ઉપર સૂર્યના પ્રચંડ કિરણો નહોતાં પડવા દેવામાં આવતાં, જે સ્નેહસુધાથી હંમેશા અભિસિંચિત રહેતો, તેને શું આજે ધીકતા અગ્નિ વચ્ચે મુંઝાવું પડશે? સુવામા કેટલો ય સમય ચિંતામગ્ન બની બેસી રહી. મોટેરામ પણ મનમાં ને મનમાં રાજી થયો કે હવે દાવ સફળ થયો. એટલામાં સુવામા માથું ઊંચું કરીને બોલી: "જેના બાપે લાખ્ખો માણસોને છવાડયા, ખવડાવ્યું. પીવડાવ્યું, તે બીજાનો આશરો નહિ લે. જો એના પિતાનું પૂણ્ય તેની મદદમાં આવશે, તો તે પોતે બીજા દસને ખવરાવીને ખાશે. (પુત્રને બોલાવીને) બેટા, જરાક આમ આવ તો. કાલથી તારાં મીઠાઈ, દૂધ, ઘી બધું બંધ કરવામાં આવે છે. રોઇશ તો નહિ ને?" આટલું કહીને એણે પુત્રને ખોળામાં લીધો ને તેના ગાલ પરનો પ્રસ્વેદ લૂછી એક ચુંબન લીધું.

પ્રતાપ : "શું કહ્યું? કાલથી મીઠાઈ બંધ! કેમ? શું મીઠાઈવાળાની દુકાને મીઠાઈ ખલાસ થઇ ગઇ?"

૨૫૨૩૯

સુવામા : "મીઠાઇ તો છે, પણ એના પૈસા કોણ આપશે ?"

પ્રતાપ : "હું મોટો થઇશ ત્યારે એને ઘણા રૂપિયા આપીશ... ચલ, ડચૂડચૂ ! જો મા, કેવો પાણીદાર ઘોડો છે ?" સુવામાની આંખો ફરીને સજળ બની. "અરે ! આ સુંદર ને સુકોમળ બાળક પર અત્યારથી જ ગરીબાઇનું દુઃખ આવી પડશે ! ના, ના, હું પોતે જ બધુ દુઃખ ભોગવી લઇશ, પરંતુ મારા આ પ્રાણથી પણ અધિક પ્યારા બાળક પર દુઃખની એક છાયા પણ પડવા નહિ દઉં."

મા આ પ્રમાણે જ્યારે વિચાર કરતી હતી, ત્યારે પ્રતાપ પોતાના હઠીલા ને તોફાની ઘોડા પર ચડવા માટે તલ્લીન બની ગયો હતો. ખરેખર ! બાળક બાળારાજા કહેવાય છે એ સાચું જ છે !

મોટેરામે પોતાની કપટજાળ ઘણી પાથરી, પણ એમના વાક્ચાતુર્યમાં સુવામા સપડાઇ નહિ. તે એકની બે ન થઇ. જેણે આ સમાચાર સાંભળ્યા તે તેનાં વખાણ કરવા લાગ્યું કે સંતોષી ને ઉદાર હૃદયવાળા પુરુષની સ્ત્રીને છાજે એવું એણે કરી દેખાડયું.

પંદર દિવસ બાદ જમીનદારીની હરાજી થઇ. તેમાંથી પચાસહજાર રૂપિયા ઉપજ્યા. એ રકમમાંથી બધુ દેવું પતાવી દેવામાં આવ્યું. ઘરનો બીનજરૂરી સામાન વેચી દીધો. મકાનની અંદરના ભાગની ઊંચી ઊંચી દીવાલો તોડી નંખાવી બે સ્વતંત્ર ખંડ ઉતાર્યા. એક ખંડમાં સુવામા પોતે રહેવા લાગી ને બીજો ભાગ તેણે ભાડે આપ્યો.

★

# પ્રકરણ ૩ જું : . . . . નવા પાડોશીઓ

★

**સુવામાના** ભાડુઆત મુન્શી સંજીવનલાલ બહુ વિચારશીલ માણસ હતા. તેઓ પહેલાં એક સારો હોદ્દો ધરાવતા હતા, પરંતુ સ્વમાની હોઇ તેઓ ઉપરી અધીકારીઓને ખુશ રાખી શકયા નહિ અને છેવટે એમની દુષ્ટતાથી લાચાર બની તેમણે રાજીનામું આપી દીધું. નોકરી દરમ્યાન એમણે થોડી મિલકત ભેગી કરી હતી, એટલે નોકરી મૂકી દીધા બાદ એમણે કોન્ટ્રેકટરનું કામ હાથમાં લીધું અને મહેનત ઉઠાવી થોડા સમયમાં સારી મિલકત પેદા કરી. આ વખતે એમને માસીક ચારસોથી પાંચસો રૂપીઆ સહેજે મળી રહેતા. ઇશ્વરે એમને કાંઈક એવી અનુભવી બુદ્ધિ પ્રદાન કરી હતી કે જે કામ એ હાથ પર લેતા, તેમ તેમને કાંઇક ને કાંઈક નફો મળી જ રહેતો.

મુન્શી સંજીવનલાલનું કુટુંબ બહુ મોટું ન હતું. એમને બાળકો તો ઘણાં થયાં હતાં, પરંતુ તેમાંથી અત્યારે માત્ર એક પુત્રી જ જીવતી હતી. એનું નામ વૃજરાણી હતું.

પ્રતાપચંદ્ર અને વૃજરાણી વચ્ચે પહેલે જ દીવસે મિત્રતા બંધાઇ ગઈ. અરધા કલાકમાં તો બન્ને ચકલીઓની માફક રમવા મંડી ગયાં. વૃજરાણી-વિરજને પોતાની ઢીંગલી, રમકડાં ને વાજું બતાવ્યાં. પ્રતાપચંદ્રે પોતાની ચોપડીઓ, કલમ અને ચિત્રો બતાવ્યાં. વિરજનની મા સુશીલાએ પ્રતાપચંદ્રને પ્રેમપૂર્વક પોતાના ખોળામાં લઇ લીધો. તે દિવસથી તે દરરોજ સાંજના વખતે આવતો ને બન્ને ભેગાં રમતાં. એ બન્ને જાણે સગાં ભાઇબહેન હોય એવાં લાગતાં હતાં. સુશીલા બન્ને બાળકોને ખોળામાં લેતી અને લાડ કરાવતી અને કલાકો સુધી આ હસતાં રમતાં બાળકો તરફ જોઇ રહેતી. વિરજન પણ કોઈ કોઈવાર પ્રતાપને ઘેર આવતી. એને જોઇને દુઃખી સુવામા પોતાનું દુઃખ ક્ષણભર ભૂલી જતી. એને છાતી સરસી ચાંપતી અને એની નિર્દોષ વાતો સાંભળી પોતાનું મન બહેલાવતી.

એક દિવસ મુન્શી સંજીવનલાલ બહારથી ઘેર આવ્યા અને જોયું તો દિવાનખાનામાં પ્રતાપ અને વિરજન બન્ને ખુરશી પર બેઠેલાં હતાં. પ્રતાપ કોઈ એક ચોપડી વાંચતો હતો અને વિરજન તે ધ્યાન દઇને સાંભળતી હતી.

મુન્શીજીને જોઇને બન્ને એકદમ ઊભા થઈ ગયાં. વિરજન તો દોડીને પિતાજીના ખોળામાં બેસી ગઈ અને પ્રતાપ પ્રણામ કરી એક બાજુ ઊભો રહ્યો. કેવો ગુણવાન એ બાળક હતો ! હજુ તો તે માત્ર આઠ વરસનો જ હતો, પરંતુ અત્યારથી જ તેનાં લક્ષણો તેનાં ઉજ્જવળ ભાવીની આગાહી આપતાં હતાં—દિવ્ય મુખમંડળ, પાતળા ગુલાબી હોઠ, તીવ્ર બુદ્ધિ, કાળા ભમ્મર જેવા વાળ અને શરીર પર સ્વચ્છ કપડાં !

મુન્શીજીએ કહ્યું : " પ્રતાપ, અહીં આવ તો ! "

પ્રતાપ ધીરે ધીરે સંકોચાતો એમની પાસે ગયો. મુન્શીજીએ પિતૃવત્ પ્રેમથી એને ખોળામાં લીધો અને પૂછ્યું : " તું હમણાં કયું પુસ્તક વાંચતો હતો ? "

પ્રતાપ જવાબ દેવા જતો હતો ત્યાં તો વિરજન બોલી ઊઠી : " બાપુજી ! એમાં તો બહુ સારી સારી વાતો હતી. હેં બાપુજી ! શું પહેલાં ચકલીઓ પણ આપણી માફક વાતો કરી શકતી ? "

મુન્શીજી સહેજ હસીને બોલ્યા : " હા, તે બોલી શકતી ! " હવે પ્રતાપનો ક્ષોભ ઊડી ગયો. મુન્શીજી હજુ પૂરું બોલી રહ્યા નહોતા, તે પહેલાં તે બોલી ઊઠ્યો : " ના વિરજન, બાપુજી તને ફોસલાવે છે. આ વાતો તો બધી બનાવટી છે." મુન્શીજીને એના નીડર વિરોધથી ખૂબ હસવું આવ્યું.

હવે તો પ્રતાપ પોપટની માફક આનંદમાં આવી બોલવા મંડયો : " શાળા તો એવડી મોટી છે કે આખું ગામ એમાં સમાઇ જાય, તેની દિવાલો તો તાડ જેવડી ઊંચી છે. બળદેવપ્રસાદે ગેડીનો એક એવો તો ફટકો લગાવ્યો કે દડો

આકાશમાં પહોંચી ગયો! હેડ માસ્તરના મેજ ઉપર લીલી હરિયાળી બીછાવેલી છે! એના ઉપર પુષ્પોથી ભરેલી ફૂલદાનીઓ મૂકેલી છે. ગંગાજીનાં કાળાં જળ એવાં જોરથી વહી રહ્યાં છે કે વચ્ચે પહાડ આવે તો તે પણ તણાઇ જાય!...ત્યાં એક બાવાજી બેઠા છે!... રેલગાડી સનનન્ દોડી રહી છે...એંજીન છુકછુક બોલી રહ્યું છે. એંજીનની ગરમીથી ગાડી દોડે છે...ગાડીની સાથે સાથે ઝાડ પણ દોડતાં દેખાય છે......"

પ્રતાપે આવી કેટલીય વાતો તેની કાલી ભાષામાં કહી નાખી. વિરજન તો ચિત્રવત્ બનીને સાંભળી જ રહી. એણે રેલગાડીમાં તો બેત્રણ વાર મુસાફરી કરી હતી, પરંતુ એ જાણતી ન હતી કે રેલગાડી કોણે બનાવી અને તે કેવી રીતે ચાલે છે? એણે બે ત્રણ વાર પોતાના શિક્ષકને પૂછી જોયું હતું, પણ 'ઇશ્વરની ગતિ ન્યારી છે' એમ કહી શિક્ષકે વાત ઉડાવી દીધેલી. વિરજન પણ ત્યારથી માનતી થઈ હતી કે ઇશ્વરનો મહિમા એ એવો કોઈ મહાન એક બળવાન ઘોડો છે કે જે ગાડીઓને પણ ખેંચી જાય છે. જ્યારે પ્રતાપ બોલી રહ્યો ત્યારે વિરજન પિતાજીના ગળામાં હાથ નાખી બોલી: "બાપુજી, હું પણ પ્રતાપની ચોપડીઓ વાંચીશ."

મુન્શી: "દીકરી, તું તો સંસ્કૃત ભણે છે અને આ તો દેશી ભાષામાં છે."

વિરજન: "તો હું પણ એ ભાષા શીખીશ. એમાં કેવી સરસ વાતો છે! મારી ચોપડીમાં તો એક એવી પણ વાર્તા નથી. હેં બાપુજી, ભણવાનું કોને કહેવાય?"

મુન્શીજી ગલ્લાંતલ્લાં કરવા લાગ્યા. એમણે પોતે કદી વિચાર નહોતો કર્યો કે ભણતર યાને શિક્ષણ એ શું વસ્તુ છે? હજી એ માથું જ ખંજવાળી રહ્યા હતા કે ત્યાં તો પ્રતાપ બોલી ઊઠ્યો: "હું જે વાંચતો હતો એનું જ નામ ભણતર કહેવાય!"

વિરજન: "તો શું હું નથી વાંચતી? એ ભણતર ન કહેવાય?" વિરજન સિદ્ધાન્તકૌમુદી ભણતી હતી. પ્રતાપે કહ્યું: "તું તો માત્ર પોપટના જેવું રટણ જ કર્યો કરે છે."

★

## પ્રકરણ ૪ થું: બન્ને વચ્ચે એકતા વધતી જાય છે

★

**સુવામાએ** ધનના અભાવે રસોયણને અને દાસદાસીઓને રજા આપી દીધી હતી, કારણ કે હવે ન તો એમની જરૂર હતી કે ન તો એમનો ખર્ચ પણ પરવડે તેમ હતો. માત્ર એક વૃદ્ધા ચાકરડી રહી હતી. રસોઇ સુવામા જાતે જ કરતી અને બીજું ઘરકામ આ દાસી કરતી. પરન્તુ ગરીબ બિચારી સુવામાને કામકાજનો મહાવરો નહિ હોવાથી થોડા જ દિવસોમાં પરિશ્રમને લીધે તેને વચ્ચે વચ્ચે તાવ આવી જતો, પરિણામે શરીર સુકાયા કરતું. ખાવાપીવા પ્રત્યે અરૂચી વધવા લાગી હતી અને તેને લઇને કામ-કાજમાં તે ચિત્ત પરોવી શકતી નહિ. આમ હોવા છતાં પોતાનું ઘરકામ તે નિયમિત કર્યા કરતી. જ્યાં સુધી પ્રતાપ ઘેર હોય ત્યાં સુધી પોતાના મુખ પર જરાપણ વિષાદ કે દુઃખની છાયા પડવા દેતી નહિ, પરંતુ પ્રતાપ નિશાળે જતો કે તરત જ એ ચાદર ઓઢીને સૂઇ જતી ને દુઃખની મારી ચુપચાપ રડયા કરતી.

પ્રતાપ બુદ્ધિશાળી છોકરો હતો. માની તબીયત દિવસે દિવસે લથડતી જોઈ તે કળી ગયો કે મા બિમાર છે. એક દિવસ તે નિશાળમાંથી છૂટી સીધો ઘેર આવ્યો. પુત્રને જોતાં જ એકદમ સુવામા ઊભી થવા ગઇ, પણ અશક્તિને લીધે તે બેભાન થઇને જમીન પર ફસડાઇ પડી. પ્રતાપે એકદમ એને સંભાળી લીધી ને કાંઇક સખ્તાઇથી તે બોલ્યો: "બા! આજકાલ તારી તબીયત ઠીક રહેતી નથી લાગતી! તું આટલી બધી સુકાઇ કેમ ગઇ છું? જો તો તારૂં શરીર કેટલું બધું ગરમ છે? હાથ પણ દાઝી ઊઠે છે!"

સુવામાએ હસવાનો પ્રયત્ન કર્યો. તેનો નિસ્પૃહ અને નિઃસ્વાર્થ પ્રેમ પોતાના પુત્રને 'પોતે બિમાર છે' એમ કહી દુઃખી કરવા નહોતો માંગતો. તે ધીમા અવાજે બોલી: "ના બેટા, હું બિમાર તો નથી, એ તો આજે જ સહેજસાજ તાવ આવી ગયો છે, સાંજ

સુધીમાં સારું થઈ જશે. છાજલીમાં શીરો પડ્યો છે તે લે......
ના, ના, તું બેસ, હું જ લાવી આપું છું."

પ્રતાપ: "ના બા, તમે મને બનાવો છો. તમે સાચેસાચ બિમાર છો. એક દિવસના તાવમાં તે કોઇ આમ દૂબળું પડી જતું હશે?"

સુવામા: (સ્હેજ હાસ્ય ફરકાવીને) "શું હું બહુ સુકાઇ ગયેલી દેખાઉં છું? મને તો એવું કાંઈ લાગતું નથી."

પ્રતાપ: "હું ડાકટરને બોલાવી લાવું છું."

સુવામા: (પ્રતાપનો હાથ પકડીને) "તને ખબર છે કે ડાકટર ક્યાં રહે છે?"

પ્રતાપ: "એ તો પૂછતો પૂછતો શોધી કાઢીશ."

સુવામા વધુ બોલવા જતી હતી એવામાં ફરીથી એને ચક્કર આવ્યાં ને આંખો ફાટી ગઇ. આ દશ્ય જોઇને પ્રતાપ ડરી ગયો. તેનાથી બીજું કાંઈ તો ન થઈ શક્યું, પરંતુ એ દોડતો વિરજનને ઘેર પહોંચ્યો અને ઊભો ઊભો રોવા લાગ્યો.

દરરોજ આ સમયે પ્રતાપ વિરજનને ઘેર પહોંચી જતો. આજે કાંઇક વાર થવાથી વિરજન અકળાઇને આમતેમ જોતી તેની પ્રતિક્ષા કરતી હતી. તે અકસ્માત્ બારણા પાસે આવી ચડી અને જોયું તો પ્રતાપ પોતાના મુખ પર બે હાથ ઢાંકીને ઊભો હતો. પહેલાં તો એને લાગ્યું કે એ તો મશ્કરીમાં અમસ્તુ તેણે મોં ઢાંકી દીધું છે. પરંતુ જ્યાં એણે એના હાથ ઊંચા કરીને જોયું તો તેની આંખોમાં આંસુ હતાં! વિરજન એકદમ ચમકી ઊઠી ને બોલી: "હેં ભઇલા, કેમ રોવે છે? કહે તો ખરો!"

પ્રતાપ જવાબ આપવાને બદલે ડૂસકે ને ડૂસકે રોવા લાગ્યો.

વિરજન: "શું કાકી કાંઇ વઢ્યાં હતાં? જા ભાઇ! તું તો છાનો ય રહેતો નથી!"

પ્રતાપ: "ના, વિરજન. બા બહુ માંદી થઇ ગઈ છે."

આવું સાંભળતાં જ વિરજન એકદમ એકીશ્વાસે દોડીને સુવામાના ખાટલા પાસે આવીને ઊભી રહી. જોયું તો તે સુમસામ

પડી હતી. આંખો બંધ હતી ને તે ઊંડા શ્વાસ લઈ રહી હતી. એનો હાથ પકડીને વિરજન એને ઢંઢોળવા મંડી: "કાકી, કેમ છે હવે? જરા આંખો તો ખોલો."

પરંતુ કાકીની આંખો ન ઉઘડી. એટલે એણે તાકામાંથી તેલનું ચલાણું કાઢી એમના માથામાં તેલ ઘસવા માંડ્યું. બિચારી સુવામાના માથામાં મહિનાઓ થયાં કોઇએ તેલનું ટીપું યે નાંખ્યું ન હતું, તેથી તેલની ઠંડકથી એની આંખો ઉઘડી.

વિરજન: "કાકી, કેમ છે હવે તમને? શરીર દુઃખે છે?"

સુવામા: "ના, બેટા! હવે સારું છે. ભાઇ ક્યાં ગયો?"

વિરજન: "એ તો મારે ઘેર છે. ખૂબ જ રોતો હતો."

સુવામા: "તું જા, એની જોડે રમ. હવે મને સંપૂર્ણ આરામ છે.

એવામાં સુશીલા આવી પહોંચી. સુવામાને મળવાની એને ઘણા વખતથી તીવ્ર ઇચ્છા હતી, પરંતુ કોઈ ખાસ અવસર મળતો ન હતો.

અત્યારે તે આશ્વાસન આપવાના બહાને આવી પહોંચી. વિરજન પોતાની માને જોઇને એકદમ આનંદમાં આવી ગઇ અને તાળીઓ વગાડતી બોલી ઊઠી: "બા આવી, બા આવી."

બન્ને અબળાઓ વાતે ચડી. વાતો કરતાં કરતાં દીવાબત્તી વેળા થઈ ગઈ અને કોઇને ય ખ્યાલ ન રહ્યો કે પ્રતાપ ક્યાં છે! પ્રતાપ થોડીક વાર તો રોતો રોતો બારણા પાસે ઊભો રહ્યો હતો, પણ પછી તરત જ આંખો લૂછી ડાકટર કિચલૂને બોલાવવા રવાના થયો. ડાકટર મુન્શી શાલીગ્રામના મિત્ર હતા, એટલે જ્યારે પણ ડાકટરની જરૂર પડતી ત્યારે એમને જ બોલાવવામાં આવતા. પ્રતાપને એટલી માહિતી હતી કે ડાકટર સાહેબ વેણી નદીના કિનારે લાલ બંગલામાં રહેતા હતા. પ્રતાપે આજ સુધી પોતાના મહોલ્લાની બહાર કદી પણ પગ મૂક્યો ન હતો, પરન્તુ અત્યારે તે માતૃભક્તિથી તણાઇને કશા પણ અંતરાયોનો ખ્યાલ

વગર ઘરની બહાર નીકળી પડ્યો હતો. બજારમાં આવીને એક એક્કાવાળાને તેણે પૂછ્યું: "લાલબંગલે આવીશ?" લાલબંગલો શહેરમાં પ્રસિદ્ધ હતો. એક્કાવાળો તૈયાર થયો ને આઠ વાગતામાં તો ડાક્ટર સાહેબ સુવામાને ઘેર આવી પહોંચ્યા. આ બાજુ ઘેર તો ચારે બાજુ પ્રતાપની શોધખોળ થઇ રહી હતી, કે ઓચિંતો તે ઝડપભેર ચાલતો ઘરમાં દાખલ થયો ને બોલ્યો: "પડદો કરો. ડાક્ટર સાહેબ આવે છે."

સુવામા અને સુશીલા બન્ને આશ્ચર્યચકિત થઈ ગયાં. એમને હવે ખબર પડી કે તે ડાક્ટરને બોલવવા ગયો હતો. સુવામાએ પ્રેમથી એને ખોળામાં લઈ લીધો અને સજળ નેત્રે તેને પૂછ્યું: "શું એકલો ગયો હતો, બેટા! તને રસ્તો કેવી રીતે જડ્યો? બીક નહોતી લાગી? પૂછ્યા કર્યા વગર જ ચાલ્યો ગયો? તું ભૂલો પડ્યો હોત તો હું શું કરત? આવો મારો લાડકો હું ક્યાંથી લાવત?" આમ કહીને તે પ્રતાપને ઉપરાઉપરી બચ્ચીઓ કરવા લાગી. જાણે પોતે પરીક્ષામાં પાસ થયો હોય એમ પ્રતાપ ખુશ થઈ ગયો. થોડીવારમાં પડદો કરી દેવામાં આવ્યો અને ડાક્ટર સાહેબ અંદર આવ્યા. એમણે સુવામાની નાડી જોઇને આશ્વાસન આપ્યું. એ પ્રતાપને ખોળામાં બેસાડી બધું પૂછવા લાગ્યા. દવા તેઓ સાથે લઈને જ આવ્યા હતા, તે આપીને નવેક વાગે બંગલે પાછા ચાલ્યા ગયા. તાવ જીર્ણ થઇ ગયો હોવાથી પૂરા એક માસ પર્યંત સુવામાને કડવી કડવી દવાઓ પીવી પડી. ડાક્ટર સાહેબ દરરોજ સવારસાંજ બે વખત આવતા અને પોતાની સગી બહેન હોય એવી રીતે સુવામાની ચિકિત્સા કરતા. એક વાર સુવામાએ બીતા બીતા ફીના રૂપિયા એક પાત્રમાં મૂકી તે પાત્ર એમની સામે મૂક્યું. પરંતુ ડાક્ટર સાહેબે તો એને હાથ પણ લગાડ્યો નહિ. માત્ર એટલું જ બોલ્યા: "મારા તરફથી એ રૂપિયા પ્રતાપને આપજો. એ દરરોજ પગે ચાલીને નિશાળે જાય છે, તે એમાંથી એક સાયકલ લાવશે."

વિરજન અને તેની મા બન્ને સુવામાની સેવામાં હરઘડી હાજર રહેતાં. સુશીલા કયારેક કદાચ વિલંબ કરતી, પરંતુ વિરજન તો

એક ઘડી પણ સુવામા પાસેથી દૂર ખસતી નહિ. તે સુવામાને દવા આપતી, પાણી પાતી ને કાલી કાલી વાતો કરીને એનું મન રંજન કરતી. તેણે રમવાનું, કૂદવાનું બધું મૂકી દીધું હતું. સુવામા જ્યારે એને ખૂબ જ કહેતી, ત્યારે તે પ્રતાપની જોડે થોડીવાર બાગમાં રમવા જતી.

પરંતુ દીવાબત્તી વેળાએ તો એ પાછી આવી જતી ને છેવટે ઊંઘના માર્યાં બેસી રહેવાનું મુશ્કેલ બનતું, ત્યાં સુધી તે ત્યાંથી ઊઠવાનું નામ ન લેતી. મોટે ભાગે તો એ ત્યાં જ સૂઈ જતી. રાત્રે નોકર ગોદમાં ઉપાડીને તેને ઘેર લઈ જતો. કોણ જાણે કયા પ્રકારની પ્રેમની આ ધૂન હતી !

એક દિવસ વ્રજરાણી સુવામાના ઓશીકા પાસે બેસીને પંખો નાખતી દીવાલ સામે આંખો ઠેરવીને કોણ જાણે શા ય વિચારોમાં ધ્યાનમગ્ન થઈને બેઠી હતી. વૃક્ષો ઉપર જેવી રીતે ચાંદની પથરાઈ ગઈ હોય એવી જ રીતે એના આર્દ્ર ઓષ્ઠ પર આછું આછું સ્મિત ફરકી રહ્યું હતું. એને ખબર નહોતી કે કાકી પોતાના તરફ જોઈ રહ્યાં છે. એવામાં અચાનક વિરજનના હાથમાંથી પંખો પડી ગયો અને પંખો લેવા જેવી તે નીચી નમી કે સુવામાએ એને પાસે ખેંચીને છાતી સરસી ચાંપી લીધી ને વ્હાલ કરી પૂછ્યું : “વિરજન, સાચું કહેજે, હમણાં તું શાના વિચાર કરતી હતી ?”

વિરજને કાકીની છાતીમાં મોં છુપાવી દીધું. તે કાંઈક શરમીંદી બની ગઈ. થોડીવાર બાદ તે બોલી : “ કાંઈ નહિ. જાઓ, તમને નહિ કહું.”

સુવામા : “ મારી લાડકી વિરજન! કહે તો ખરી, શું વિચાર કરતી હતી ?”

વિરજન : ( શરમાતી શરમાતી ) “ વિચાર કરતી હતી કે... ...જુઓ, હસશો નહિ......ના, ના, નહિ કહું.”

સુવામા : “ સારું લે ! નહિ હસું. હવે કહે, જો કહેતી હોય તો આંખો મીંચી દઉં.”

વિરજન : "કોઇને કહેશો તો નહિ ને ?"

સુવામા : "ના, કોઇનેય નહિ કહું !"

વિરજન : "હું એમ વિચાર કરતી હતી કે જ્યારે મારાં લગ્ન પ્રતાપ જોડે થશે, ત્યારે અમે ખૂબ આનંદપૂર્વક રહીશું."

સુવામા એને છાતી સરખી ચાંપી બોલી : "દીકરી, એ તો તારો ભાઇ થાય !"

વિરજન : "હા, ભાઇ જ. હું સમજી ગઈ કે તમો મને પુત્રવધૂ બનાવવા નથી માગતાં."

સુવામા: "આજ પ્રતાપને આવવા દે. હું એને પૂછી જોઇશ કે એનો શો વિચાર છે ?"

વિરજન : "ના, ના. એને વાત ન કરશો. હું તમારે પગે પડીને કહું છું."

સુવામા : "ના. હું તો જરૂર કહી દઇશ."

વિરજન : "મારા સોગંદ છે તમને, જો તમે એને કહો તો !"

★

## પ્રકરણ ૫ મું : . . . શિષ્ટજીવનનું દ્રશ્ય

★

**સમયને** પસાર થતાં વાર નથી લાગતી. ઉપરના બનાવને લગભગ બે વર્ષ થઈ ગયાં. પંડિત મોટેરામ દરરોજ સવારે વિરજનને સિદ્ધાંતકૌમુદી ભણાવવા આવતા, પરંતુ હવે તો પંડિતજી એમના રોજના નિયમ મુજબ આવતા એટલું જ હતું, બાકી વિરજનને હવે એમાં હવે કોઈ રસ રહ્યો ન હતો. એક દિવસ મુન્શીજી ઇજનેરની ઓફિસેથી ઘેર આવી પોતાના ઓરડામાં બેઠા હતા. નોકર આવી બૂટની દોરી ખોલતો હતો કે ઘરની દાસી રાધા સ્મિત કરતી ઘરમાંથી બહાર દિવાનખાનામાં આવી તેમના હાથમાં એક બંધ પરબિડીયું મૂકી આછું હસતી જરા દૂર જઈ ઊભી રહી. પરબિડિયા પર લખ્યું હતું: "શ્રીમાન બાબાસાહેબની સેવામાં!"

મુન્શી: "અરે! તું આ કોનો કાગળ લાવી છું? એ મારો નથી."

દાસી: "આપનો જ છે! આપ જરા ખોલીને જુઓ તો ખરા!"

મુન્શી: "આ તને કોણે આપ્યો? કોઈ બહારથી આવીને આપી ગયું?"

દાસી જરા હસીને બોલી: "આપ ખોલીને તે વાંચો એટલે બધી ખબર પડી જશે."

મુન્શીજીએ જરા આશ્ચર્યચકિત થઈને કાગળ ફોડ્યો. કાગળમાં નીચે પ્રમાણે લખેલું હતું:

"તમારી છોરુ વિરજનના પાયલાગણ વાંચશો. તમારી કૃપાથી હું અહીંયા સુખરૂપ છું ને પરમાત્મા પાસે તમારી સુખાકારીની પ્રાર્થના કરું છું. મેં પ્રતાપ પાસેથી વ્રજભાષા શીખી લીધી છે. નિશાળેથી આવીને તે મને દરરોજ સાંજે ભણાવે છે.

"શિક્ષણ લેવું તે જીવનનું પરમસુખ છે. વિદ્યાપ્રાપ્તિ જીવનનું અમૂલ્ય ધન છે, માટે હવે તમે મારે માટે નવીનવી સરસ ચોપડીઓ

લાવજો. વેદપુરાણમાં લખ્યું છે કે તન મનનો ભોગ આપીને પણ વિદ્યાધન મેળવવું જોઇએ. વિદ્યા દ્વારા બધાં જ દુઃખ દૂર કરી શકાય છે. કાલે મેં કાકીને વૈતાલપચ્ચીસી વાંચીસંભળાવી હતી. તેમણે ખુશ થઇને મને એક સુંદર ઢીંગલી ઈનામમાં આપી. ઢીંગલી બહુ સારી છે. જ્યારે હું એના વિવાહ કરીશ, ત્યારે તમારે મને રૂપિયા આપવા પડશે. હું હવે પંડીતજી પાસે નહિ ભણું. મારી બાને ખબર નથી કે હું વ્રજભાષા ભણી છું."

લી. તમારી લાડકી.
વિરજન

આવું સુંદર લખાણ જોઇને મુન્શીજી આનંદથી પુલકિત થઇ ગયા અને ફરીથી એ આખો ય કાગળ એકીશ્વાસે વાંચી ગયા ને પછી ઉઘાડા પગે દોડતા ઘરની અંદર જઇને પ્રતાપને એકદમ ઊંચકી લીધો અને પછી બન્ને બાળકોને આંગળીએ વળગાડી સુશીલા પાસે જઇ, તેને કાગળ દાખવી, કહેવા લાગ્યા : "કહે જો, આ કોનો કાગળ હશે ?"

સુશીલા : "મારા હાથમાં આપો, એટલે કહું"

મુન્શીજી : "ના, ત્યાં બેઠી બેઠી જ કહે."

સુશીલા : "અને હું કહીશ તો શું આપશો ?"

મુન્શીજી : "પૂરા રૂપિયા પચાસ–દૂધે ધોઇને આપીશ."

સુશીલા : "ના, પહેલાં રૂપિયા મૂકી દો ! પાછળથી તમે ફરી જાઓ તો ?"

મુન્શી : "ફરે એ બીજા ! લે આ રૂપિયા ! અમને તેં શું ફોગટીઆ માન્યા !"

એમ કહી એમણે દસ રૂપિયાની એક નોટ પાકીટમાંથી કાઢીને આગળ ધરી.

સુશીલા : "કેટલા રૂપિયાની એ નોટ છે ?"

મુન્શીજી : "પચાસની ! હાથમાં લઇને ખાત્રી કરી જો."

સુશીલા : "હમણાં કહીને લઈજ લઈશ હોં કે!"

મુન્શીજી : "હા, હા. લઈ લેજે. પણ પહેલાં બોલ તો ખરી?"

સુશીલા : "પ્રતાપનો છે એ કાગળ. ચાલો હવે રૂપિયા આપવા પડશે. હવે હું રૂપિયા લીધા વિના નહિ છોડું."

એમ કહીને સુશીલાએ તરત જ મુન્શીજીના હાથમાંથી નોટ આંચકી લીધી.

મુન્શીજી: "અરે! અરે! આ શું લૂંટ ચલાવવા માંડી છે? નોટ પણ હાથમાંથી ઝૂંટવી લે છે?"

સુશીલા: "કેમ? એટલી વારમાં જ ફરી જવા માંડ્યું ને?"

મુન્શીજી: "ના, એમ નથી. તેં જેનો કાગળ ધાર્યો છે તેનો એ નથી."

સુશીલા: "રહેવા દો. હવે ખોટા બહાના ન કાઢો. એમ કહી રૂપિયા ઓહિયાં કરી જવાની તમારી દાનત છે. કેમ પ્રતાપ, એ કાગળ તારો જ છે ને?"

પ્રતાપે નીચી નજરે મુન્શીજી તરફ દૃષ્ટિપાત કરી જવાબ આપ્યો: "મેં વળી ક્યારે પત્ર લખ્યો છે?"

મુન્શીજી : "લે સાંભળ! લેતી જા!"

સુશીલા : "એ તો જુઠ્ઠો છે. એનો જ એ કાગળ છે. તમે બધાં એક થઈ ગયાં છો."

પ્રતાપ : "સાચું કહું છું કે એ કાગળ મારો લખેલો નથી. વિરજનનો લખેલો છે."

પ્રતાપનો આવો જવાબ સાંભળી સુશીલા દિઙ્મૂઢ બની ગઇ ને બોલી : "વિરજનનો?"

પછી તેણે ઝડપથી સ્વામીના હાથમાંથી એ કાગળ ખેંચી લીધો ને ચિત્રવત્ સ્થિર બની તેને જોઇ રહી. હજુ પણ એને વિશ્વાસ નહોતો આવતો. એણે વિરજનને પૂછ્યું : "હેં મારી દીકરી, આ કાગળ તેં લખ્યો છે?"

વિરજને નીચું જોઇને જવાબ આપ્યો : "હા !"

સાંભળતાં જ સુશીલાએ તેને ઊંચકી છાતી સરસી દબાવી દીધી ને વ્હાલથી ગૂંગળાવી નાંખી.

હવે તો જ્યારે જુઓ ત્યારે વિરજન કાગળ ને પેન્સિલ લઇને કાંઇ ને કાંઈ ધોળા પર કાળું કરતી જ હોય. ઘરકામ સાથે તો પહેલેથી જ એને કાંઈ નિસ્બત નહોતી, એટલે લખતાં આવડયાં પછી તો જાણે સોનામાં સુગંધ ભળી ! એની મા ભણવા પ્રત્યેની એની તલ્લીનતા જોઇને ખૂશખૂશ થઈ જતી. બાપ પણ આ બધું જોઇને હરખથી ફુલાઈ જતો ને દરરોજ નવીનવી ચોપડીઓ લાવી આપતો કે વિરજન જેમજેમ મોટી થતી જશે તેમ વાંચશે. જો કોઇવાર વિરજન પોતાની મેળે હાથપગ ધોતી યા ભોજન બાદ હાથ લૂછવા લાગતી તો સુશીલા કામ કરનારીઓ પર ચિડાઇ જતી ને કહેતી: "કેમ તમારી આંખો ફૂટી ગઇ છે? એ પોતાના હાથે ધૂવે છે ને તમે બધીઓ ઊભીઊભી તાકી રહી છો ?"

એમ કરતાં કરતાં વિરજનને બાર વર્ષ પૂરાં થયાં, પરંતુ હજુ સુધી એને ચૂલામાં ફૂંક મારતાં પણ નહોતી આવડતી. સુવામાએ એક દિવસ વિરજનની માને કહ્યું : "બહેન, વિરજન હવે મોટી થઇ. એને હવે ઘરકામમાં રીઢી કરતાં રહો."

સુશીલા : "શું કરૂં બહેન. કામકાજમાં તો એને હું હમણા પરોવું, પણ એક વિચારથી રોકાઈ રહી છું."

સુવામા : "કેમ, શા વિચારથી ?"

સુશીલા : "કાંઇ નહિ. આળસી જવાય છે."

સુવામા : "તો એ કામ મને સોંપી દો. રસોઇ બનાવવાના કાર્યમાં તો દરેક સ્ત્રીએ નિપુણતા મેળવવી જ જોઇએ."

સુશીલા : "અત્યારથી એ બિચારીને ચૂલામાં શું કરવા ઘાલવી?"

સુવામા : "એ તો કામ કામને શીખવે."

સુશીલા : "(કંઇક ઝંખવાણી પડી જઇને) ગુલાબની કળીઓ જેવા એના ગાલ કરમાઇ જશે."

સુવામા : (હસીને) "ફૂલ કરમાયા વગર ઓછાં જ તેને કાંઇ ફળ આવે છે?"

બીજા દિવસથી વિરજન રસોઈ બનાવવા લાગી. શરૂઆતમાં તો એને ચૂલા આગળ બેસતાં ખૂબ મુશ્કેલી નડી. દેવતા હોલવાઈ જાય ને ફૂંકોફૂંકીને એની આંખો પણ બળવા માંડે અને લાલચોળ બની જાય. ચિનગારીઓ ઊડવાથી એની કેટલી યે રેશમી સાડીઓ બળી ગઈ, હાથમાં છાલાં પડી ગયાં. પરંતુ સમય જતાં બધું વગે પડી ગયું. સુવામા એવી સુશીલ સ્ત્રી હતી કે જરા પણ ગુસ્સે થયા વગર એની પાસેથી પીઠ થાબડી થાબડીને કામ લેતી અને એને વારંવાર ઉત્સાહ આપ્યા કરતી.

હજુ રસોઇકામ હાથ પર લીધે પૂરા બે માસ પણ નહોતા થયા, એટલામાં તો વિરજન પ્રતાપને કહેવા લાગી: "મને તો હવે રસોઈ કરતાં આવડી ગઈ."

પ્રતાપ : "એમ ? સાચું કહે છે?"

વિરજન : "કાલે કાકીએ મારા હાથે બનાવેલી રસોઈ ખાધી હતી અને એ બહુ ખુશ થઈ ગયાં હતાં."

પ્રતાપ : "તો તો ભાઇ એક વાર અમને પણ આમંત્રણ તો આપો !"

વિરજન આનંદથી બોલી ઊઠી : "સારું ત્યારે, કાલનું જ આમંત્રણ છે."

બીજે દિવસે નવ વાગે વિરજને પ્રતાપને જમવા માટે બોલાવ્યો. એણે આવીને જોયું તો બધી જગા લીંપીગૂંપીને ચોકખી કરી રાખી હતી. તાજી માટીની મીઠી સુગંધ મહેકી ઊઠી હતી. સ્વચ્છતાપૂર્વક આસન પાથરી રાખ્યું હતું. એક થાળીમાં ભાત ને રોટલીઓ હતાં. દાળ અને શાક બાજુમાં જુદી જુદી વાડકીઓમાં મૂકેલાં હતાં. એક લોટો ને પ્યાલો સ્વચ્છ પાણીથી ભરીને મૂકયો હતો.

આ બધી વ્યવસ્થા જોઇને પ્રતાપ, દોડતો જઇને મુન્શી સંજીવનલાલને બોલાવી લાવ્યો. મુન્શીજી તો આ બધી વ્યવસ્થા

જોઇને તાજુબ થઈ ગયા અને તરત જ એ તો ઝટપટ કપડાં ઉતારીને પ્રતાપ સાથે સ્વચ્છ આસન પર જમવા સારુ બેસી ગયા. વિરજન બીચારી ક્યાં જાણતી હતી કે આ મહાશય પણ વણનોતર્યા આવીને તૈયાર રસોઈ પર બેસી જશે! એણે તો માત્ર પ્રતાપના જેટલું જ રાંધ્યું હતું, એટલે એ બિચારી શરમાઇને સુશીલા સામે જોઈ જ રહી. સુશીલા તરત વસ્તુસ્થિતિ કળી ગઇ અને જરા સ્મિત કરીને મુન્શીજીને કહેવા લાગી : " તમારે માટે જુદી રસોઈ કરી છે. અહીં છોકરાંઓ વચ્ચે આવીને તમે ક્યાંથી ઘૂસી ગયા?"

વૃજરાણીએ શરમાતાં શરમાતાં થોડું થોડું પીરસીને બે ભાણાં તૈયાર તો કર્યાં.

મુન્શીજી : " વિરજને કેવી સરસ, મીઠી ને કુણીકુણી રોટલીઓ બનાવી છે!"

પ્રતાપ : " ચોખાનો તો દાણેદાણો છૂટો પડી જાય છે!"

મુન્શીજી : " આવી સરસ રોટલીઓ તો મેં જીંદગીમાં ય ખાધી નથી. શાક પણ કેવાં સ્વાદિષ્ટ મસાલેદાર થયાં છે!"

" વિરજન, કાકાને રસાવાળા બટાકા તો આપ!" એમ કહીને પ્રતાપ હસી પડયો.

વિરજને શરમાઇને નીચું જોઇ લીધું, કારણ કે શાકનું તપેલું તો ખાલી હતું.

સુશીલા : " (પતિને) હવે તો ઊભા થાઓ. રાંધેલું બધું ખલાસ કરી ગયા તો ય હજી ઊઠતા નથી?"

મુન્શીજી : " કેમ, તારા મોંમાં પાણી આવે છે?"

છેવટે બન્ને રસોઈ બધી ચટ કરીને ઊઠયા. ઊઠતાં ઊઠતાં મુન્શીજીએ એક સોનામહોર કાઢીને વિરજનના હાથમાં મૂકી.

★

## પ્રકરણ ૬ઠું : . . . ડેપ્યુટી શ્યામચરણ

★

ડેપ્યુટી શ્યામચરણની આખા ગામમાં ધાક વાગતી. ગામમાં એમના જેવી પ્રતિષ્ઠાવાળો બીજો કોઈ અમલદાર ન હતો. એનું એક કારણ તો એ હતું કે એ સ્વભાવે મિલનસાર અને સહનશીલ હતા અને બીજું કારણ એ હતું કે એમને લાંચ–રુશવત પ્રત્યે ખૂબ ઘૃણા હતી. ન્યાયનું દોહન એવી તો સુક્ષ્મતાથી કરતા કે દસ બાર વર્ષની તેમની ન્યાયાધિશ તરીકેની કારકિર્દી દરમ્યાન માત્ર બે ચાર ફેંસલાઓ ઉપર જ અપીલ થઇ હશે. અંગ્રેજીનો એક અક્ષર પણ જાણતા નહોતા, પરંતુ વકીલો અને બારીસ્ટરો પણ એમની નૈતિક પકડ અને સુક્ષ્મદર્શિતા પર આશ્ચર્ય પ્રગટ કરતા. સ્વભાવમાં સ્વાધીનતા રોમેરોમમાં ભરી હતી. ઘર અને અદાલત એ સિવાય બીજે ક્યાંય કોઇએ એમને ક્યારે ય જતા જોયા નહોતા. માત્ર મુન્શી શાલીગ્રામ જ્યાં સુધી જીવતા હતા, ત્યારે તેમને ત્યાં કોકકોક વાર ઘડી બેઘડી ચિત્તવિનોદાર્થે જતા, પરંતુ જ્યારથી મુન્શીજી અદ્રષ્ય થઇ ગયા, ત્યારથી તો જાણે ઘર બહાર પગ મૂકવાની તેમણે બાધા જ લીધી હતી.

વર્ષો પહેલાં એકવાર એ કલેકટર સાહેબને મળવા ગયા હતા. બબરચીએ કહ્યું કે, ' સાહેબ નહાવા બેઠા છે.' બે એક કલાક સુધી છજામાં સાહેબની રાહ જોઇને તેઓ બેસી રહ્યા. એટલામાં સાહેબ હાથમાં ટેનીસનું રેકેટ લઇને બહાર નીકળ્યા અને ડેપ્યુટી સાહેબને જોઇને તે બોલ્યા : " બાબુસાહેબ, મારી રાહ જોવી પડી, એ માટે હું બહુ દીલગીર છું. આજે તો મારે કલબમાં જવું છે, એટલે ફુરસદ નથી. ફરી કોઈવાર આવજો."

આટલું સાંભળ્યા બાદ બાબુ શ્યામચરણે સલામ ભરીને ઘર તરફ ચાલવા માંડયું. ત્યાર પછી એ કોઈ દિવસ કોઇ અંગ્રેજની મુલાકાતે ગયા નહોતા. વંશપ્રતિષ્ઠા ને આત્મગૌરવ માટે એ ઘણા મગરૂર હતા. એ ઘણા રસિક હતા ને હંમેશા હસીને વાત કરતા.

સાંજ વખતે જ્યારે પોતે કેટલાક મિત્રો જોડે આંગણામાં બેસી ગપ્પાં મારતા, ત્યારે એમના મુક્તહાસ્યના પડઘા હવામાં ગૂંજી ઊઠતા. નોકરચાકર જોડે પણ એ બહુ સરળ વર્તન રાખતા. એ લોકો જોડે ઓસરીમાં બેસતાં પણ એમને સંકોચ ન થતો, પરંતુ એમની ધાક એવી બેસી ગયેલી હતી કે એમની આ સજ્જનતાનો કોઈ ગેરલાભ ઉઠાવવાની હિમ્મત કરી શકતું નહિ. એ પહેરવેશ બહુ સાદો રાખતા. કોટપાટલુન તો એમને ગમતાં જ નહિ. બટનદાર ઊંચી અચકન, ઢીલો પાયજામો અને દિલ્હીવાળા અણિયાળા જોડા એ એમનો મુખ્ય પોશાક હતો.

એમના સૌષ્ઠવભર્યા શરીર પર આ પોષાક જેવો શોભી ઊઠતો હતો, તેવાં તો કોટપાટલૂન પણ ન શોભી ઊઠત. જો કે ગામ આખામાં એમની ધાક બહુ હતી, પરંતુ ઘરમાં કુટુંબ જોડે એમનો વ્યવહાર ઘણો સાદો ને સ્નેહભર્યો હતો. ઘરમાં તો એમની પત્નીનું જ સામ્રાજ્ય પ્રવર્તતું. કેટલાંક વર્ષો પહેલાં ડેપ્યુટી સાહેબે ગૃહ-પત્નીની ઇચ્છા વિરુદ્ધ એક ચાકરડી રાખી હતી. એ ચાકરડી જરા છેલબટાઉ હતી. પરિણામે પ્રેમવતી પતિ પ્રત્યે એવી તો ક્રોધે ભરાઇ કે એકાદ અઠવાડિયું વીત્યું નહિ, ત્યાં તો ડેપ્યુટી સાહેબને વિવશ બની આ ચાકરડીને રજા આપવી પડી. ત્યારથી એમણે ગૃહવ્યવસ્થાની બાબતમાં માથું મારવું મૂકી દીધું હતું.

મુન્શીજીને બે દિકરા ને એક દિકરી હતાં. મોટા દિકરા રાધાચરણે ગયે વર્ષે જ યુનિવર્સિટીની ઉપાધિ મેળવી હતી અને અત્યારે રુડકી કૉલેજમાં ઈજનેરીનો અભ્યાસ કરતો હતો. એનાં લગ્ન ફતેહપુર સીક્રીનાં એક જમીનદારને ત્યાં થયાં હતાં. દિકરીનું નામ સેવતી હતું અને એનાં લગ્ન પ્રયાગના એક ધનવાનને ત્યાં થયાં હતાં. નાનો પુત્ર કમલાચરણ હજુ અપરિણિત હતો. પ્રેમવતીએ નાનપણથી એને લાડમાં લડાવીને એવો તો ફટવી મૂક્યો હતો કે વાંચવાલખવામાં એનું જરા ય ચિત્ત ચોટતું નહિ.

કમલાચરણ પંદર વર્ષનો થયો હતો, છતાં હજી એક સાદો કાગળ લખતા પણ તેને આવડતું નહિ. તેને ભણાવવા એક મુન્શીને

રોકયા હતા. એમને એક મહીનામાં જ ત્યાંથી હાંકી કાઢીને એ ઝંપ્યો. પછી એને પાઠશાળામાં દાખલ કર્યો, પણ ત્યાં તો એને તાવ આવવા લાગ્યો ને માથું દુઃખવા માંડયું, એટલે ત્યાંથી એને ઉઠાડી લેવામાં આવ્યો ને ઘેર ભણાવવા એક માસ્તર રાખ્યો. કમળાચરણ ત્રણ મહીનામાં માંડ ત્રણ પાઠ કરતો, એટલે માસ્તરને પણ રજા આપવામાં આવી અને શ્યામચરણે પોતે જ તેને ભણાવવાનું માથે લીધું. પરંતુ એક અઠવાડિયામાં કેટલીયે વાર સાહેબને એનું માથું ટપારવાનો પ્રસંગ આવ્યો. સાક્ષીઓની હકીકત સાંભળવી કે વકીલોની અટપટી દલીલોને સમજવી તેના કરતાં કમળાચરણ જેવા નિરુત્સાહી ને ઠોઠ વિદ્યાર્થીના મગજમાં વિદ્યા પ્રત્યે રસ ઉત્પન્ન કરવાનું કાર્ય વધુ કઠણ પુરવાર થયું હતું.

પ્રેમવતીએ આ મારઝૂડની સામે એવું તો ધાંધલ મચાવી દીધું કે ડેપ્યુટી સાહેબે પણ કંટાળીને કમળાચરણને ભણાવવાનું મૂકી દીધું. કમળાચરણ પણ એવો રૂપાળો ને માંડાબોલો હતો કે પ્રેમવતી બીજાં બધાં છોકરાં કરતાં એને જ વધારે ચાહતી. એના ખોટા લાડથી કમળાચરણને પતંગ ઊડાડવાની, કબૂતરો પકડવાની ને એવી બીજી ઘણી ખોટી ટેવો પડી હતી. સવારે ઊઠે એવો કબૂતરો ઉડાડવા નીકળી પડતો. સાંજ પડે ને પતંગોનાં લાંબા લાંબા પેચ લેતો. થોડા વખતથી એને જુગારનો પણ ચસકો લાગ્યો હતો. દર્પણ, કાંસકી ને જુદાં જુદાં સુગંધી તેલોનો તો એ જબરો શોખીન બની ગયો હતો.

એક દિવસ પ્રેમવતી સુવામાને મળવા ગઇ હતી. ત્યાં એણે વૃજરાણીને જોઇ અને એને જોતાં જ એને એમ થઈ ગયું કે આ મારે ઘેર વહુ બનીને આવે તો મારું ઘર દીપી ઊઠે. એણે સુશીલાને કાને આ વાત નાંખી. વિરજનને તેરમું વરસ બેઠું હતું. એટલે પતિપત્ની વચ્ચે એના વિવાહ સંબંધી રોજ વાતચીત ચાલ્યા કરતી. પ્રેમવતીની વાત સાંભળીને તેમના આનંદનો પાર ન રહ્યો. એક તો જાણીતું અને કુળવાન ઘર, બીજું છોકરો બુદ્ધિશાળી ને ભણેલોગણેલો ને બાપ-

દાદાની મિલકત પણ સારી. જો આવા સ્થળે સંબંધ બંધાય તો એથી રૂડું શું? રીવાજ મુજબ એક બીજાને સંદેશાની આપલે થઇ.

આમ સંજોગોના બળે કુટુંબમાં એવા એક વિષવૃક્ષનું બીજ રોપાયું કે જેના પરિણામે ત્રણ વર્ષમાં તો આખા કુળનું નિકંદન વળી ગયું. ભાવિના પેટાળમાં શું લખેલું હોય છે તે કોણ જાણી શક્યું છે?

જ્યાં સંદેશો પહોંચ્યો નહિ કે સાસુ, નણંદ ને વહુ વચ્ચે વાતો થવા લાગી.

વહુ (ચન્દ્રા): "હેં બા! આ જ વર્ષે લગ્ન કરી નાખશો?"

પ્રેમવતી: "ત્યારે બીજું શું? માત્ર તારો દિયર હા પાડે એટલી વાર છે."

વહુ: "પહેરામણીમાં શું નક્કી કર્યું?

પ્રેમવતી: "આવી કન્યાઓ માટે પહેરામણી વગેરે હોય જ નહિ. જ્યારે કન્યા વરની બરોબરીની ન હોય ત્યારે એ બધું નક્કી કરવાનું હોય. વૃજરાણી તો કમળાચરણ કરતાં ચાર ચંદરવા ચડે એવી છે."

સેવતી: "તો તો હવે થોડા દિવસોમાં ઘરમાં ધામધૂમ મચી રહેશે. ભાભી ગીત ગાશે અને હું ઢોલ વગાડીશ. કેમ ભાભી, ખરું ને?

ચન્દ્રા: "મને ગાતાં નથી આવડતું."

ચન્દ્રાનો અવાજ જરા ઘેરો હતો, એટલે એને ગાવા પ્રત્યે ઘણી ચીડ હતી.

સેવતી: "તમે તો એમ જ કહોને! તમારા ગાવાથી લોકો કેવા ખૂશખૂશ થઇ જાય છે?"

ચન્દ્રા જરા ચિડાઇને બોલી: "જેને નાચનાચીને લોકોને રીઝવવા હોય એ શીખે એવું!"

સેવતી: "તમે તો જરા જરામાં ચિડાઈ જાવ છો. જરા પેલું 'તુમ તો શ્યામ બડે બેખબર હો.' એ ગીત ગાઓ જો! અત્યારે મને એ સાંભળવાનું બહુ મન થયું છે. ઘણા વખતથી તમે એ ગાયું નથી."

ચન્દ્રા : "તમારો કંઠ કોયલ જેવો છે તે તમે ગાઓ."

સેવતી : "તમારી આ રીત મને જરાય પસંદ નથી. મારાં વહાલી ભાભી, વધારે નહિ એકાદ બે લીટી ગાઓ."

ચન્દ્રા : "ના, અત્યારે તો નહિ જ ગાઉં, મને કાંઈ ગાંડી-ઘાંડી સમજો છો ?"

સેવતી : "આજે તો તમને હું ગવરાવ્યા વગર છોડવાની જ નથી !"

સેવતીનો કંઠસ્વર ખૂબ સૂરીલો અને ચિત્તાકર્ષક હતો. તેનાં રૂપ અને આકૃતિ પણ મનોહર હતાં. સોના જેવો વર્ણ અને રસીલી મદભરી આંખો પિરોજી રંગની સાડીમાં ખૂબ જ ખીલી ઊઠતાં હતાં. તે પોતે જ ગણગણવા લાગી :

'તુમ તો શ્યામ બડે બેખબર હો......તુમ તો શ્યામ !
આપ તો પીઓ શ્યામ દૂધકે કુલ્હડ,
મેરી તો પાનીપે ગુજર......
પાનીપે ગુજર હો......તુમ તો શ્યામ.........!'

દૂધના કુલડા પર એ હસી પડી. પ્રેમવતીએ પણ સ્મિત કર્યું, પરંતુ ચંદ્રા ખિજવાઈ ઊઠી. તે બોલી : "વગર કારણે હસવાનું મને સારું નથી લાગતું. આમાં હસવા જેવી શી વાત છે, તે હસવું આવે છે ?"

સેવતી : "ચાલો આપણે બન્ને સાથે ગાઈએ."

ચન્દ્રા : "કોયલ ને કાગડાના સૂરનો ક્યાં મેળ ખાવાનો હતો ?"

સેવતી : "તમારું તો ચોવીસે કલાક નાક ચડેલું જ રહે છે"

ચન્દ્રા : "તો પછી મને શું કામ છેડો છો ? મને ગાતાં નથી આવડતું, એટલા માટે તમને તો 'કોઇ' કહેવા નથી આવતું ને ?"

'કોઇ' શબ્દ રાધાચરણને ઉદ્દેશીને વાપરવામાં આવ્યો હતો. ચન્દ્રામાં બીજા ગમે તેટલા દુર્ગુણ હતા, પરંતુ પતિની સેવા એ

તનમનથી કરતી. પતિનું જરા પણ માથું દુઃખવા આવતું તો એનો જીવ ઊડી જતો. ઘેર આવતાં રાધાચરણને જરા મોડું થઇ જતું, તો એ આકુળવ્યાકુળ બની જતી. જ્યારથી એ રૂડકી ગયો હતો, ત્યારથી ચન્દ્રાનું બોલવુંચાલવું બહુ ઓછું થઇ ગયું હતું. સાથે જ એની વિનોદવૃત્તિ પણ અદ્રશ્ય થઇ ગઇ હતી. પત્નીના આવા અનહદ પ્રેમથી રાધાચરણ એને વશ થઇ ગયો હતો. ખરેખર, પ્રેમ આગળ રૂપ કે ગુણની ન્યુનતા કશા જ વિસાતમાં નથી.

સેવતી: "કહેવા શું કામ આવવું પડે? 'કોઇ' ના તમારા પર ચાર હાથ છે."

ચન્દ્રા: "હમણાથી તો એમના કાંઇ સમાચાર જ નથી."

સેવતી: "છેલ્લો કાગળ આવ્યે ચારેક દિવસ થયા હશે."

ચન્દ્રા: "તમારાથી તો હવે થાકી હું! એકાદ કાગળ તો તમારા ભાઇને લખો!"

સેવતી: "રોજ એકની એક વાત શું ચિતર્યા કરવી? કાંઇક નવું લખવાનું હોય તો વળી કાગળ લખવાનું મન થાય."

ચન્દ્રા: "આ વિવાહના સમાચાર નવા છે. લાવું ખડીઓ ને કલમ?"

સેવતી: "હા લખું, પણ એક શરતે."

ચન્દ્રા: "શું?"

સેવતી: "તમારે પેલું ગીત ગાવું પડશે."

ચન્દ્રા: "વારુ ભાઇ, ગાઇશ. તમારે હસવું જ છે ને! હસજો, બસ!"

સેવતી: "પહેલાં ગાઓ પછી લખું."

ચન્દ્રા: "અને પછી લખો નહિ ને બહાનાં કાઢો તો?"

સેવતી: "તમારા સોગંદ, જરૂર લખીશ, ગાઓ."

ચન્દ્રાએ ગાવાનો પ્રારંભ કર્યો:

'તુમ તો શ્યામ બડે બે ખબર હો!
તુમ તો શ્યામ પીઓ દૂધકે કુલ્હડ......

મેરી તો પાની પર ......જર!
પાની પે ગુજર હો!
તુમ તો સ્યામ બડે બેખબર હો!'

છેવટના શબ્દો એવા તો બેસૂરા બની ગયા કે સેવતીથી હસવાનું રોકી શકાયું નહિ. હસીકસીને એનું પેટ દુઃખવા આવ્યું. ત્યાં ચન્દ્રાએ બીજું ચરણ ઉપાડ્યું:

'આપ તો રકખો દો દો લુગાઇયાં,
મેરી તો આપી પે નજર........
આપી પે નજર હો!
તુમ તો સ્યામ બડે બેખબર હો!'

'લુગાઇયાં' (પત્નીઓ) એ શબ્દ પર સેવતી હસીકસીને બેવડ વળી ગઈ. ચંદ્રા સજળ વેગે બોલી: "કેમ હવે તો હસવાથી ધરાયાં ને? લાવું કાગળ ને કલમ?"

સેવતી: "ના, ના, હજુ થોડું હસી લેવા દો."

સેવતી હસતી હતી એવામાં બાબુ કમળાચરણનું શુભાગમન થયું. પંદર સોળ વર્ષની તેની ઉમ્મર હતી, ગૌર વર્ણ હતો. ખૂબ સુકોમળ અને નિરોગી દેહ, હસતું મોં, સફાઇદાર વસ્ત્રો, માથામાં તેલ ફૂલેલ, આંખોમાં સુરમો, હોઠ પર સ્મિત અને હાથમાં બુલબુલ સાથે આવીને એ ખાટલા પર બેઠો. સેવતી બોલી: "કમળ! મોં મીઠું કરાવે તો આજે તો તને એક એવા શુભ સમાચાર સંભળાવું કે જે સાંભળીને તું નાચવા મંડી પડીશ."

કમળા: "શુભ સમાચાર સંભળાવ કે ના સંભળાવ, છતાં ય આજ તો તારું મોં હું મીઠું કરાવીશ, કારણ કે આજે શરતમાં મેં એવો તો વિજય પ્રાપ્ત કર્યો છે કે તે જોઇને પ્રેક્ષકો પણ દંગ થઈ ગયા હતા!"

એમ કહીને કમળાચરણે બુલબુલને અંગુઠા પર બેસાડી દીધું.

સેવતી: "પણ મારી વાત સાંભળીને તમે નાચવા ના મંડી પડશો."

કમળા: "તો આપણને એ સાંભળવાની જરાય પરવા નથી, કારણ કે વગર સાંભળે જ હું તો આજે નાચી રહ્યો છું. આજે તો આણે મારું નાક રાખ્યું! આખું ગામ છક થઇ ગયું. નવાબ મુન્નેખાંને ઘણા વખતથી મેં દાઢમાં ઘાલ્યા હતા. મહીના એક પહેલાં એકવાર જ્યારે હું એમના ઘર આગળ થઈને જતો હતો, ત્યારે એમણે કહ્યું, શેઠ, કોઇ બુલબુલ તૈયાર કર્યું છે કે નહિ? ભલે એકાદ જોડ હરિફાઇ થઇ જાય!' એમ કહી એમણે એમનું ઘરડું ઠચ્ચર બુલબુલ મને બતાવ્યું. મેં જવાબ આપ્યો, 'મહેરબાન, હમણાં તો નહિ, પણ ભગવાન કરશે તો એક મહીના પછી જરૂર હોડમાં ઉતારીશ. અને તે પણ તમે ખુશ થઇ જાઓ તેવી હોડમાં!'

આજે આગા શેરઅલીના અખાડામાં કુસ્તી નક્કી થઈ હતી. પચાસ પચાસ રૂપિયાનો દાવ હતો. સેંકડો માણસો એ કુસ્તી જોવા ભેગાં થયાં હતાં. એમનું ઘરડું બુલબુલ તો, સાચું કહું છું, જાણે કબૂતર જ જોઇ લ્યો, પરંતુ આ મારું બુલબુલ જેવું મેદાને પડયું કે લોકો એની ઊંચી ગરદન, મદભરી ચાલ ને કસાયેલા શરીર ઉપર આફરીન થઇ ગયા. જતા વેંત જ મારા બુલબુલે તો પેલાનો હૈડીયો પકડયો, પરંતુ એ ઘરડું બુલબુલ પણ કાંઈ ગાંજ્યું જાય એવું નહોતું. ગામ આખાનાં બુલબુલોને હરાવી ચૂકેલું હતું. એણે મારા બુલબુલને જોરથી એક લાત લગાવી દીધી. પણ મારા બુલબુલે પોતાની જાતને ચપળતાથી બચાવી લીધી અને પુનઃ એકદમ એનું માથું પકડમાં લઇ દબાવી દીધું. પણ એણે પાછી એક ગુલાંટ ખાધી અને મારા બુલબુલ પર એ ચડી બેઠું. ચારે બાજુ કોલાહલ મચી રહ્યો અને લોકો બૂમો પાડવા મંડી પડયા: "હારી ગયું! હારી ગયું!" મારો મિજાજ હવે હાથ ન રહ્યો ને જ્યાં હું બૂમ પાડવા જાઉં છું, ત્યાં તો મેં જોયું કે મારું બુલબુલ ઉપર હતું અને પેલું નીચે! પછી તો પેલા બુલબુલે ઉપર આવવા માટે ઘણી મહેનત કરી, ઘણાં ફાંફાં માર્યાં, પણ મારા "વાઘે" એનું માથુ એવું તો દબાવી રાખ્યું હતું કે એની બધી મહેનત નિષ્ફળ ગઇ. નવાબસાહેબ જાતે હરિફાઇ

જોવા આવ્યા હતા. એ પણ હવે પોતાના બુલબુલને ઉત્સાહિત કરવા બૂમો પાડવા મંડયા, પણ કંઇ વળ્યું નહિ. મારા બુલબુલે એને એવું તો દબાવ્યું હતું કે જાણે બાજે ચકલી પકડી. આખરે એ હારીને નાસી છૂટયું. આણે એનો ઠેઠ મેદાનના છેડા સુધી પીછો પકડયો, પણ એ એવું તો ભાગ્યું કે પછી હાથમાં જ ન આવ્યું. જોનાર બધાં દંગ થઇ ગયા. નવાબસાહેબનું તો મોં સાવરીલું થઇ ગયું અને એ બેબાકળા જેવા બની ગયા. પૈસા હારી ગયા એની તો એમને કાંઈ પડી ન હતી, કારણ કે એમને લાખોની આવક છે, પરન્તુ ગામમાં એની જે શાખ હતી તે હવે તૂટી ગઇ. વીલે મોઢે તે ઘેર જવા રવાના થયા. સાંભળવા મુજબ કહું છું કે એમણે ઘેર જઇને એ બુલબુલને જીવતું જ દાટી દીધું." આમ કહીને કમળાચરણે પોતાનું પાકીટ ખખડાવ્યું.

સેવતી: "તો પછી રાહ કોની જુઓ છો? આગ્રાવાળાની દુકાને માણસ મોકલી મીઠાઈ મંગાવો."

કમળાચરણ: "ભાભી, તમારે માટે શું મંગાવું?"

સેવતી: "દૂધના કુલ્હડ (કુલડાં)."

કમળા: "અને મોટાભાઇને માટે?"

સેવતી: "દો દો લુગઇયાં (બે બરાં)."

એમ કહી બન્ને ભાઈબહેન ખડખડાટ હસી પડયાં.

★

## પ્રકરણ ૭ મું: . . નિષ્ઠુરતા અને પ્રેમ

★

**સુવામા** તનમનથી લગ્નની તૈયારીઓ કરવા મંડી હતી. સવારથી સાંજ સુધી એ એમાં જ રચીપચી રહેવા લાગી. સુશીલા એક દાસીની જેમ સુવામા કહેતી એટલું કરે જતી. મુન્શી સંજીવનલાલ સવારથી સાંજ સુધી દુકાને દુકાને ફરી જોઇતી ચીજો લાવી

ઘરમાં ખડકતા હતા અને જેને માટે આ બધી તૈયારીઓ ચાલતી હતી એ વિરજન તો રાતદિવસ પોતાના ઓરડામાં ભરાઈ રોયા કરતી હતી. એનું મનરંજન કરવાની કોઈને ય નવરાશ ન હતી. એટલે સુધી કે પ્રતાપ પણ હવે તેના પ્રત્યે નિષ્ઠુર બની ગયો હતો. પ્રતાપનાં જીવનું પણ હમણાંથી કાંઈ ઠેકાણું નહોતું. સવારના નિકળતો તે સાંજે પાછો ઘેર આવતો ને આવીને ચૂપચાપ ઘરના ધાબા પર જઈ એકલો બેસી રહેતો. વિરજનને ઘેર જવાના તો જાણે એણે સોગંદ ખાધા હતા. કયારેક કદાચ એ સામેથી આવતી દેખાતી તો ચુપચાપ એ દૂર સરકી જતો. જો ખૂબ કહેવાથી એ પાસે આવીને બેસતો, તો તે વખતે એ એવું તો મોં કરીને બેસતો અને એવી વિચિત્ર રીતે વર્તતો કે વિરજન રોવા લાગતી ને સુવામાને કહેતી : "હેં કાકી, ભાઈ મારાથી રીસાયો છે? હું બોલાવું છું તો બોલતો ય નથી. તમે જરા મનાવો ને?"

એમ કહીને જીદ કરીને સુવામાનો પાલવ પકડીને તેને પ્રતાપ પાસે ખેંચી લાવતી. પરન્તુ પ્રતાપ બન્નેને જોતાંવેંત ત્યાંથી નાસી છૂટતો. વિરજન બારણા સુધી બૂમો પાડતી પાછળ જતી કે, "ભાઈ મારા સમ, મારા બે શબ્દો તો સાંભળતો જા, મારા સોગંદ!" પણ પ્રતાપ તો પાછું જોયા વિના જ ચાલ્યો જતો અને એની વિનવણી પર કાંઈ પણ લક્ષ ન આપતો. ભોળી બિચારી વિરજન જમીન પર ફસડાઇ જઇ માથું કૂટતી રોવા લાગતી : "એ મારી સાથે કેમ રિસાયો છે? મેં તો એને કયારે ય કશું કહ્યું નથી." સુવામા એને છાતી સરસી ચાંપીને સમજાવતી : "દિકરી, જવા દે એને, એ તો ગાંડો થઈ ગયો છે." એને પોતાના પુત્રની નિષ્ઠુરતાનું કારણ કાંઇક કાંઇક સમજમાં આવ્યું હતું.

લગ્ન આડા હવે માત્ર પાંચ જ દહાડા બાકી રહ્યા હતા. દૂર તથા નજીકના ન્યાતીલાઓ અને સગાસંબંધીઓ ઘેર આવવા લાગ્યા હતા. આંગણામાં સુંદર મંડપ નંખાયો હતો. ધર્મની પવિત્ર હાથ-કડીઓ સમાન કાચાદોરાનાં કંગન વિરજનનાં હાથે નાંખવામાં આવ્યાં

હતાં, કે જે હવે ક્યારેય હાથમાંથી નીકળવાનાં નહોતાં અને આ મંડપ એ પ્રેમ ને કૃપાની છાયાનું પ્રતિક સમાન હતો કે જે છાયા નીચે તેને જીવન સમસ્ત વીતાવવાનું હતું. આજે સંધ્યા વેળાએ સુવામા, સુશીલા ને બધી દાસીઓ દેવીની પૂજા કરવા ગઈ હતી. નોકરો પોતાના કામમાં મશગુલ હતા. વિરજન ખૂબ જ વ્યાકુળ બની, પોતાને ઘેરથી નીકળી પ્રતાપને ત્યાં આવી. ચારે બાજુ નિરવતા ફેલાયેલી હતી, માત્ર પ્રતાપના ઓરડામાં આછો ઝાંખો પ્રકાશ દેખાતો હતો. વિરજને ઓરડામાં આવીને જોયું તો મેજ પર દીવો બળતો હતો ને પ્રતાપ એક શેત્રંજી પાથરીને સૂઈ રહ્યો હતો. ઝાંખા પ્રકાશમાં એનું મુખ કરમાયેલું ને નિસ્તેજ ભાસતું હતું. ઓરડામાં બધી વસ્તુઓ વેરણછેરણ પડી હતી. ચોપડીઓ પણ આમતેમ વિખરાયેલી પડી હતી ને તે પર ધૂળના થર બાઝી ગયા હતા. જાણે મહીનાઓ થયાં કોઈએ આ ઓરડો ઉઘાડ્યો જ ન હોય, એવી એની સ્થિતિ હતી. આ એ જ પ્રતાપ હતો કે જે એક વખત સ્વચ્છતાને પોતાનો જીવનમંત્ર માનતો હતો. પ્રતાપને જગાડવાનું વિરજનને મન થઈ આવ્યું, પરંતુ બીજી જ ક્ષણે કાંઈક વિચાર કરી, એક પછી એક ચોપડીઓ ઊઠાવી ઊઠાવીને છાજલી પર તે ગોઠવવા મંડી. મેજ પરથી ને ફોટાઓ પરથી તેણે ધૂળ ખંખેરી નાખી. એવામાં અચાનક પ્રતાપે પડખું બદલ્યું ને તે બબડી ઊઠ્યો : "વિરજન, હું તને ભૂલી નથી શકતો." થોડીવાર રહી વળી પુન : તે બોલ્યો : "વિરજન, વિરજન, કયાં જાય છે? અહીં બેસ." પુનઃ થોડીવાર રહી વળી પાછો પડખું બદલીને બબડવા મંડ્યો : "નહિ બેસે? સારું, જા ત્યારે! હું પણ હવે તારી જોડે નહિ બોલું!" વળી પાછો થોડીવાર અટકીને તે બોલવા લાગ્યો : "વારુ, જોઉં છું હું કે તું કયાં જાય છે?" એટલું બોલીને જાણે કોઈને પકડવા જતો હોય એમ તેણે ઊઠીને દોડવા માંડ્યું, ત્યાં તો અચાનક વિરજનનો હાથ એના હાથમાં આવી ગયો અને તેની આંખો ઊઘડી ગઈ. એક મિનિટ સુધી તો તે બાઘાની જેમ એની તરફ તાકી જ રહ્યો. પછી ભાનમાં આવતાં તે એકદમ ચમક્યો ને વિરજનનો હાથ છોડી દેતો તે બોલ્યો :

"તું ક્યારની આવી છું, વિરજન? હું તો હમણાં જ તને સ્વપ્નમાં જોઈ રહ્યો હતો."

વિરજને કાંઈક જવાબ આપવાનો પ્રયત્ન કર્યો, પણ તે ગળગળી બની ગઈ, તેનો કંઠ ભરાઈ આવ્યો અને તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. પ્રતાપે આમતેમ જોઈ પછી કહ્યું : "આ બધું કોણે-તેં સાફ કરી નાખ્યું? તારે ખૂબ તકલીફ લેવી પડી!" વિરજન આનો પણ કાંઈ જવાબ ન આપી શકી.

પ્રતાપ : "વિરજન, તું મને કેમ ભૂલી જતી નથી?"

વિરજને સજળ નેત્રે જવાબ આપ્યો : "તમે મને ભૂલી ગયા છો?"

પ્રતાપ લજ્જિત થઈને નીચું જોઈ ગયો. થોડીવાર પર્યંત બન્ને રુંધાયેલા સ્વરે ચુપચાપ નીચું જોતાં ઊભાં રહ્યાં. પછી વિરજને પૂછયું : "તમે મારી સાથે કેમ રિસાયા છો? મેં તમારો કાંઈ અપરાધ કર્યો છે?"

પ્રતાપ : "કોણ જાણે કેમ પણ તને જોઉં છું ને એમ થઈ જાય છે કે હું ક્યાંક દૂર દૂર ચાલ્યો જાઉં?"

વિરજન : "તો શું, તમને મારી જરા પણ દયા નથી આવતી? હું આખો દિવસ રડયા કરું છું ને તમને મારા માટે જરા પણ લાગણી નથી થતી? તમે હવે તો મારી જોડે બોલતા પણ નથી. કહો તો ખરા કે મેં તમારો શું અપરાધ કર્યો છે, તે આમ રિસાઈ ગયા છો?"

પ્રતાપ : "પણ હું તારી જોડે ક્યાં રિસાયો છું?"

વિરજન : "તો પછી મારી જોડે બોલતા કેમ નથી?"

પ્રતાપ : "હું એમ ઇચ્છું છું કે તને હું ભૂલી જાઉં. તું પૈસાદારની દિકરી છું અને હું ગરીબ ને અનાથ છું. મને તારો વાદ ન પાલવે."

વિરજન : "આજ સુધી તો ક્યારે ય તમે આવા પ્રકારનું બહાનું કાઢયું નહોતું. હવે જ શું હું એકદમ ધનવાન બની ગઈ?"

એમ કહી વિરજન અશ્રુ ઢાળવા લાગી. પ્રતાપ પણ ગળગળો થઈ ગયો. તે બોલ્યો : “વિરજન, આપણે ઘણા દિવસ સાથે રમ્યાં. હવે વિયોગની ઘડીઓ આવી પહોંચી છે, થોડા દિવસ પછી તું મને મૂકીને તારે સાસરે જઈશ, એ વખતે તું મને ભૂલી જઈશ, માટે હું ઇચ્છું છું કે હું આજથી જ તને ભૂલી જઉં. હું કેટલી ય મહેનત કરું છું કે તું મારા સ્મરણમાં પણ ન આવે, પણ તેમ બનવું અશક્ય થઈ ગયું છે. હમણાં જ સૂઈ ગયો ત્યારે પણ મને તારાં જ સ્વપ્ન આવતાં હતાં.”

★

## પ્રકરણ ૮ મું . . . . . સખીઓ

★

ડેપ્યુટી શ્યામચરણના મકાનમાં આજે નવયૌવનાઓનો મેળો જામ્યો હતો અને તેથી જાણે ઇંદ્રનો દરબાર ભરાયો હોય એવો ભાસ થતો હતો. સેવતીની ચાર સખીઓ રુકમણી, સીતા, રામદેઈ અને ચન્દ્રકુંવર સોળે શણગાર સજીને રૂમઝુમ કરતી ઘરમાં ફરતી હતી. ડેપ્યુટી સાહેબની બહેન જાનકીકુંવર પણ પોતાની બે દિકરીઓને લઈને ઇટાવાથી ભત્રિજાના લગ્નમાં મહાલવા આવી પહોંચી હતી. એ બન્ને દિકરીઓનાં નામ હતાં કમળા અને ઉમાદેવી. બન્ને બહેનો સૂર્ય ને ચંદ્રની જોડ સમાન હતી. મોટી કમળા પરણેલી હતી, જ્યારે ઉમાદેવી હજુ કુંવારી હતી. મંડપની નીચે વ્યવસાયિક ગાનારીઓ લગ્નનાં ગીતો ગાઈ રહી હતી. ગલબી ધાંયજી અને જમની દાસી રંગબેરંગી સાડીઓ પહેરી, સેંથામાં સીંદૂર ભરી અને ગીલીટથી મઢેલી ચમકતી બંગડીઓ પહેરી છૂમ-છૂમ કરતી આમથી તેમ આંટાફેરા મારતી દેખાતી હતી. ગલબી ચપળ નવયૌવના હતી અને એનું જોબન હિલોળા લઈ રહ્યું હતું. જમની યૌવનાવસ્થા વટાવી ચૂકી હતી. સેવતીનું તો પૂછવું જ શું!

આજે એનો રોફ વળી કાંઈક જુદો જ હતો. એની રસિક આંખો આમોદવિનોદથી ચકળવકળ થઈ રહી હતી. એની ગુલાબી રંગની સાડીની છાયામાં એનો ચંપા જેવો રંગ પણ ગુલાબી ભાસતો હતો. એનો મખમલનો કબજો પણ એના મૃદુ દેહ પર શોભી ઊઠતો હતો. તે હજી હમણાં જ સ્નાન કરીને ચાલી આવતી હતી, એટલે એના વાળની લટો એના ખભા પર નાગણની માફક ફરફરી રહી હતી. ઠઠ્ઠામશ્કરી અને હાસ્યમજાકમાંથી એને વેણી ગૂંથવાની પણ નવરાશ મળતી નહોતી. કામ કરનારીની છોડી માધવી પણ છીંટનું સુંદર સૂંથણું પહેરી આંખોમાં મેશ આંજી, ઘડીકમાં અંદર અને ઘડીકમાં બહાર એમ આવજાવ કર્યાં કરતી હતી.

રૂક્મિણીએ સેવતીને કહ્યું : "અલી સિત્તે (સેવતી) તારી ભાભી ક્યાં છે? એ કેમ દેખાતી નથી? એ અમારો પણ પડદો કરે છે કે શું?"

ગામદેઈ (જરા સ્મિત ફરકાવીને) : "પડદો ન કરે તો બીજું કરે શું? બહાર નીકળે તો આપણી નજર લાગે ને?"

સેવતી : "ઓરડામાં પડી પડી ઘોરતી હશે. જુઓ, હમણાં જ હું એને અહીં ખેંચી લાવું છું."

એમ કહીને એ ચંદ્રાના ઓરડામાં જઈ પહોંચી એ એક સામાન્ય સાળુ પહેરી બારણા તરફ નજર ઠેરવી ખાટલા પર સૂતી હતી. સેવતીને જોતાં વેંત એ ઊઠીને એકદમ ઊભી થઈ ગઈ.

સેવતી : "અહીં એકલાં કેમ બેસી રહ્યાં છો? તમને એકલાં ગભરામણ પણ થતી નથી?"

ચન્દ્રા : "હજુ તો કપડાં ય બદલ્યાં નથી. ત્યાં કેવી રીતે આવું?"

સેવતી : "તો બદલતાં કેમ નથી જલદી? ત્યાં તમારી બધી સખીઓ ક્યારની ય તમારી રાહ જોઈને બેઠી છે."

ચંદ્રા : "હું તો હમણાં કાંઈ બદલતી નથી."

સેવતી : "તમારી આ હઠ મને જરા ય પસંદ નથી. એ બધી મનમાં શું ધારશે ?"

ચંદ્રા : "તમે કાગળ તો વાંચ્યો'તો, એ આજે જ આવવાના હતા ને ?"

સેવતી : "એમ વાત છે ! તમે ત્યારે એમની જ રાહ જોઈને બેસી રહ્યાં લાગો છો ! આ બધું તપ એમને માટે જ આદર્યું છે, એમને ?"

ચંદ્રા : "બપોર તો થવા આવ્યો, એટલે કદાચ હવે ન પણ આવે."

એટલામાં કમળા અને ઉમાદેવી બન્ને ત્યાં આવી પહોંચ્યાં. ચંદ્રા ઘૂંમટો તાણી નીચે ભોંય પર બેઠી. કમળા એની મોટી નણંદ થતી હતી.

કમળા : "અરે, હજુ તો આપણે કપડાં પણ બદલ્યાં નથી !"

સેવતી : "એ તો બાઈની રાહ જોઈને બેઠાં છે. આ બધો ભેખ એમને માટે ધર્યો છે."

કમળા : "મૂર્ખી છે એ તો. ગરજ હશે તો ઘણો ય એની મેળે આવશે"

સેવતી : "આમની તો વાત જ ન્યારી છે."

કમળા : "પતિ પર પ્રેમ ગમે તેટલો રાખવો, પરંતુ મોંએથી એક શબ્દ સરખો પણ ઉચ્ચારવો નહિ, નહિ તો એ લોકો ખાલી હેરાન કરી મૂકે ને બાળી મૂકે છે. જો તમે એમની અપેક્ષા કરશો ને એમની જોડે આડીઆડી વાતો કરશો, તો જ એ તમારી જોડે સીધા ચાલશે અને તમારે ખાતર પ્રાણ સમર્પણ કરવા પણ તૈયાર થઈ જશે. પરન્તુ જ્યાં એમને લાગ્યું કે તમે એમની ઉપર અનહદ પ્રેમ રાખો છો, એટલે બસ થઈ ચૂક્યું. ત્યારથી જ એમના રંગ-ઢંગ બદલાઈ જશે. બહાર જશે તો મોડા મોડા ઘેર આવશે. જમવા બેસશે તો મોં બગાડીને ઊભા થઈ જશે. ઘડીઘડીમાં મિજાજ ખોઈ બેસશે. તમે રોવા માંડશો તો તમને મનાવશે ને મનમાં રાજી થશે

કે કેવી હેરાન કરી મૂકી છે! તમારી આગળ બીજી સ્ત્રીઓનાં વખાણ કરવા બેસશે. ટૂંકમાં તમને બાળવામાં જ એમને આનંદ આવતો હોય છે. આ મારા જ ઘરની વાત લ્યો! પહેલાં તો એ મને એવી સારી રીતે રાખતા કે એની શી વાત કરું! પ્રતિક્ષણ નોકરની જેમ ખડેપગે હાથ જોડીને ઊભા રહેતા. પંખો નાંખવા તૈયાર, પોતાના હાથે મને ખવડાવવા તૈયાર, એટલે સુધી કે (જરા સ્મિત કરીને) મારા પગ દબાવતાં પણ એમને સંકોચ ન થતો. મારા મોંમાંથી પૂરું વાક્ય નીકળ્યું ન હોય, ત્યાં તો કામ થઇ ગયું હોય!"

"એ વખતે હું અબોધ ને ભોળી હતી. પુરુષોની ચાલબાજી હું કયાંથી સમજું? એમાં હું પૂરેપૂરી સપડાઈ ગઇ. સેવતી, ખોટું ન માનશો, પણ ત્યારથી જ એમના રંગઢંગ બદલાવા માંડ્યા. પછી તો એ મંડ્યા સેરસપાટા કરવા. એક દિવસ રિસાઈને ચાલ્યા ગયા. ગળામાં હાર ને અંત્તરથી સુવાસિત બનીને અડધી રાતે એ ઘેર આવ્યા. એમણે તો માની લીધું હતું કે હું પ્રણામ કરીને ઊભી રહીશ, પરન્તુ હું તો પડખું ફેરવીને આખી રાત બોલ્યાચાલ્યા વિના સૂઈ જ રહી. બીજે દિવસે પણ કાંઇ બોલીચાલી નહિ. છેવટે મહાશય સીધાદોર થઇ ગયા ને પગે પડ્યા. ત્યારથી મેં તો ગાંઠ બાંધી લીધી છે કે પુરુષો પ્રત્યે પ્રેમનો દેખાવ કદી ન કરવો."

સેવતી : "ભાઇનાં લગ્ન વખત મેં મારા બનેવીને જોયા હતા. બહુ હસમુખા છે એ તો."

કમળા : "એ વખતે પાર્વતી મારે પેટ હતી, એટલે હું નહોતી આવી શકી. ત્યાં આવીને એ તો તારાં બહુ વખાણ કરતા હતા. તું કોઇ વાર પાન આપવા ગઇ હતી? કહેતા હતા કે હાથ પકડીને તને બેસાડી હતી અને તારી જોડે ખૂબ વાતો કરી હતી."

સેવતી : "એ તો એમણે સાવ ગપ મારી. વાત એમ બની હતી કે ગલબી અને જમનો બન્ને કોઈ કામસર બહાર ગઇ હતી.

એટલે બાએ કહ્યું કે એ ખાઈને ગયા છે, તે પાન બનાવી આપી આવ. હું પાન લઈને ગઈ તો એ ચટાઈ પર આડા પડેલા હતા. મને જોઈને એકદમ ઊભા થઈ ગયા. હું જેવી પાન આપવા હાથ લંબાવું છું, ત્યાં તો એમણે મારું કાંડું પકડ્યું અને 'મારી એક વાત તો સાંભળો' એમ કહેવા લાગ્યા. પણ હું તો છટકીને ત્યાંથી નાસી જ ગઈ."

કમળા : "જોને ત્યારે! એમની બધી જ વાત ખોટી નીકળી ને! મને પણ તે વખતે એમ જ થયું હતું કે અગિયાર બાર વર્ષની નાનીશી છોકરી જોડે એમને તે વળી શી વાતો કરવાની હશે? ના પણ, એ તો પોતાનો જ કક્કો સાચો કરાવવાના! પુરુષોની આખી જાત ગપ્પીદાસ હોય છે. મેં તો એને આમ કહ્યું ને તેમ કહ્યું! એવી વાતો સાંભળી સાંભળીને મારું તો લોહી બળીને ખાક થઈ જાય છે! પોતાની બહાદુરીની ખોટી ખોટી બડાશો હાંકવામાં કોણ જાણે એમને શોય સ્વાદ આવતો હશે? પોતે જે કાંઈ સાચું, ખોટું કરે તેને માણસ હમેશાં છુપાવવા પ્રયત્ન કરે છે! પરંતુ, આ લોકો તો કરવાના થોડું અને બહાર તો મોટો વાઘનો શિકાર કર્યો હોય એવી હોશિયારીઓ હાંકવાના! હું તો તે દિવસથી એમની એક પણ વાત સાચી માનતી જ નથી."

એટલામાં ગલબી આવીને કહેવા લાગી : "તમે બધા અહીં ઠંડે કલેજે ગપ્પાં મારો છો ને તમારી સખી તમને બહાર બૂમો પાડે છે."

સેવતી : "જુઓ બાબા, હવે મોડું ન કરો. અરે ગલબી, જરા એમની પેટીમાંથી કપડાં કાઢી આપ તો?"

કમળા ચંદ્રાને શણગારવા મંડી. સેવતી બહાર સખીઓ પાસે ગઈ. તેને આવતી જોઈ રૂકમણી બોલી ઊઠી : "વાહ રે વાહ! તું તો ત્યાં જઈને નિરાંતે એમની જોડે ગપ્પાં હાંકવા બેઠી, પછી અમારે અહીં એકલાં શું ભીંતો જોડે વાતો કરવી?"

સેવતી : " હું તો તરત જ પાછી ફરતી હતી, ત્યાં કમળા બહેન આવ્યાં, એટલે એમની જોડે વાતચીત કરવામાં રોકાઈ ગઈ. હમણા જ એ બન્ને પણ આવી પહોંચે છે."

રૂકમણી : " છોકરાછૈયાં વાળા છે ને એ તો ?"

સેવતી : " હા, ત્રણ દિકરા છે."

રામદેઇ : " તો ય એનું કાઠું હજી મજબૂત છે."

ચન્દ્રકુંવર : " મને તો એમનું નાક બહુ ગમે છે, જાણે એ ચી જ લઉં."

સીતા : " બન્ને બહેનો એક બીજાથી ચડે એવી છે."

સેવતી : " ઇશ્વરે સીતાને બહુ સારો વર મેળવી આપ્યો. એણે સોનાનાં ગોરમા પૂજ્યાં હશે !"

રૂકમણી : (જરા તપીને) " ચામડી જરા ગોરી હોય તેથી શું થઈ ગયું ?"

સીતા : " તમને તો કાળો વર જ ગમતો હશે !"

સેવતી : " જો મને કાળો વર મળ્યો હોત તો હું તો ઝેર પીને જ લાંબી તાણુત !"

રૂકમણી : " તમારે બધાંયને જે કહેવું હોય તે કહો, પરંતુ વસ્તુતઃ સાચું સુખ તો કાળા વરથી જ મળે છે."

સેવતી : " સુખ શાનું ધૂળ મળે છે ? આલીંગન વેળાએ તો જાણે બરાબર ચંદ્રગ્રહણ થતું હશે !"

રૂકમણી : " આ જ તમારી સૌની ઠોકરમત છે ને ! તને ક્યાં ખબર છે કે રૂપાળો ધણી તો પોતાની વરણાગીમાંથી જ નવરો પડતો નથી. એને તો પોતાની આગળ પોતાની સ્ત્રી કશી જ ગણુતરીમાં હોતી નથી. જો સ્ત્રી પરમસૌંદર્યવતી હોય તો તો જાણે ઠીક, નહિતો થોડા દિવસમાં જ એનાથી એ દૂર નાસતો ફરવાનો ! કારણ કે એના મનમાં ફાંકો હોય છે કે પોતે સહેલાઇથી બીજી સ્ત્રીઓના હૃદય પર અધિકાર મેળવી શકે તેમ છે. બિચારા કાળા કે કદરૂપા પુરુષને જો સુંદર ને સ્વરૂપવાન સ્ત્રી હોય છે તો

એ બિચારો તો એમ માનતો હોય છે કે મને તો હિરાની ખાણ મળી અને તેના આનંદનો પાર રહેતો નથી. પોતાના રૂપની ખામી એ સાચા દિલના પ્રેમ અને આદરથી પૂરી કરે છે. એને બિચારાને સદા ય મનમાં એવી બીક રહ્યા કરતી હોય છે કે જો પોતે જરા પણ મોળો પડ્યો, તો પત્ની પોતાના પ્રતિ તિરસ્કાર દર્શાવવા લાગશે ! ”

ચન્દ્રકુંવર : “ આપણને તો આ એવો વર ગમે કે મોંનો પડ્યો બોલ ઝીલી લે ! ”

રામદેઇ : “ તારે તો માત્ર સારાંસારાં ઘરેણાં જોઇએ એટલે તારે આડીઅવળી વાતો સાથે શી મતલબ? ભલેને પછી પતિ ગમે તેવો હોય ! ”

ગીતા : “ મારી તો એ સમજમાં જ નથી આવતું કે સ્ત્રી પોતાના પતિને કોઇ પણ ચીજ માટે ફરમાન કેમ કરી શકતી હશે? પતિને આજ્ઞા કરતાં એને જરા પણ સંકોચ નહિ થતો હોય? ”

રૂકમણી : “ તું બાપડી કાંઇક વાત પૂછતાં ય ગભરાય છે, ત્યાં વળી તું આજ્ઞા તો શાની જ કરી શકવાની ? ”

સીતા : “ મને તો એમનાં દર્શન માત્રથી જ તૃપ્તિ થઇ જાય છે, એટલે કપડાં ને ઘરેણાંનો જરા ય મોહ રહેતો નથી. ”

એવામાં ઘરેણાંથી આખું શરીર જાણે મઢી દીધું હોય એવી એક નવયૌવના ત્યાં આવી પહોંચી. તેણે પગમાં ઊંચી જાતના મખમલનાં ચંપલ પહેર્યાં હતાં, દેહ આખામાંથી સુગંધ આવતી હતી અને એની આંખોમાં મસ્તી રમી રહી હતી.

રામદેઇ : “ આવો રાણી, અહીં તમારી જ એક ખોટ હતી. ”

રાણી : “ શું કરું રાંડ વાંઝણ ક્યારનો પાર જ મૂકતી નહોતી. છેવટે કુલસમની માએ આવીને વેણી ગૂંથી આપી. ”

સીતા : “ તમારી બંડી તો સાચે જ અત્યંત મનોહર છે. ”

રાણી : “ એની તો વાત જ ના પૂછશો. કપડું આવ્યે મહિનો થયો. દસ–બાર વખત દરજી ફેરવી ફેરવીને લાવ્યો. એક

વાર ક્યાં તો બાંયો પહોળી કરી નાખી હોય, તો બીજી વાર વળી 'કટ' બગાડી મૂક્યો હોય, તો વળી કોઈ વાર એની સિલાઇ જ કઢંગી કરી મૂકી હોય હોય! છેવટે હમણાં અહીં આવવા કપડાં પહેરતી હતી, તે વખતે જ આવી ગયો."

આમ વાતચીત ચાલતી હતી કે એટલામાં માધવી બૂમો પાડતી ત્યાં આવી પહોંચી : "મોટાભાઇ આવ્યા, મોટાભાઇ આવ્યા ને સાથે મારા બનેવી પણ આવ્યા છે. વાહ! વાહ!"

રાણી : "કોણ? રાધાચરણ આવ્યા છે!"

સેવતી : "ઠીક, ત્યારે હું જઇને જરા ભાભીને ખબર આપું. અલી, એ બધા ક્યાં બેઠા છે?"

માધવી : "પેલા મોટા ખંડમાં એ બધા બેઠા છે. મારા બનેવીએ તો માથે ફેંટો બાંધ્યો છે ને મોટાભાઇએ કોટ પહેર્યો છે. મારા બનેવીએ તો મને રૂપિયો આપ્યો." એમ કહી એણે મૂઠી ઉઘાડીને રૂપિયો દેખાડ્યો.

રાણી : "અલી સેવતી! હવે તો તારે કાંઇક મોં મીઠું કરાવવું પડશે!"

સેવતી : "કેમ, મેં કાંઇ માનતાબાનતા માની હતી કે શું?"

એમ કહેતી સેવતી ચંદ્રાના ખંડમાં જઇને તેને કહેવા લાગી : "લ્યો ભાભી, તમારું તપ ફળ્યું!"

ચંદ્રા : "શું? એ આવી ગયા? જઇને એમને જરાક અહીં તો મોકલો!"

સેવતી : "શું, હું બહાર દિવાનખાનામાં જાઉં? તમારા નણદોઈ પણ આવ્યા છે."

ચંદ્રા : "તે એ બહાર બેઠા બેઠા શું કરે છે! જરા કોઇને મોકલીને અંદર બોલાવી લાવોને, નહિતર બીજાઓ જોડે વાતોએ ચડશે તો અડધી રાત સુધી નવરા નહિ પડે."

એટલામાં જોડાનો અવાજ સંભળાયો ને રાધાચરણ અંદર આવતો દેખાયો. તે આશરે ચોવીસેક વર્ષની ઉમ્મરનો, હસમુખો,

ગૌરવર્ણવાળો, અંગ્રેજી કટના વાળ કપાવેલ, ફ્રેંચ કટની દાઢી ધરાવતો અને લવંડરથી મહેકતી વળ ચડાવેલી મૂંછોવાળો નવયુવાન હતો. તેણે એક ઝીણું રેશમી પહેરણ પહેર્યું હતું. તે આવીને પલંગ પર બેઠો ને સેવતીને સંબોધીને કહેવા લાગ્યો : "કેમ સિત્તો! એક અઠવાડિયું થયાં કાગળ જ નથી લખ્યો?"

સેવતી : "મને થયું કે હવે તો તમે આવવાના છો એટલે પછી કાગળ શું લખું?"

એમ કહેતી એ ત્યાંથી છટકી ગઈ. પતિપત્ની એકલાં પડતાં ચંદ્રાએ ઘૂંમટો ખોલીને કહ્યું : "ત્યાં જઈને અહીંનાને તો જાણે ભૂલી જ જાઓ છો!"

જવાબમાં રાધાચરણે તેને ગાઢ આલિંગન આપ્યું અને પછી બોલ્યો : "એટલે જ તો સેંકડો માઈલ દૂરથી તને મળવા ચાલ્યો આવું છું ને!"

★

## પ્રકરણ ૯ મું : . . . . ઇર્ષ્યા

★

**પ્રતાપચંદ્રે** લગ્ન પૂર્વે જ કેટલાય દિવસોથી વિરજનને ઘેર આવવાજવાનું મૂકી દીધું હતું. લગનના પણ કોઈ કાર્યમાં એણે ભાગ લીધો. નહોતો, એટલે સુધી કે લગ્નના જમણવારમાં પણ એ નહોતો ગયો. વીલે મોઢે ગમગીન બનીને એ પોતાના ઘરમાં બેસી રહ્યો હતો મુન્શી સંજીવનલાલ, સુશીલા, સુવામા સૌ કોઈ તેને કહી કહીને થાક્યાં, પરંતુ એ જાન જોવા સુદ્ધાં પણ બહાર નીકળ્યો નહોતો. છેવટે મુન્શીજીનું મન ખાટું થઈ ગયું ને ફરીથી એને એક અક્ષરે કહ્યો નહિ. આ પરિસ્થિતિ લગ્નના દિવસ સુધી રહી. લગ્ન થઈ ગયા બાદ તો એણે એ દિશાનો જ ત્યાગ કરી દીધો. કોઈ દેવાદાર જેમ લેણદારની નજર ચૂકવીને નાસી છૂટે, યા માર્ગમાં વાઘ બેઠો

હોય અને માણસ પ્રાણ બચાવીને નાસી છૂટે એ રીતે પ્રતાપ ચુપચાપ નિશાળે જવા નીકળી જતો. વિરજનના તો એ પડછાયા થી પણ નાસતો ફરતો. જો પોતાના ઘરમાં એને જોતો તો એ અંદર ઘરમાં જ જતો નહિ. એની મા એને ઘણું સમજાવતી કે 'બેટા, વિરજન સાથે તું કેમ બોલતો નથી? એનાથી તું રિસાયો છું કે શું? એ આવીને કેટલું ય રોવે છે અને કહે છે કે મેં એમનું શું બગાડયું છે કે મારી સાથે બોલતા પણ નથી? તું એને કેટલો ચાહતો હતો અને તમે બન્ને કેટલું ય સાથે રમ્યાં કૂદ્યાં છો. તો હવે ઓચીંતુ તને આ શું થઈ ગયું છે? જો તું એનાથી આમ રિસાયેલો જ રહીશ તો એ બિચારી ઝૂરી ઝૂરીને મરી જશે. સૂકાઈને સાવ લાકડા જેવી તો થઈ ગઈ છે. ભગવાન જાણે છે કે એને જોઈને મને એની કેટલી દયા આવે છે! તારી વાતો સિવાય એને બીજું કાંઈ જ ગમતું નથી.' પ્રતાપ નીચે મુખે આ બધું સાંભળી રહેતો ને પછી ચુપચાપ કાંઈ પણ જવાબ આપ્યા વિના ત્યાંથી ચાલ્યો જતો. પ્રતાપ હવે કાંઇ નાની વયનો અણસમજુ ભોળો બાળક નહોતો. એના જીવનવૃક્ષ પર જુવાનીરૂપી કુંપળો ફૂટવા માંડી હતી. એણે ઘણા વખતથી—જ્યારથી એ સમજણો થયો ત્યારથી-વિરજનના જીવનને પોતાના જીવન સાથે દૂધસાકરની જેમ મેળવી દીધું હતું. એનાં મનોહર અને સોહામણાં સ્વપ્નાં આ કઠોર અને નિર્દય વર્તનથી ધૂળમાં મળી ગયા હતાં અને એથી એનું કોમળ હૃદય હતાશ બની ગયું હતું. એ વિરજનને સંપૂર્ણ પોતાની જ સમજતો હતો, એમાંનું હવે કશું ય રહ્યું નહોતું; અને જેણે વિરજનને સ્વપ્નમાં પણ જોઇ નહોતી, એની એ આજે પૂર્ણરૂપે બની ગઇ હતી! આ વિચારોથી એનું હૃદય વ્યાકુળ બની ગયું હતું. એને એમ થઇ આવતું કે જેણે મારી સ્વપ્નવત્ ભાવનાઓનો નાશ કર્યો છે અને જેમણે મારા જીવનની આશાઓ ધૂળમાં મેળવી દીધી છે એમને હું કેમ ન બાળું અને એ લોકોના હૈયામાં હોળી ન સળગાવું? સૌથી વધારે ક્રોધ એને બિચારી સુશીલા પર આવતો હતો.

ધીમે ધીમે વસ્તુસ્થિતિ એટલી પરિસ્થિતિએ પહોંચી કે જ્યારે એ શાળાએથી ઘેર આવતો, ત્યારે કમળાચરણ સંબંધી, ખાસ કરીને જ્યારે સુશીલા બેઠી હોય, તે કાંઇ ને કાંઈ વાત કાઢતો. એ બિચારીનું મન દુભવવામાં એને ખૂબ જ આનંદ આવતો. જો કે જૂઠું બોલવું એને ગમતું નહિ, એટલે એ જે કાંઇ કહેતો તે સાચું જ કહેતો, છતાં એ બધું એ કોઈ એવી અવ્યક્ત રીતથી અને હૃદયભેદક મર્મથી કહેતો કે પરિણામે સુશીલાના હૃદયમાં એ બધું તીરની માફક ભોંકાઇ જતું. 'આજે મહાશય કમળાચરણને બાંકડા પર ઊભા રાખવામાં આવ્યા હતા અને ભાઇસાહેબ લાંબા હોઇ તેમનું માથું છાપરે અડકતું હતું. પરંતુ તે એટલો બધો બેશરમ કે મેં જ્યારે એના તરફ ઈશારો કર્યો, ત્યારે એ નામદાર ઊભા ઊભા હસવા મંડયા.' 'આજે તો બહુ ફારસ થયું. કમળાચરણે કોક છોકરાની ઘડિયાળ ગૂમ કરી દીધી, એટલે પેલા છોકરાએ માસ્તરને ફરિયાદ કરી. માસ્તરે તપાસ કરી, તો માલુમ પડયું કે આ ભાઇસાહેબ જ પેલા છોકરાની પડખે બેઠા હતા. પરિણામે જડતી લેતાં એમની જ ફેંટમાંથી ઘડિયાળ નીકળી પડયું. બસ પછી તો કહેવાનું જ શું રહ્યું? હેડ માસ્તરને ખબર કરવામાં આવી. એ તો સાંભળતાં વેંત જ એકદમ ખિજાઇ ગયા અને લગભગ ત્રણેક ડઝન સોટીઓ સડાસડ ચોડી દીધી. આખી નિશાળ આ તમાસો જોઇ રહી હતી. જ્યાં સુધી સોટીઓ પડી ત્યાં સુધી તો ભાઇસાહેબે બૂમરાણ કરી મૂકી, પણ જ્યાં નિશાળની બહાર નીકળ્યા કે પછી તો નફ્ફટની માફક હસવા મંડયા ને મૂછો પર તાલ દેવા મંડયા. કેમ, કાકી, સાંભળો છો ને? આજે તો પછી છોકરાઓએ એકઠા થઇ દરવાજા પર એને એવો તો ટીપી નાખ્યો કે છેવટે એ સારી પેઠે બેશુદ્ધ બની ગયો.'

સુશીલા આ બધી વાતો સાંભળી મનમાં ને મનમાં બળીને ખાખ થઈ જતી. પણ એક વસ્તુ હતી—પ્રતાપ કયારેય આવી વાતો વિરજનની હાજરીમાં કરતો નહિ. વિરજન જો કયારેક ઘરમાં બેઠી

હોય, તો એ બહાર ચાલી ન જાય ત્યાં સુધી, આમાંનો એક શબ્દે ય એ ઉચ્ચારતો નહિ, કારણ કે એને એમ થતું કે મારી કોઇ પણ વાતચીતથી વિરજને જરા પણ દુઃખ ન થવું જોઇએ.

કોઇ કોઈ વાર મુન્શી સંજીવનલાલ પણ પ્રતાપની વાતોને ટેકો આપતા, કારણ કે કમળાચરણ ક્યારેક બજારમાં બુલબુલ લડાડતો દેખાતો, ક્યારેક ગુંડાઓ ભેગો સીગારેટો પીતો, ક્યારેક પાન ચાવતો અને સાવ છકી ગયેલા જેવો રઝળતો દેખાતો. મુન્શીજી જ્યારે જમાઇની આવી સ્થિતિ જોતા, ત્યારે ઘેર આવી પત્ની પર ક્રોધ ઠાલવતા અને કહેતા : " આ બધાં ય તારા વાનાં છે. તું કહેતી હતી કે ઘર ને વર બન્ને ય સારાં છે. તને જ એ ઘરનો બહુ મોહ હતો." એમને એ ખ્યાલ નહોતો આવતો કે એ બાબતમાં જેટલી સુશીલા જવાબદાર હતી, વધારે નહિ તો એટલા જ એ પણ જવાબદાર હતા. એ બિચારી તો ઘરમાં જ ભરાઈ રહેતી, એને શી ખબર કે છોકરાનાં લક્ષણ કેવાં છે ? એ કાંઇ સામુદ્રિકવિદ્યા તો ભણી નહોતી. સુશીલાને એનાં માતાપિતા સંસ્કારી લાગ્યા હતાં અને એમની કુલીનતા ને વૈભવ જોઇને એણે હા પાડી હતી. પરંતુ મુન્શીજીએ તો એ બાબતમાં જરા પણ તકલીફ લઇને કોઇ પણ પ્રકારની ઊંડી કે આડીઅવળી તપાસ જ કરી નહોતી, જો કે તેમ કરવા માટે તેમને પુષ્કળ અવસર મળ્યા હતા. હિંદુસ્તાનમાં હજુ પણ મુન્શીજી જેવા અનેક પુરુષો છે કે જેઓ લાડકોડથી ઊછેરેલી પોતાની દિકરીઓને આંખો બંધ કરીને કૂવામાં ધકેલી દે છે.

વિરજન સિવાય સુશીલાને આ જગતમાં બીજી કોઇ વસ્તુ વધુ પ્રિય નહોતી. વિરજન જ એના પ્રાણ, એનો ધર્મ અને એનું સત્ય હતાં. એ એની પ્રાણાધાર હતી, આંખોની જ્યોતિ હતી અને એના હૃદયનો ઉત્સાહ હતી. એની સર્વશ્રેષ્ઠ અભિલાષા એ હતી કે વિરજનને સારું ઘર મળે. એના સાસુસસરા દેવતા

સમાન હોય, એનો પતિ રામચંદ્રજી જેવો સુજ્ઞ, સુશીલ ને શિષ્ટતાની મૂર્તિ હોય કે જેથી એને ક્યારે ય કોઈ પણ પ્રકારનું કષ્ટ વેઠવું ન પડે. પોતે કેટકેટલી બાધાઓ રાખી, દેવદેવીઓની ઉપાસના કરી, આ પુત્રી મેળવી હતી! એની એ પરમ ઇચ્છા હતી કે મારી આ નમણી આંખોવાળી, ભલીભોળી, નિર્દોષ બાળકીને મરતાં સુધી મારી આંખોથી જરા પણ દૂર ખસવા ન દઉં. મારા જમાઇને મારે ત્યાં જ બોલાવીને રાખીશ. વિરજનને બાળબચ્ચાં થશે. એમને હું મોટાં કરીશ, જમાઇ મને મા કહેશે અને હું એને પુત્રવત્ ગણીશ. જે હૃદયમાં આવા મનોરથ ભર્યા હોય, તેના ઉપર આવી દારુણ અને હૃદયવિદારિણી વાતોની શી અસર થાય એ સર્વ કોઇ સમજી શકે એમ છે.

અફસોસ! બિચારી સુશીલાના સર્વ મનોરથ ધૂળમાં મળી ગયા હતા, એની બધી ય આશાઓ ભસ્મિભૂત બની ગઇ હતી. પોતે ધારતી હતી શું અને બની ગયું શું! પોતાના મનને એ વારંવાર મનાવતી "કે હજુ શું વહી ગયું છે? જ્યારે કમળાચરણ ઉમ્મરલાયક અને સમજણો થશે, ત્યારે એનાં આ બધાં ખોટા ચેનચાળા એ મૂકી દેશે." પરંતુ જ્યાં એક ઘા હજુ પૂરો રુઝાતો નહિ, ત્યાં તો બીજી એવી જ હૃદયભેદક વાત કાને આવીને પડતી. આ રીતે તેના પર આઘાતોની પરંપરા ચાલતી આવતી હતી. "હાય! હાય! સમજાતું નથી કે વિરજનના ભાગ્યમાં હજી શું શું લખેલું છે? શું, આ મારી રૂપગુણની મૂર્તિ, મારા ઘરની દિપ્તિ, મારી પ્રાણાધાર વિરજન આવા દુષ્ટ માણસની સાથે જીવન વ્યતિત કરશે? મારી લાડઘેલી બાળકી આવા નાલાયકને પનારે પડશે?" આવા આવા વિચારો કરી સુશીલા કલાકો સુધી રોયા કરતી. પહેલાં તો એ ક્યારેક વિરજનને વઢતી પણ ખરી, પરંતુ હવે તો ભૂલેચૂકે પણ ઊંચે સાદે એને કશું કહેતી નહિ. એનું મુખ જોતાં જ એને દયા આવતી. એક ક્ષણ માટે પણ એને એ પોતાની સામેથી દૂર

જવા દેતી નહિ. જો થોડીવાર માટે એ સુવામાને ઘેર જઇ બેસતી, તો તરત જ પોતે પાછળ જઇ પહોંચતી. એને એમ થઇ જતું કે જાણે એને કોઇ ઉપાડીને લઇ જાય છે! જેવી રીતે પોતાના વાછરડાના ગળા ઉપર કસાઇનો છરો જોઇને ગાયનું રોમેરોમ કંપવા માંડે છે, એ જ પ્રકારે વિરજનનાં દુઃખોનો જ્યારે સુશીલા વિચાર કરતી, ત્યારે એને આ જગત આખું ય અંધકારમય ને શૂન્યમય ભાસતું. એક ચકલીને પોતાના માળામાંથી પોતાનાં બચ્ચાં ગૂમ થઇ જતાં જે દુઃખ થાય એવું જ દુઃખ વિરજન એક ક્ષણુ માત્ર પણુ પોતાની સામેથી દૂર થતાં સુશીલાને થતું.

એક તો સુશીલા હંમેશા માંદી જ રહેતી અને એમાં ભવિષ્યની અસાધ્ય ચિંતાએ અને મનના બળાપાએ એને અધમૂઈ કરી નાખી હતી. પોતાના જમાઈ સંબંધી હલકી વાતો સાંભળીને એનું કાળજું કોરાઈ કોરાઇને ચારણી જેવું બની ગયું હતું. પરિણામે વિરજનના લગ્નને છ માસ વિત્યા નહિ ત્યાં તો એને ક્ષયરોગનાં ચિહ્નો દેખાવા માંડયાં. શરૂઆતમાં તો એણે પોતાનું દર્દ છુપાવ્યું, પણ એમ ક્યાં સુધી ચાલે? રોગ દિવસે દિવસે વધતો ગયો અને એ નિર્બળ બનતી ગઇ. પછી તો ખાટલામાંથી બેઠાં થવું પણ એને માટે મુશ્કેલ બની ગયું. વૈદ્યો અને ડાકટરો દવાઓ કરવા લાગ્યા. સુવામા તથા વિરજન બન્ને રાતદિવસ એની પથારી પાસે બેસી રહેતાં. વિરજન એક ક્ષણુ પણુ એનાથી દૂર ખસતી નહિ. વિરજનને પોતાની નજર સામે ન જોતાં સુશીલા બેબાકળી જેવી બની જતી ને ધ્રૂસકે ને ધ્રૂસકે રોવા લાગતી. મુન્શી સંજીવનલાલે પહેલાં તો ધીરજ રાખી દવા કરી. પણ જ્યારે એમણે જોયું કે કોઇ પણ દવા અસર કરતી નથી અને દિવસે દિવસે સ્થિતિ ગંભીર બનતી જાય છે તથા હવે કોઇ પ્રકારે પણુ એ બચે એમ નથી, એટલે એ હતાશ થઈ ગયા ને ચાકરી કરવામાં પણુ નિરુત્સાહી બનતા ગયા.

આજથી વર્ષો પૂર્વે જ્યારે સુવામા બિમાર પડી હતી, ત્યારે એ વખતે સુશીલાએ તેની ચાકરી કરવામાં ખૂબ જ જહેમત ઉઠાવી હતી. આજે હવે સુવામાને એ ઉપકારનો બદલો વાળવાનો સમય આવ્યો હતો. તેણે પાડોશીધર્મ તથા ભગિનીધર્મનું બરાબર પાલન કરી બતાવ્યું. એની સેવા કરવામાં તે પોતાના ઘરકામને પણ ભૂલી જતી. બબ્બે ત્રણત્રણ દિવસ સુધી પ્રતાપ સાથે વાતચીત કરવા પણ પામતી નહિ. મોટે ભાગે એ ખાધાપીધા વગર જ નિશાળે ચાલ્યો જતો, પણ કોઇ દિવસ એ મોંએથી અપ્રિય વેણ કાઢતો નહિ. સુશીલાના મંદવાડથી એનો દ્વેષાગ્નિ હવે શાંત પડી ગયો હતો. દ્વેષનો અગ્નિ દ્વેષ્ટાની ઉન્નતિ અને સુદશા સાથે પોતે પણ તીવ્ર અને પ્રજ્વલિત બનતો હોય છે અને છેવટે જ્યારે દ્વેષ્ટાનો જીવન-દિપક બુઝાઇ જાય, ત્યારે જ એ શાંત પડે છે.

જે દિવસે વિરજનને એવી ખબર પડતી કે આજે પ્રતાપ ખાવાપીવા વિના જ નિશાળે જાય છે, ત્યારે એ બધાં કામ એક બાજુ મૂકી, દોડીને એને ઘેર પહોંચી જતી અને એને જમવા માટે આગ્રહ કરતી, પરંતુ પ્રતાપ તો એની સાથે વાત સુદ્ધાં ય ન કરતો અને એને રોતી કકળતી મૂકી ઘર બહાર ચાલ્યો જતો.

નિઃસદેહ એ વિરજનને સંપૂર્ણ રીતે નિર્દોષ માનતો હતો, પણ જે સંબંધ આજ નહિ તો છ મહીને કે બાર મહીને પણ તૂટી જવાનો છે, એવા સંબંધને એ પહેલેથી જ તોડી નાંખવા માગતો હતો. એકાંતમાં એ એકલો ધ્રૂશકે ને ધ્રૂશકે રોતો, પરંતુ પ્રેમના આ ઉદ્વેગને જાહેરમાં પ્રગટ થવા દેતો નહિ.

એક દિવસ એ નિશાળેથી આવી પોતાના ખંડમાં બેઠો હતો, ત્યાં વિરજન આવી પહોંચી. તેનાં કપોલ અશ્રુથી ભિંજાયેલા હતા અને તે લાંબા લાંબા દીર્ઘ નિશ્વાસ નાખતી હતી. એના મુખ પર અત્યારે કોઇક એવી જ નિરાશા છવાયેલી હતી અને એની

દ્રષ્ટિ પણ કાંઇક એવી કરુણોત્પાદક હતી કે પ્રતાપથી ન રહેવાયું. એ સજળ નેત્રે બોલી ઊઠયો: "કેમ વિરજન, શા માટે રુવે છે?" વિરજન કશો ય ઉત્તર આપી ન શકી ને ઊલટી તે ડૂસકાં ખાતી વધુ રોવા લાગી. હવે પ્રતાપનું ગાંભીર્ય જતું રહ્યું અને તે બધા ય સંકોચનો ત્યાગ કરીને ઊભો થયો અને વિરજનની નજીક જઇ તેની આંખો લૂછવા લાગ્યો. વિરજને જરા સ્વસ્થતા ધારણ કરી કહ્યું: "ભાઇ, બા હવે ઝાઝું જીવે એમ નથી, હું શું કરીશ હવે?" અને એમ બોલતાં બોલતાં વળી પાછી એ ધ્રૂશકે ને ધ્રૂશકે રોવા લાગી.

પ્રતાપ તો આ સાંભળીને સ્તબ્ધ બની ગયો. દોડતો એ વિરજનને ઘેર પહોંચ્યો અને સુશીલાની પથારી પાસે ઉભો રહી રોવા લાગ્યો. માણસનો અંત કેવો ધન્ય બની જાય છે? એ આપણી પાસે એવા એવા અહિતકારીઓને ખેંચી લાવે છે કે જેઓ થોડા દિવસો પૂર્વે આપણું મુખ પણ જોવા ઇચ્છતા હોતા નથી અને જેને આ શક્તિ સિવાય સંસારની બીજી કોઇ પરશક્તિ પરાજિત કરવા સમર્થ નહોતી. આ સમય જ એવો બળવાન હોય છે અને તે મોટા મોટા બળવાન શત્રુઓને પણ આપણી પાસે ખેંચી લાવે છે. જેની ઉપર આપણને કોઇ પણ દિવસ વિજય મેળવવાની આશા હોતી નથી, એમના પર આ સમય આપણને વિજયી બનાવી દે છે. જેના પર આપણું કોઇ પણ શસ્ત્ર કામ કરતું હોતું નથી, તેમના પર દેહ શક્તિહીન થઇ જવા છતાં આ સમય આપણને વિજય અપાવે છે.

આજે પૂરા એક વર્ષ બાદ પ્રતાપે આ ઘરમાં પગ મૂકયો હતો. સુશીલાની આંખો બંધ હતી, પણ એનું મુખમંડળ પ્રાતઃકાળના કમળની જેમ ખીલી ઊઠેલું હતું. આજે સવારથી જ એણે પ્રતાપને જોવાની રટ માંડી હતી. સુવામાએ એટલે જ વિરજનને મોકલી હતી.

સુવામાએ કહ્યું : “બહેન, આંખો ઊઘાડો. જુઓ પ્રતાપ અહીં ઊભો છે.” સુશીલાએ આંખો ઊઘાડી બે હાથ વડે લાડથી પ્રતાપને પોતાની પાસે ખેંચ્યો.

પ્રતાપના હૃદયમાં જે શેષમાત્ર દ્વેષભાવ હતો તે પણ હવે અદૃશ્ય થઈ ગયો. આવા સમયે પણ જે મનનો મેલ કાઢી શકતો નથી, એને પોતાની જાતને મનુષ્ય કહેવરાવવાનો જરાય હક નથી. પ્રતાપ સાચા પુત્રત્વના ભાવથી આગળ વધ્યો ને સુશીલાના પ્રેમમાં ક્યાંક લપટાઇ ગયો. બન્ને અર્ધો કલાક પર્યંત ખૂબ રોયાં. જાણે કદાચ પ્રતાપ નાસી જશે એવો ડર હોય તેમ સુશીલાએ એને બે હાથ વચ્ચે જોરથી જકડી રાખ્યો હતો. પ્રતાપ અત્યારે પોતાની જાત પર ધિક્કાર વરસાવી રહ્યો હતો કે આ દુ:ખી સ્ત્રીનો પ્રાણ-હારક હું પોતે જ છું. મેં જ દ્વેષના દુરાવેશમાં આવી જઇને એની આ સ્થિતિ કરી મૂકી હતી, હું જ આ વાત્સલ્યમૂર્તિનો નાશકર્તા છું. જેમ જેમ આવા વિચારો એના મનમાં વધતા જતા હતા, તેમ તેમ એની આંખોમાંથી વધુ ને વધુ આંસુ વહેતાં હતાં. અંતે સુશીલા બોલી : “મારા બાળ, હું હવે બેએક દિવસની મહેમાન છું. મેં તને કંઈ કીધું કર્યું હોય તો માફ કરજે.” પ્રતાપનો કંઠસ્વર રુંધાઇ ગયેલો હતો એટલે એ કાંઈ જવાબ આપી ન શક્યો.

સુશીલા ફરી આગળ બોલવા લાગી: “કોણ જાણે કેમ તું મારી સાથે રિસાયો છું. તું તો હવે અમારે ઘેર પણ આવતો નથી કે અમારી જોડે બોલતો પણ નથી. તને લાડથી રમાડવા મારું મન કેટલું તલસતું હતું? પણ તું તો મારી તરફ નજર સુદ્ધાં કરતો નથી. કહે, તારી આ દુ:ખી કાકી સાથે કેમ રિસાયો છું? સાચે મને તારા ઉપર મારા પેટના દિકરા જેટલું વ્હાલ ઊપજે છે. તને જોઇને મારો હરખ પણ માતો નથી.” એમ કહેતાં કહેતાં અશક્તિને લીધે એનો સ્વર મંદ પડી ગયો. જેવી રીતે ક્ષિતિજના

અથાગ વિસ્તારમાં ઊડતા પક્ષીનો સ્વર ક્ષણે ક્ષણે ધીમો પડતો જાય છે અને છેવટે તેના સ્વરનો માત્ર આભાસ જ રહે છે, એ જ પ્રકારે સુશીલાનો સ્વર ધીમો પડતાં પડતાં માત્ર શ્વાસોશ્વાસ જ રહ્યો હતો.

★

## પ્રકરણ ૧૦ મું : . . . . સુશીલાનું મૃત્યુ

★

**આવી** સ્થિતિમાં બીજા ત્રણ દિવસ નીકળી ગયા અને સુશીલાના જીવવાની હવે જરા સંભાવના રહી નહોતી. ત્રણે ય દિવસ મુન્શી સંજીવનલાલે એની પાસે બેસી રહીને એને શાંતવન આપ્યા કર્યું. જો એ કાંઈ કામકાજને અંગે ત્યાંથી જરાક આઘા જતા તો સુશીલા તરત જ આકળવિકળ થઇ જતી ને રોવા માંડી કહેવા લાગતી: "મને મૂકીને એ ક્યાંક જતા રહ્યા!" એમને પોતાની સન્મુખ બેસાડી રાખીને પણ એ ધરાતી નહોતી. થોડી થોડી વારે એ વ્યાકુળ બની એમના બન્ને હાથ પકડી લેતી ને નિરાશ થઈને કહેવા લાગતી: "મને મૂકીને ક્યાં ય જતા તો નહિ રહો ને?" મુન્શીજી કઠણ છાતીવાળા મનુષ્ય હતા, છતાં તેના મુખેથી આવાં વચન નીકળતાં આર્દ્ર બની જતા અને એમની આંખોમાં આંસુ ઊભરાઇ આવતાં. હવે થોડી થોડીવારે સુશીલાને મૂર્ચ્છા આવી જતી અને પછી ચમકીને જાગી ઊઠી તે બાઘાની માફક આમતેમ જોવા માંડતી. 'એ ક્યાં ગયા? શું મને મૂકીને જતા રહ્યા?' ઘણીવાર તો એવું ભાન ગુમાવી બેસતી કે મુન્શીજી વારંવાર એને સમજાવીને કહેતા કે: "હું અહીંયાં જ છું. તું જરા પણ મુંઝાઈશ નહિ." પરંતુ એને વિશ્વાસ પડતો નહિ અને એમની તરફ તાકી તાકીને જોયા કરી તે પૂછતી: "ક્યાં ગયા એ? ક્યાં જતા રહ્યા? કેમ જણાતા નથી?" વળી પાછી થોડીવાર બાદ ભાનમાં આવતાં

બોલતી બંધ થઈ જતી અને રોવા માંડતી. એ ત્રણે ય દિવસ એણે વિરજન, સુવામા કે પ્રતાપ કોઇનું ય નામ લીધું નહોતું. એ બધાં આખો દિવસ એની નજર સામે ખડે પગે ઊભાં રહેતાં, પરંતુ જાણે એ મુન્શીજી સિવાય કોઇને ય ઓળખી શકતી જ નહોતી. છેવટે વિરજન બેબાકળી જેવી બની જતી ને માના દેહને વળગી પડીને રોવા લાગતી ત્યારે સુશીલા જરાક આંખો ખોલી એને પૂછતી: "કોણ છે? વિરજન છે?" બસ, એથી વધુ એ કાંઇ ન પૂછતી. જેમ કોઇ કંજૂસ માણસને મરતી વખતે પોતે દાટી રાખેલી પૂંજી સિવાય બીજી કોઇ વસ્તુનો વિચાર આવતો નથી, એ જ પ્રકારે એક હિન્દુ સ્ત્રીને મરતી વખતે પોતાના પતિ સિવાય બીજી વસ્તુનું ધ્યાન રહેતું નથી.

કોક કોકવાર સુશીલા એકદમ ચમકી ઊઠતી ને આશ્ચર્ય સહિત પૂછતી: "બાપરે! આ કોણ ઊભું છે? આ કોણ નાસી જાય છે? એને કેમ લઈ જાઓ છો? ના, એને હું નહિ લઈ જવા દઉં!" એમ બોલીને એ મુન્શીજીના બે હાથ પકડી લેતી. બીજી ક્ષણે જ્યારે એ પાછી ભાનમાં આવતી તો શરમીંદી થઇ જતી ને કહેવા લાગતી: "એ તો મને સ્વપ્નુ આવ્યું કે જાણે તમને કોઈ અહીંથી લઈ જતું હતું. જુઓ, અહીંથી કંઈ ગયા તો તમને મારા સોગંદ છે. એ તમને કોણ જાણે કયાં ય લઇ જાય, પછી હું તમને કેવી રીતે પાછા જોવા પામીશ?" આવું આવું સાંભળીને મુન્શીજીનું હૃદય દ્રવી ઊઠતું, ને એની તરફ કરુણાભરી આંખે સ્નેહાર્દ્ર દ્રષ્ટિએ જોઇ જવાબ આપતા: ના, ના, હું અહીંથી જરા ય ખસીશ નહિ, તને છોડીને હું હવે કયાં જાઉં?" સુવામા આ દશા જોઇને રોઇ પડતી. એનો જીવનદીપ બુઝાવવાની અણી પર હતો. આવી પરિસ્થિતિમાં તેણે ઘૂંઘટને દૂર કર્યો હતો અને મુન્શીની હાજરીમાં પણ તે કલાકો ખુલ્લે મોંએ બેસી રહેતી.

ચોથે દિવસે સુશીલા કાંઈક સ્ફૂર્તિમાં દેખાઇ. મુન્શીજીને હવે ચોક્કસ ખાત્રી થઇ ગઇ કે આ હવે એની આખરી પળ હતી, કારણકે અસ્ત થતાં પહેલાં દીપક એક ચમકારો મારી જાય છે. સવારમાં દાતણપાણી કરી જેવા મુન્શીજી ઘરમાં આવ્યા કે સુશીલાએ એમને ઈશારો કરી પાસે બોલાવ્યા ને કહ્યું : "મને તમારા હાથે થોડુંક પાણી પાઓ." આજે એ કંઈક વધારે ભાનમાં હતી, એટલે એણે વિરજન, પ્રતાપ, સુવામા બધાંયને ઓળખ્યાં. એણે વિરજનને ક્યાંય સુધી છાતીએ વળગાડી રુદન કર્યું. પછી પાણી પી રહ્યા બાદ તેણે સુવામાને કહ્યું : "બહેન, જરા મને બેઠી કરો, જેથી હું મારા સ્વામીનાથનાં ચરણસ્પર્શ કરી લઉં. પછી તો કોણ જાણે ક્યારે ય એ ચરણોનાં દર્શન કરવા પામીશ." સુવામાએ રોતાં રોતાં પોતાના હાથના ટેકે એને બેઠી કરી. પ્રતાપ ને વિરજન સામે ઊભાં હતાં. સુશીલાએ મુન્શીજીને પોતાની સમીપ બોલાવ્યા. મુન્શીજી પ્રેમ અને કરુણાથી વિહ્વળ બની એને ગળે વળગી પડી, કહેવા લાગ્યા : "તું જરા પણ મુંઝાઇશ નહિ. ભગવાન કરશે તો તું એકદમ સારી થઇ જઇશ." સુશીલાએ નિરાશાપૂર્ણ સ્વરે કહ્યું : "હા, આજે હવે હું એકદમ સારી થઈ જઈશ; જરા તમારા પગ લંબાવો એટલે એને હું મારા મસ્તકે ચડાવું !" મુન્શીજી તેમ કરતાં જરા ખચકાયા, એટલે સુવામાએ રોતાં રોતાં તેમને કહ્યું: "તમારા પગ લંબાવો ને એમની ઇચ્છા હવે પૂરી કરો."

મુન્શીજીએ પગ લંબાવ્યા. સુશીલાએ એ પકડીને ક્યાં ય સુધી એને ચૂમ્યા કર્યા ને પછી એની ઉપર બે હાથ મૂકી રોવા લાગી. બન્ને પગ થોડીવારમાં ઉષ્ણ અશ્રુઓથી ભીંજાઈ ગયા. પતિવ્રતા સ્ત્રીએ પોતાના પ્રેમનાં મોતી પતિના ચરણોમાં ન્યોછાવર કરી દીધાં. પછી જરા બોલવાના હોશ આવ્યા, એટલે તેણે વિરજનનો હાથ પકડી પતિના હાથમાં મૂકયો ને અત્યંત મંદ સ્વરે બોલી : "સ્વામીનાથ ! તમારી સોડમાં હું ઘણું રહી ને જીવનનું પરમ સુખ

પણ માણ્યું. હવે આપણા પ્રેમનો સંબંધ પૂરો થાય છે. હું હવે એકાદ પળની મહેમાન છું. મારી લાડકી વિરજન તમને સોંપતી જાઉં છું. એ જ મારું સ્મારક છે, એની ઉપર હંમેશા દયાદૃષ્ટિ રાખજો. મારા ભાગ્યમાં મારી વ્હાલી પુત્રીનું સુખ જોવાનું વિધાતાએ લખ્યું નહિ હોય. એને મેં ક્યારે કદાપિ કડવું વેણ કહ્યું નથી, તેમ એની તરફ મેં કઠોર દૃષ્ટિએ જોયું પણ નથી. મારી વિરજન જ મારા જીવનનું ફળ છે. ઇશ્વરની ખાતર એના પ્રતિ તમે કદી પણ બેપરવા કે બેધ્યાન બનશો નહિ." એમ કહેતાં કહેતાં એનો અવાજ ઠરડાઈ ગયો ને એ બેશુદ્ધ શી બની ગઇ. પછી કાંઇક શાંતિ વળી, એટલે એ સુવામા પ્રત્યે હાથ જોડીને રોતી રોતી કહેવા લાગી : "બહેન, વિરજનને તમારે આશરે મૂકતી જાઉં છું. તમે જ હવે એની માતા છો. બેટા પ્રતાપ! ઇશ્વર તને દીર્ઘાયુષ આપે. તું તારી વિરજનને કદી ભૂલી જતો નહિ. એ હવે તારી એક ગરીબ ને માતાવિહોણી બહેન છે. તું એનો પ્રાણાધાર છું. એને કોઇ દિવસ રડાવીશ નહિ, ખિજવીશ નહિ, તેમ એને ક્યારે ય કઠોર વચન કહીશ નહિ. એની સાથે ક્યારે ય રિસાઇશ નહિ. એના પ્રત્યે ક્યારે ય બેદરકાર બનતો નહિ, નહિ તો એ ઝૂરીઝૂરીને મરી જશે. એના કિસ્મતમાં કોણ જાણે શું ય લખ્યું છે, પણ તું એને તારી સગી બહેનની જેમ રાખજે અને એને હંમેશા આશ્વાસન આપતો રહેજે. હું તો હવે થોડીવારમાં જ તમને બધાંને મૂકીને ચાલી જઇશ, પરંતુ તને મારા સોગંદ દઇને કહું છું કે તું એને જરા પણ ઓછું આવે એવું વર્તન ચલાવીશ નહિ. હવે તું જ એની જીવનનાવ પાર ઉતારજે. એનો ભાર હવે તારે શીર છે. મારા અંતરમાં તો મોટી મોટી આશાઓ હતી કે હું તને પરણાવીશ અને તારા બાળબચ્ચાંને મોટાં કરીશ. પરન્તુ મારા કિસ્મતમાં કાંઇક જુદુ જ લખેલું હતું!"

એમ કહેતાં કહેતાં એ પુનઃ અચેત થઇ ગઇ. આખા ઘરમાં રોકકળ થઇ રહી હતી. નોકરો, દાસદાસીઓ બધાં ય એની પ્રશંસા

કરતાં હતાં કે એ કોઇ સામાન્ય સ્ત્રી નહોતી, પણ એક દેવી હતી.

રાધા : " આટલા વખતથી એમને ત્યાં કામ કરીએ છીએ, પણ એમણે ક્યારે ય કોઇને ઊંચે અવાજે કશું કહ્યું નથી."

રસોયણ : " મને તો એ પેટની દિકરીની જેમ રાખતા હતાં. રસોઈ ગમે તેવી બનાવીને મૂકતી પણ એમણે કોઈ દહાડો ય કશું કહ્યું નથી. વાત કરે તો ય હસતાં હસતાં. મહારાજ જ્યારે આવતા ત્યારે એમને સીધું આપ્યા વિના જવા ન દેતાં."

બધાં સુશીલા વિષે આવા પ્રકારની વાતો કરતાં હતાં. બપોર થયા. રસોયણે રસોઇ બનાવી, પણ આ પરિસ્થિતિમાં ખાવાનું કોને ભાવે? બહુ આગ્રહ કર્યો, ત્યારે મુન્શીજી જમવા ગયા, પરંતુ અન્નને હાથ અડકાડીને ઊભા થઈ ગયા. પ્રતાપ તો રસોડામાં ગયો જ નહિ અને વિરજન કે સુવામાને તો ખાવાનું ભાવે જ ક્યાંથી?

સુશીલા કોઇવાર વિરજનને લાડ કરતી તો કોઇ વાર સુવામાને ગળે બાઝી પડતી, તો ઘડીકમાં પ્રતાપને બચીઓ કરતી ને ક્યારેક વળી પાછલી વાતો સંભાળીને રોવા લાગતી. ત્રીજે પહોર એણે બધા નોકરચાકરને બોલાવ્યા અને એમના સૌ અપરાધની ક્ષમા આપી. પછી જ્યારે એ બધા ત્યાંથી ખસી ગયા, ત્યારે સુશીલાએ સુવામાને કહ્યું : "બહેન, પાણીનો શોષ બહુ પડે છે. એમને કહો કે એમના હાથે મને થોડું પાણી પાય."

મુન્શીજી પાણી લાવ્યા. સુશીલાએ માંડમાંડ એક ઘૂંટડો પાણી પીધું. તેને લાગ્યું કે જાણે પોતે અમૃત પીધું. એના મોં ઉપર કંઇક તેજી આવી ને સજળ નેત્રે સ્વામીના ગળામાં હાથ નાખી બોલી :

"હું કેવી ભાગ્યશાળી છું કે આજે તમારા ખોળામાં મને મરવાનો શુભ અવસર પ્રાપ્ત થયો છે!" એમ બોલીને, જાણે કોઈ વાત કહેવા માગતી હોય પણ સંકોચને લીધે કહી ન શકતી હોય, એમ એ ચુપ થઇ ગઇ. થોડીવાર બાદ એણે પુનઃ મુન્શીજીનો

હાથ પકડયો અને કહેવા લાગી : "જો હું કાંઇક માગું તો મને એ આપશો તમે ?"

મુન્શીજીએ વિસ્મિત બની જણાવ્યું : "મારી પાસે માંગવામાં તારે અચકાવવાનું હોય? નિ:સંકોચ જે ઇચ્છા હોય તે માગી લે!"

સુશીલા : "તમે મારો બોલ ક્યારે ય ઉથામ્યો નથી."

મુન્શીજી : "મરણાંત સુધી નહિ ઉથામું."

સુશીલા : "મને ડર રહે છે કે વખતે તમે ન માનો તો......"

મુન્શીજી : "તારો બોલ અને હું ન માનું એમ બનતું હશે?"

સુશીલા : "તમને હું તો નહિ છોડી શકું. એક વાત કહો કે તમારી સિલ્લો (સુશીલા) મરી જતાં તમે એને ભૂલી તો નહિ જાઓને?"

મુન્શીજી : "તું એવું એવું બોલ નહિ; જો વિરજન રુવે છે."

સુશીલા : "પણ મને કહો તો ખરા કે તમે મને ભૂલી તો નહિ જાઓ?"

મુન્શીજી : "આ જિંદગીમાં તો ક્યારે ય નહિ."

સુશીલાએ પોતાના સુકાઈ ગએલા ગાલ મુન્શીજીના હોઠે અડાડયા ને બન્ને હાથે એમને ગળે વળગી પડી. પછી વિરજનને નજીક બોલાવી ધીમે ધીમે સમજાવવા લાગી : "સાંભળ, મારી દીકરી, તારા બાપુજીની આજ્ઞા કદી ઉથામીશ નહિ ને તનમનથી એમની સેવા કરજે. આખા ઘરનો બોજો હવે તારે માથે આવી પડશે. તારા વગર એ બધું હવે કોણ સંભાળશે? "એમ કહીને એણે કરુણાજનક દૃષ્ટિએ સ્વામી તરફ જોયું ને પછી બોલી : "મારા અંતરની એક વાત કહેવાની રહી જાય છે, પણ હવે તો જાણે જીવ ઊંડો ઊંડો ઊતરી જતો લાગે છે."

મુન્શીજી : "તું તો ખાલી ખોટી મૂંઝવણમાં પડી છું."

સુશીલા : "તમે મારા છો કે નહિ?"

મુન્શીજી: "હું જિંદગીભર તારો જ છું અને તારો જ રહીશ."

સુશીલા: "જોજો એવું ન બને કે તમે મને ભૂલી જાઓ ને જે વસ્તુ મારી હતી એ બીજાની થઈ જાય?"

મુન્શીજી: (સંકેત સમજીને) "આવી વ્યર્થ ચર્ચા અત્યારે શા માટે કરે છે! જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી તારો જ થઈને રહીશ એની ખાત્રી રાખજે!"

સુશીલાએ ફરીથી વિરજનને બોલાવી. એને એ છાતી સરસી ચાંપવા ઇચ્છતી હતી, પણ એવામાં એ મૂર્છિત થઈ ગઇ. વિરજન અને પ્રતાપ બન્ને રોવા લાગ્યાં. મુનશીજીએ ધ્રૂજતા દેહે એના હૃદય પર હાથ મૂકયો તો તેમને જણાયું કે શ્વાસોશ્વાસ ધીમો પડતો જાય છે. એટલે રસોયણને બોલાવીને તેમણે કહ્યું: "હવે એને ચોકે લો." એમ કહી એમણે રોવા માંડ્યું. રસોયણ અને સુવામાએ થઇ સુશીલાને ચોકે લીધી. ક્ષયરોગથી માત્ર એનો દેહ જ નહિ, પણ હાડકાં સુદ્ધાં ગળી ગયાં હતાં.

રાત્રી પડી ચૂકી હતી અને સર્વત્ર અંધકાર ફેલાતો જતો હતો. આખા ય ઘરમાં શોકમય અને ભયાવહ નિરવતા છવાઇ ગઇ હતી. રોનારાં રોતાં હતાં પરંતુ અવાજ રૂંધીરૂંધીને! વાતો થતી પણ તે પણ અત્યંત મંદ સ્વરે! સુશીલા ભૂમિ પર પડી હતી. તેનો સુકુમાર દેહ જે એક દિવસ માતાના ખોળામાં રમતો હતો, ક્યારેક જે પતિના પ્રેમાંકમાં સમાઈ ગયો હતો, તો કયારેક જે પુષ્પાચ્છાદિત શય્યામાં આળોટયો હતો, આજે તે જમીન ઉપર પડયો હતો. હજુ એની નાડી મંદ ગતિથી ચાલતી હતી. મુન્શીજી શોક અને નિરાશાના સાગરમાં ઝોલા ખાતાં એના મસ્તક આગળ બેઠા હતા. અકસ્માત સુશીલાએ પોતાનું માથું ઊંચુ કર્યું ને બન્ને કર વડે મુન્શીજીના ચરણ પકડી લીધા અને તરત જ બીજી ક્ષણે એનો પ્રાણપંખેરૂ ઊડી ગયો અને બન્ને હાથ મુન્શીજીના બન્ને પગ ફરતા હારની

આફ્રક વીંટળાયેલા જ રહી ગયા હતા. સુશીલાના જીવનની એ અંતિમ ક્રિયા હતી!

રોનારાંઓ, તમે રોયાજ કરો! તમે હવે રોવા સિવાય બીજું શું કરી શકવાના હતા? અત્યારે તમને કોઈ ગમે તેટલું સાન્ત્વન, આપે છતાં પણ તમારાં નેત્રો અશ્રુપ્રવાહને નહિ અટકાવી શકે! અત્યારે તો રોવું એ જ તમારું કર્તવ્ય છે. જીવનમાં રોવાના પ્રસંગો ક્વચિત જ આવે છે તો શું નેત્ર શુષ્ક બની જશે? સૌ કોઈની આંખમાંથી આંસુની ધારાઓ વહી રહી હતી ને ડૂસકાંનો અવાજ આવતો હતો કે એવામાં રસોયણ એક દીવો સળગાવીને ત્યાં લઇ આવી. પરંતુ થોડીવાર પહેલાં જ સુશીલાનો તો જીવનદીપ હોલવાઇ ચૂક્યો હતો.

★

## પ્રકરણ ૧૧ મું : . . વિરજનની વિદાય

★

રૂડકી કોલેજમાં અભ્યાસપૂર્ણ કરી રહ્યા બાદ રાધાચરણની મુરાદાબાદના ઇજનેર તરીકે નીમણુંક થઈ અને ચન્દ્રા એની જોડે મુરાદાબાદ રહેવા ગઇ. પ્રેમવતીએ એને રોકવા બહુ પ્રયત્ન કર્યો, પણ જેણે જવાનો ચોક્કસ નિર્ધાર કર્યો હોય એને કોણ રોકી શકે? સેવતી તો ક્યારની ય સાસરે ચાલી ગઈ હતી. હવે અહીં ઘરમાં એકલી પ્રેમવતી જ રહી હતી. પરિણામે આખા ઘરના કામકાજનો બોજો તેને એકલીને માથે આવી પડયો હતો. એટલે હવે વિરજનને આણુ વળાવી તેડી લાવવા માટે તેને પિયર સંદેશો મોકલવામાં આવ્યો. ડેપ્યુટી સાહેબની એમાં સંમતિ નહોતી, પરંતુ ઘરના વ્યવહારમાં તો પ્રેમવતી જેમ કહે તેમ જ થતું.

સંજીવનલાલે એ સંદેશાનો સ્વીકાર કર્યો. કેટલાક દિવસથી એમને તીર્થયાત્રા કરવા જવાનું મન હતું. ધીમે ધીમે એમણે સાંસારિક સંબંધો ઓછા કરી નાખ્યા હતા. દિવસ આખો એ ઘરમાં આસન જમાવી ભગવદ્ગીતા અને યોગવાશિષ્ટ આદિ તત્વ-જ્ઞાનનાં પુસ્તકોનું અધ્યયન કર્યા કરતા. સંધ્યા થતાં ગંગાસ્નાન કરવા ચાલ્યા જતા. રાત પડે ત્યાંથી ઘેર પાછા ફરતા અને અલ્પાહાર કરી સૂઇ જતા. ઘણુંખરું પ્રતાપચંદ્ર પણ એમની સાથે ગંગાસ્નાન કરવા જતો. હજુ તો એને પૂરાં સોળ વર્ષ પણ થયાં ન હતાં, છતાં કંઇક જન્મસ્વભાવ, કંઇક પૈતૃક સંસ્કારો અને કાંઇક સંગતિના પ્રભાવથી એને અત્યારથી જ વૈજ્ઞાનિક વિષયો પર મનન અને વિચારો કરવામાં ખૂબ જ રસ પડતો હતો. ઇશ્વિર અને તત્ત્વજ્ઞાન સંબંધી વાતો સાંભળી એનું વલણ પણ ભક્તિ-માર્ગ તરફ ઢળતું જતું હતું અને કોઈ કોઈ વાર એ મુન્શીજી સાથે એવા ગહન વિષયો પર ચર્ચામાં ઊતરી પડતો કે મુન્શીજી પણ ચકિત થઇ જતા. જેવો પ્રતાપચંદ્ર ઉપર મુન્શીજીની સંગતિનો પ્રભાવ પડયો હતો, એવો જ વિરજન પર સુવામાના શિક્ષણનો પણ ગહન પ્રભાવ પડયો હતો. વિરજન હવે પંદરેક વર્ષની ઉમ્મરે પહોંચી હતી. આ ઉમ્મરે મનમાં નવીન વિચારો અને કલ્પનાઓ જાગૃત થાય છે અને અંતરમાં સરળતા અને ચંચળતાને સ્થાને મનોહર રસીકતા જન્મે છે. પરંતુ વિરજન તો હજીય પૂર્વવત એવી જ ભોળી ને નિર્દોષ બાલિકા રહી હતી. એના મુખ ઉપર હજી પણ હૃદયના પવિત્ર ભાવ ઝળકતા હતા અને વાર્તાલાપમાં હૃદયંગમ મધુરતા સ્પષ્ટપણે તરી આવતી હતી. તે પ્રાતઃકાળે વહેલી ઊઠતી અને તરત જ પહેલું કામ મુન્શીજીનો ખંડ વાળી નાખવાનું કરતી. પછી એમની પૂજાપાઠની સામગ્રી યથોચિત રીતે તૈયાર કરીને મૂકતી. ત્યારબાદ રસોઇ બનાવતી ને બપોરના સમયે પોતાનું લખવાવાંચવાનું કામ લઇને બેસતી. સુવામા પર એને જેટલી લાગણી ને શ્રદ્ધા હતાં, એટલાં

તો એને એની સગી મા પર પણ નહોતાં. સુવામાની સામાન્ય ઇચ્છા વિરજનને મન આજ્ઞા સમાન હતી.

સુવામાની પણ ઇચ્છા હતી કે વિરજનને હમણાં સાસરે વળાવવી નહિ, પરંતુ મુન્શીજીના આગ્રહથી એણે આણાની તૈયારીઓ કરવા માંડી. જેમ જેમ એ વિપત્તિની ઘડીઓ નજદીક આવતી જતી તેમ તેમ વિરજનની વ્યાકુળતા વધતી જતી રાતદિવસ એ રોયા જ કરતી. કોઈકવાર પિતાને પગે લાગતી ને કોઇક-વાર એ સુવામાને પગે બાઝી પડતી. પરંતુ પરિણિત કન્યા પારકા ઘરની બની જાય છે, એની ઉપર હવે બીજા કોનો અધિકાર હોઇ શકે ?

પ્રતાપચંદ્ર અને વિરજન લાંબા કાળથી ભાઇબહેનની જેમ સાથે રહ્યાં હતાં, પરંતુ હવે એને જોઇને વિરજનની આંખો નીચી ઢળી જતી. પ્રતાપની પણ એવી જ દશા હતી. ઘરમાં એ બહુ ઓછું રહેતો. ન છૂટકે કયારેક જ્યારે એને ઘરમાં આવવું પડતું, ત્યારે એ નીચી નજરે, દબાતો સંકોચાતો નવવધૂની માફક આવતો. એની આંખમાં છુપાયેલું પ્રેમ રહસ્ય એ કોઇની ય સમક્ષ–વિરજનની સમક્ષ પણ–પણ પ્રગટ કરવા ઇચ્છતો નહોતો.

એક દિવસ સંધ્યાકાળનો સમય હતો. આણું વળાવવાના આડા હવે માત્ર ત્રણ દિવસ રહ્યા હતા. પ્રતાપ કાંઇક કામસર અંદર ઘરમાં ગયો અને જઇને દીવો પ્રગટાવતો હતો કે તેવામાં વિરજન ત્યાં આવી પહોંચી. તેનો પાલવ આંસુઓથી ભિંજાયેલો હતો. આજે એ વર્ષ બાદ એણે સજળ નેત્રે પ્રતાપ સામે જોયું ને પછી બોલી : “ભાઇ, મારાથી આ કેમ સહન થશે ?”

પ્રતાપનાં નેત્રોમાં આંસુ ન આવ્યાં, તેમ ન તો તેનો કંઠસ્વર રુંધાઈ ગયો. તેણે દઢ સ્વરે જણાવ્યું : “ઇશ્વર તને ધૈર્ય ધારણ કરવાની શક્તિ આપશે.” એ સાંભળી વિરજન નીચું જોઇ ગઇ અને

એની આંખો જમીન જોડે જડાઈ ગઈ. એના હૃદયની અગાધ વેદના પ્રતિત કરતો એક ઊંડો નિશ્વાસ બહાર નીકળ્યો, કે જે ક્યારે ય વાણી દ્વારા પ્રગટ થઈ શકે તેવો નહોતો.

વિદાયનો દિવસ કન્યાઓ માટે કેટલો શોકમય હોય છે! બાલ્યવયની બધી સખીઓ, બહેનપણીઓ, માતા, પિતા, ભાઈ, બંધુ બધાની સાથેનો સંબંધ એકીસાથે તૂટી જાય છે. ફરીથી આ ઘરમાં આવવાનું તો થશે એવા વિચારથી પણ એને જરાય સંતોષ મળતો હોતો નથી, કારણ કે હવે તો એક મહેમાનની જેમ જ આવવાનું હોય છે. આ લોકોનો વિયોગ થવાથી, જેમની સાથે જીવનોદ્યાનમાં ખેલવાનું ને સ્વાતંત્ર્યવાટિકાઓમાં રમણ કરવાનું હવે હંમેશા બંધ થઈ જતું હોઈ, એનું હૃદય ચીરાઈ જતું હતું. આજથી એના માથે એવો બોજો આવી પડતો હતો કે જે એણે જીવનભર વહન કરવાનો હતો.

વિરજનને સાસરે મોકલવાની તૈયારીઓ ચાલતી હતી. ધાયજી એને હાથપગે મેંદી મૂકતી હતી. કોઈ એના વાળ ઓળતી હતી, તો કોઈ એના વાળની લટોમાં સુગંધીદાર તેલ ભરતી હતી. પરંતુ જેને આ શણગાર સજાવવામાં આવતા હતા એ વિરજન તો ભોંય પર આંસુનાં મોતી પાથરતી હતી. એટલામાં બહારથી ખબર આવી કે 'ઉતાવળ કરો, મુહૂર્ત વીતી જાય છે.' સુવામા પાસે જ ઊભી હતી. વિરજન એકદમ એને ગળે વળગી પડી ને અશ્રુપ્રવાહનો અગ્નિ જે અત્યાર પર્યંત ધૂંધવાતા દેવતાની જેમ દબાઈ રહ્યો હતો તે હવે ઓચિંતો એવો તો ભડકાની જેમ–જાણે કોઈએ અગ્નિમાં તેલ નાખ્યું હોય એકદમ પ્રજ્વળી ઊઠ્યો.

થોડીવાર પછી દ્વાર પર પાલખી આવી પહોંચી. વિરજન આડોશીપાડોશીઓને મળી આવી. પછી સુવામાના પગે પડી અને બે ત્રણ બાઈઓએ મળી તેને પાલખીમાં બેસાડી દીધી. એક તરફ

પાલખી ઉપડી કે બીજી બાજુ સુવામા મૂર્છિત બની જમીન પર ઢળી પડી, જાણે એના જીવતાં જ એના પ્રાણ કોઇએ ખેંચી લીધા હતા. ઘર સુમસાન બની ગયું. સેંકડો ઓઓ ત્યાં હાજર હોવા છતાં એક વિરજન વિના ઘર આખું ખાવા ધાતું હતું.

★

## પ્રકરણ ૧૨ મું : . કમળાચરણના મિત્રો

★

**જેવી** રીતે માથામાં સિંદુર ભરવાથી સેંથો શોભી ઊઠે છે, એવી જ રીતે વિરજનના આગમનથી પ્રેમવતીનું ઘર દીપી ઊઠયું. સુવામાએ એનામાં એવા સંસ્કારોનો સંચાર કર્યો હતો કે જે કોઈ એને જોતું એ મુગ્ધ બની જતું. એટલે સુધી કે સેવતીની સખી રાણીને પણ પ્રેમવતીની સમક્ષ કબૂલ કરવું પડયું કે નાની વહૂએ તો અમને સૌને ઝાંખાં પાડી દીધાં હતાં. સેવતી એની જોડે આખો દિવસ વાતો કરતી છતાં ય ધરાતી નહિ. સેવતીને પોતાના સંગીતના જ્ઞાન માટે ખૂબ અભિમાન હતું, પરંતુ એ બાબતમાં પણ વિરજન એને જીતી ગઈ હતી.

હવે કમળાચરણના મિત્રોએ એને કહેવા માંડયું કે ભાઈ, નવી બૈરી પરણી લાવ્યા છો, એટલે હવે અમને ભૂલી ન જતા. સાંભળ્યું છે કે બૈરી તો બહુ ખૂબસૂરત મળી છે. કમળાચરણને સાસરેથી સારા પૈસા મળ્યા હતા, એટલે પાકીટ ખખડાવતો એ કહેવા લાગ્યો : " અરે ! મિજલસ ઊડાવો, શરાબ પીઓ. પણ યાદ રાખજો કે બહુ ધમાચકડી ન થાય નહિતર અંદર એમ માની લેશે કે બહાર તો ગુંડાઓ ભરાયા છે. જ્યારથી એ ઘરમાં આવી છે, ત્યારથી મારા તો હોશ જ ઊડી ગયા છે.

સાંભળ્યું છે કે એ તો અંગ્રેજી, ફારસી, સંસ્કૃત, અલ્લમ, ગલ્લમ બધું ય ભણેલી છે. મને તો ડર રહ્યા કરે છે કે ક્યાંક જો અંગ્રેજીમાં કાંઇક પૂછી બેઠી, યા તો ફારસીમાં વાતો કરવા મંડી તો મારે તો મોં વકાશીને તેની સામું જોઇ જ રહેવાનો વારો આવવાનો કે બીજું કાંઈ? એટલે હું તો અત્યારથી જ આબરૂ બચાવવા આઘોને આઘો નાસતો ફરું છું."

આમ તો કમળાચરણના મિત્રોની સંખ્યા અપરિમિત હતી. ગામમાં જેટલા કબુતરબાજ કે પતંગબાજ હતા એ બધા ય એના મિત્રો હતા, પરંતુ સાચા મિત્રો તો માત્ર પાંચ જ હતા. એ બધા ય લુચ્ચા ને ભૂખડીબારસ હતા. એ સૌમાં સૌથી વધુ શિક્ષિત મિર્યાં મજીદ હતા. તેઓ કચેરીમાં અરજીઓ લખવાનું કામ કરતા અને એમાં જે કાંઈ મળતું એ બધું શરાબને સમર્પણ કરી દેતા. બીજે નંબરે હમીદખાન હતા. આ મહાશયને બાપદાદાનો સારો એવો વારસો મળ્યો હતો, પરંતુ એ બધો એમણે માત્ર ત્રણ જ વર્ષમાં સાફ કરી નાખ્યો હતો. અત્યારે એમની દશા એવી હતી કે સાંજના વખતે બનીઠનીને ગામની સડકો પર કડકબિલ્લુ બની રઝળતા. ત્રીજા હતા હજરત સૈયદહુસેન! એ હતા પક્કા જુગારી, શરાબના પરમ આશક, સેંકડોના જ દાવથી રમનારા અને વખત આવે બૈરીનાં ઘરેણાં પણ દાવમાં મૂકી દેતા ન અચકાનારા. બાકીના બે રામસેવકલાલ અને ચંદુલાલ કચેરીમાં નોકરી કરતા હતા. એમને પગાર તો ઘણો ઓછો મળતો, પણ બીજી ફાલતુ આવક ઘણી સારી હતી. એ આમદાનીમાંથી અડધી મદિરાપાનને અને અડધી ભોગવિલાસને ભેટ ધરાતી. ઘરનાં માણસો ભીખ માગે કે ભૂખે મરે, પણ એમને પોતાના ભોગવિલાસ સિવાય બીજા કશાયની પરવા નહોતી.

આઠ વાગે ડેપ્યુટી સાહેબ સૂઈ જાય, એટલે પહેલેથી નક્કી કરેલી મુજબ પાંચે જણા ભેગા થતા અને મદિરાપાનમાં મશગુલ

બનતા. પાંચે જણા અઠંગ નશાબાજ હતા, એટલે નશો ચડતો ત્યારે એમની લૂલી પૂરબહારમાં ખીલી નીકળતી.

મજીદ: "કેમ ભાઈ કમળાચરણ, સાચું કહેજે કે તારી બૈરીને જોઇને તું રાજી થયો કે નહિ?"

કમળા: "હવે તમે પાછો બડબડાટ શરુ કરી દીધો, ખરુંને?"

રામસેવક: "તો જે સાચું હોય તે કહેતાં શું થાય છે? એમાં શરમાવા જેવું શું છે?"

કમળા: "કહું શું મારું માથું? ક્યારે ય એની પાસે જવાનો પ્રસંગ તો મને મળ્યો નથી! કાલે કમાડની તરડમાંથી એકવાર એને જોઇ હતી, ત્યારથી એની છબી બસ નજરમાં રમી રહી છે."

ચંદુલાલ: "દોસ્ત, તું મહાન ભાગ્યશાળી છું."

કમળા: "એને જોઇને હું તો એવો બેધ્યાન બની ગયો કે પડતાં પડતાં બચી ગયો. જાણે પરી જ જોઇ લ્યો પરી!"

મજીદ: "તો પછી ભાઇ આ દોસ્તી ક્યારે કામ આવવાની છે? એકવાર અમને પણ બતાવને?"

સાદ: "બેશક! દોસ્તીનો અર્થ જ એ કે અંદર અંદર કાંઈ પણ છુપાવવું ન જોઈએ."

ચંદુલાલ: "દોસ્તીમાં વળી છુપાપવાનું કેવું? અંગ્રેજોની જ વાત લ્યોને, એમને ત્યાં તો બૈરી જેવી ગાડીમાંથી ઊતરી નહિ કે તરત જ મિત્રો જોડે હાથ મિલાવવા લાગે!"

રામસેવક: "મને તો દોસ્ત, એને જોયા વિના ચેન નહિ પડે."

કમળા: "(એક ધપ્પો મારીને) તારી તો જીભ જ કાપી લેવી પડશે, સમજ્યો!"

રામસેવક: "કાંઈ વાંધો નહિ, જોવા માટે આંખો રહેશે એટલે બસ."

મજીદ : "ભાઈ કમળાચરણ, એમાં ખોટું લગાડવા જેવું કશું જ નથી. અત્યારે તો તારી ફરજ છે કે તારે તારા મિત્રોની ઇચ્છા પૂરી કરવી જોઇએ!"

કમળા : "તે એ માટે હું ક્યાં ના કહું છું?"

ચંદુલાલ : "વાહ! મેરે દોસ્ત! હવે તું મર્દની જેમ બોલ્યો ખરો! તો તું કહે ત્યારે અમે જરા બનીઠની વટબંધ બનીને આવીએ, કેમ ખરુંને?

કમળા : "તો જરા જઇને મોં પર મેશ લગાવી આવો. એટલું ઘણું છે."

સૈયદ : "તો આજે જ દર્શન કરાવીશ ને?"

આમ એક તરફ શરાબની છોળો ઊડી રહી હતી, ત્યારે બીજી તરફ વિરજન પલંગ પર સૂતી સૂતી વિચારસાગરમાં ડૂબી ગઈ હતી. બાળપણના દિવસો પણ કેવા સુખદાયી હોય છે? અહા! પુનઃ એ દિવસો પાછા આવે તો કેવું સારું? અહા! કેવું મનોહર એ જીવન હતું! ત્યારે તો સંસાર આખો ય પ્રેમ અને સ્નેહની ખાણ હતો. તો શું એ કોઇ જુદી જ દુનિયા હતી? શું, એ વખતે દુનિયાની બધી વસ્તુઓ ખૂબ જ સુંદર હતી? આમ વિચારોમાં એની આંખો જરા મળી ગઇ અને બાળપણનો એક પ્રસંગ એની આંખ સામે તરી આવ્યો. પ્રતાપે એની ઢીંગલીને મરડી નાંખી, એટલે બદલામાં એણે એની ચોપડીનાં બે પાના ફાડી નાખ્યાં. પછી પ્રતાપે એના બરડામાં જોરથી એક ચૂંટલી ભરી અને એ બહાર નાસી ગયો. એ રોતી રોતી પ્રતાપને ગાળો દેતી ઊભી હતી, ત્યાં તો સુવામા પ્રતાપનો હાથ પકડીને ત્યાં ખેંચી લાવી અને બોલી: "કેમ દીકરી, આણે તને મારી છે ને? એને મારીને નાસી જવાની બહુ આદત પડી છે. આજે હવે હું એની બરાબર ખબર લઇ નાખું છું. બોલ, એણે તને ક્યાં મારી હતી?" પ્રતાપે આંખોમાં ઝળઝળીયાં

સાથે વિરજન સામે જોયું, એટલે વિરજને જરા સ્મિત કરીને કહ્યું : “ એણે મને ક્યાં મારી છે? મને તો એ કોઈ દિવસ મારતો નથી.” એમ કહી એણે એનો હાથ પકડ્યો. પછી પોતાના ભાગમાંથી એને મીઠાઇ આપી ને બન્ને ભેગાં થઇને પાછાં રમવા મંડ્યાં. એવો વખત હવે ફરી ક્યારે જોવાનો હતો?

રાત ઘણી વીતી ગઈ હતી. અચાનક વિરજનને ભાસ્યું કે જાણે કોઇ સામેની દીવાલ ધબધબાવી રહ્યું છે. એણે જરા કાન માંડી સાંભળવા માંડ્યું, તો ત્યાંથી કાંઈક કાંઇક શબ્દો સંભળાયા.

ઘડીકમાં એ શબ્દોનો અવાજ સંભળાતો બંધ થઈ જતો, તો ઘડીકમાં વળી પાછો એ સંભળાવવા માંડતો. પછી થોડીવારે માટી ખરવા લાગી, તે જોઇ બીકની મારી વિરજનના હાથપગ ધ્રૂજવા લાગ્યા અને છાતી ધડકવા લાગી. તે છાતી કઠણ કરીને એકદમ ઊભી થઈ ગઇ અને રસોયણને ઢંઢોળવા મંડી. એનો અવાજ બેસી ગયો હતો. એટલામાં માટીનું એક મોટું ઢેફું પડ્યું ને રસોયણ ચમકીને બેઠી થઈ ગઈ. બન્નેને ખાત્રી થઇ કે ઘરમાં ચોર પેઠા હતા. રસોયણ બહુ કાબેલ સ્ત્રી હતી. એણે વિચાર્યું કે બૂમો પાડીશ તો ચોર ચેતી જશે. એણે સાંભળ્યું હતું કે ચોર હંમેશાં બાકામાં પહેલાં પગ નાંખી તપાસ કરીને પછી જ અંદર દાખલ થાય છે. એટલે એણે એક ડંડો હાથમાં લીધો ને વિચાર કર્યો કે જેવો એ પગ નાખશે કે ડંડો એવો તો તાકીને ફટકારીશ કે એના પગ જ ભાંગી જાય. પરંતુ બાકામાંથી પગને બદલે ચોરનું માથું દેખાયું. રસોયણ તૈયાર થઇને જ ઊભી હતી. તેણે તરત જ ડંડો ઉગામ્યો, એનો ખટક અવાજ સાંભળ્યો અને ચોરે તરત માથું પાછું ખેંચી લીધું. અને પછી બીજી જ ક્ષણે બહારથી અવાજ સંભળાયો: “ ઊહ્, મરી ગયો, મારી તો ખોપરી જ ફૂટી ગઈ!” ત્યારબાદ કેટલાક માણસોનો હસવાનો અવાજ સંભળાયો ને થોડીવાર બાદ ત્યાં પુનઃ

નિસ્વતા છવાઈ ગઈ. એટલામાં તો ઘરના બીજાં માણસો જાગી ગયાં અને શેષ રાત વાતચીતમાં જ પૂરી થઇ ગઇ.

સવારે કમળાચરણ ઘેર આવ્યો, ત્યારે એની આંખો લ દેખાતી હતી અને માથામાં સોજો હતો. રસોયણે નજીક ખાત્રી કરી, ને પછી વિરજન પાસે આવીને કહેવા લાગી : " એક વાત કહું ? ખોટું નહિ લગાડેને ?

વિરજન : " ખોટું શું કામ લગાડું ? કહે, શું કહેતી હત

રસોયણ : " રાતે ચોરે બીંત નહોતી કોચી."

વિરજન : " ત્યારે કોણ હતું એ ?"

રસોયણ : " એ તો ઘરનો જ જાણભેદુ હતો. બહારનું ન હતું."

વિરજન : " કોઈ પાલખીવાળાનું એ દુષ્કૃત્ય હતું ?"

રસોયણ : " ના, પાલખીવાળો તો કોઈ એવું કરે એવો ન

વિરજન : " તો હતું કોણ એ ? ચોકખે ચોકખું કહી દેતી નથી ?"

રસોયણ : " મારા માનવા મુજબ તો નાના ભાઇ ( ક ચરણ ) હતા. મેં જે ડંડો ફટકાર્યો હતો, એ એમન માથામાં વાગ્યો હતો. માથું તો સૂજીને ઢોલ થઈ ગયું છે."

આ સાંભળતાં જ વિરજન રાતીપીળી થઈ ગઇ. શરીર રક્તવર્ણું બની ગયું. તે ક્રોધિત બનીને બોલી : " રસો તું જરા મોં સંભાળીને બોલ. એવું કહેતાં તને શરમ નથી આ તારી એટલી હિમ્મત કે તું મારે મોંએ આવી વાત કરે છે ? એવું તો તું મારા ઉપર જ આળ ચઢાવવા માંગે છે ? તું ઉમ્મર લાયક નહિ તો હમણાં જ તને અહીંથી ધક્કા મારીને હાંકી કઢાવત ! પછી તને સમજણ પડત કે જીભને વશ ન રાખવાનું કેવું માઠું પરિ આવે છે ? ચાલ, ઊઠ અહીંથી, ને તારું કાળું મોં મને ફ

બતાવીશ નહિ. તને એટલું યે ભાન ન રહ્યું કે તું શું બોલી રહી છું? ઇશ્વરે એમને શું નથી આપ્યું? આ આખું ઘર એમનું છે. મારું પણ જે કાંઇ છે એ પણ એમનું જ છે. હું પોતે પણ એમના ચરણની દાસી છું. એમને જ માટે આવું બોલતાં તારી જીભ કેમ કપાઇ ન ગઇ?"

પરંતુ જે વાત પર વિરજન આટલી ગુસ્સે થઈ ગઈ હતી, એ વાત ઘરમાં બધા ય માણસોએ સાચી માની હતી. ડેપ્યુટી સાહેબને કાને પણ આ વાત પહોંચી. એ તો કમળાચરણને આથી પણ વધુ દુષ્ટ માનતા હતા. એમને ભય લાગ્યો કે ક્યાંક એ દુષ્ટ એની સ્ત્રીનાં ઘરેણાં પર નજર ન બગાડે. માટે હવે તો ઉત્તમ માર્ગ એ હતો કે એને છાત્રાલયમાં મૂકી આવવો. કમળાચરણને આ વાતની ખબર પડી ત્યારે એ મનમાં ખૂબ ધૂંધવાયો તો ખરો, પરંતુ કાંઇક વિચાર આવતાં એ છાત્રાલયમાં જવા તૈયાર થયો. વિરજનના આગમન પૂર્વે ઘણા વખતથી એને છાત્રાલયમાં મોકલવાની પેરવી ચાલતી હતી, પણ કમળાચરણ એ બાબતમાં બહુ હઠ કરતો એટલે ડેપ્યુટી સાહેબની મહેનત નિષ્ફળ જતી. પરંતુ હવે તો પત્ની સમક્ષ પોતાની આબરૂ જવાનો ભય હતો, એટલે જ એ છાત્રાલયમાં જવા તૈયાર થયો હતો.

★

## પ્રકરણ ૧૩ મું : . . . . કાયાપલટ

★

**છાત્રાલયમાં** પહેલો દિવસ તો જેમ તેમ કરી કમળાચરણે પસાર કર્યો. બીજે દિવસે વિચાર આવ્યો કે 'આજ તો નવાબ સાહેબ અને તીખા મિરજાનાં બુલબુલો વચ્ચે હરિફાઇ હતી. વાહ કેવા મજબૂત અને સુંદર એ બુલબુલ હતાં! આજે તો

એમની કુસ્તી જોવા જેવી હશે! આખું ગામ જોવાં એકત્ર થશે! કિસ્મતની શી બલિહારી છે કે ગામ આખું આ આનંદ લૂંટવા એકઠું થાય અને હું જ માત્ર અહીં બેઠો બેઠો રોયા કરું?' એવો વિચાર કરીને એ ઊભો થયો અને થોડીવારમાં જ અખાડામાં જઇ પહોંચ્યો.

ત્યાં આજે ખૂબ ભીડ જામી હતી. જાણે મેળો ભરાયો હોય એવું ભાસતું હતું. ભીસ્તી પાણી છાંટતા હતા, પાનબીડીવાળા, મીઠાઇના ખૂમચાવાળા અને સીગારેટવાળાઓએ પોતપોતાની દૂકાનો ગોઠવી દીધી હતી. ગામના મનમોજી યુવાનો પોતપોતાના હાથ ઉપર મખમલના આસન પર બુલબુલો અને બટેરો (એક જાતનું પક્ષી) લઇ આમતેમ રસ્તા ઉપર વાતો કરતા ઘૂમતા હતા. કમળાચરણના મિત્રોની અહીં ક્યાં ખોટ હતી? એના મિત્રો એને ખાલી હાથ જોઇને પૂછતા: "અરે રાજા, આજે ખાલી હાથે કેમ?" એટલામાં મિયાં સૈયદ, મજીદ, હમીદ વગેરે નશામાં ચકચૂર ને સીગારેટના ગોટા ઊડાવતા ત્યાં આવી પહોંચ્યા. કમળાચરણને જોતાં જ બધા એની તરફ દોડયા અને એને વીંટળાઇ વળ્યા.

મજીદ: "તું આજે ક્યાં ગૂમ થઇ ગયો હતો? તને બોલાવવા તારા ઘર ફરતાં આજે તો કેટલાય ચક્કર માર્યાં!"

રામસેવક: "આજકાલ તો મધુરજનીના દિવસો છે, ભાઈ! આંખો નથી જોતા, કેવી મસ્તી ભરેલી દેખાય છે એ?"

ચંદુલાલ: "પક્ષી હમણા તો ખૂબ લહેર ઊડાવવામાં પડયો છે. જ્યારથી ઘરમાં રૂપાળું બૈરું આવ્યું છે, ત્યારથી ભાઇસાહેબે બજારનું મોં જોવાનું જ બંધ કરી દીધું છે. જ્યારે જુઓ ત્યારે ભાઇ ઘરમાં જ ભરાઈ બેઠેલા હોય છે! કાંઇ નહિ દોસ્ત, તું તારે લહેર ઊડાવે રાખ."

કમળા : " ભાઇ, લહેરબહેર તો ક્યાંય ઊડી ગઇ છે ! અહીં તો કેદમાં પડ્યા છીએ. ત્રણ દિવસથી મને તો બોડીંગમાં મૂકવામાં આવ્યો છે."

મજીદ : " હેં ખુદાની કસમ ? "

કમળા : " સાચું કહું છું. પરમ દિવસથી મારી તો કફોડી સ્થિતિ બની ગઇ છે. આજ માંડ માંડ બધાની નજર ચૂકવી બહાર નીકળી પડ્યો છું."

રામસેવક : " ખૂબ કરી તેં તો, પેલો બેવકુફ સુપ્રીન્ટેન્ડેન્ટ તો ઊંચોનીચો થતો હશે ! "

કમળા : " આવી કુસ્તીઓ જોવાની મૂકીને ચોપડીઓ સામું તે વળી કોણ જોતું હશે ? "

સૈયદ : " તે આજે જોવા નીકળી પડ્યો એમાં શું થઇ ગયું? સાચું કહીએ તો તારું ત્યાં રહેવું જ આફત સમાન છે. ત્યાંથી તારાથી કાંઇ રોજ તો અવાશે નહિ ? અને અહીં તો રોજબરોજ નવી નવી લહેરો, નવા નવા તમાશા જોવાના હોય છે. કાલે લાલ ડીગ્ગી પર મેળો ભરાશે, પરમ દિવસે વળી પરેડ પર, તો પેલા દિવસે વળી બેડામાં મેળો ભરાવાનો ! અહીંની લહેરોની તો તને શી શી વાત કરું ? યાર, તેં ત્યાં જઇને બધાની મજા મારી નાખી ! "

કમળા : " કાલનો પતંગપેચ જોવા ગમે તેમ કરીને નીકળી આવીશ. પછી ભલે દુનિયા આખી રસાતળ થઇ જાય. "

સૈયદ : " અને બેડાનો મેળો ન જોયો, તો કશું જ ન જોયું ! "

ત્રીજે પહોરે કમળાચરણ મિત્રોથી છૂટો પડી ઉદાસ ચિત્તે છાત્રાલયમાં પાછો ફર્યો. માર્ગમાં જ તેણે એક યુક્તિ ઘડી કાઢી હતી. છાત્રાલય આગળ આવી દરવાજા આગળ સંતાઇને એ જોવા લાગ્યો કે જો સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ ક્યાંક આઘાપાછા હોય તો છાનોમાનો અંદર દાખલ થઇ જાઉં. પણ ત્યાં તો તેણે જોયું કે

સુપ્રીન્ટેન્ડેન્ટ પોતે જ સામેથી બહાર આવતા હતા. હિમ્મત ધારણ કરીને તે અંદર દાખલ થયો. એને જોતાં જ સુપ્રીન્ટેન્ડેન્ટે પૂછ્યું: "અત્યાર સુધી ક્યાં હતો?"

"એક કામસર બજારમાં ગયો હતો."

"બજાર જવાનો આ વખત નથી."

"એની મને ખબર નહોતી, હવેથી ધ્યાન રાખીશ." રાતે કમળાચરણ પથારીમાં પડ્યો પડ્યો વિચાર કરવા લાગ્યો કે 'આજે તો જાણે જેમ તેમ કરીને બચી ગયો, પરંતુ જ્યારે કાલે પણ કાંઇક કરીને બચી જાઉં, તો જ ખરી મજા પડે. અને પરમ દિવસે પણ એવું જ કાંઇક કરવું પડશે. કાલે તો પેચ ખરેખર જોવા જેવા હશે. આકાશમાં ઊંચે ઊંચે પતંગો ચગતા હશે ને લાંબા લાંબા પેચ લેવાતા હશે.' એવા વિચારોમાં ને વિચારોમાં એની આંખ મળી ગઇ. બીજે દિવસે સવારે ઊઠતાં વેંત જ એ છાત્રાલયમાંથી છૂ થઇ ગયો. લાલ ડિગ્ગી પર મિત્રો એની રાહ જોઇને જ ઊભા હતા. એને જોઇને બધાં હર્ષોન્માદ કરી ઊઠયા અને એને શાબાશી આપતા પીઠ થાબડવા મંડી પડયા.

કમળાચરણે પહેલાં તો ક્યાંય સુધી પેચ જોયા કર્યા. પછી તો એનું મન ઝાલ્યું ન રહ્યું ને એને એમ થયું કે હું પણ કેમ પતંગ ન મંગાવું ને મારું કૌશલ્ય ન દાખવું? સૈયદે એને ઉત્સાહિત કર્યો કે તું ધરાઈ ધરાઇને પેચ લડાવ, પૈસા તને હું આપીશ. એણે તરતજ ઘેર માણસ મોકલ્યો. એને ખાત્રી હતી કે પોતાના દોરથી પોતે બધાને હરાવી દેશે. પરંતુ જ્યારે માણસ ઘેરથી ખાલી હાથે પાછો ફર્યો એટલે એને એકદમ ઝાળ લાગી ગઇ. એ હંટર લઇને ઘેર દોડયો ને ત્યાં જઇને એકેએક પાલખીવાળાને ફટકારવા મંડી પડયો. પાલખીવાળાઓ તો બિચારા બેઠા બેઠા હુક્કો પીતા હતા, એટલે આમ ઓચીંતાં હંટર પડતાં બૂમાબૂમ કરી ઊઠયા. આખા ય

મહેલ્લામાં કોલાહલ મચી ગયો. કોઈ પણ એમ સમજી શકતું નહોતું કે આમાં અમારો વાંકગુનો શું હતો? આમ હંટરથી પાલખીવાળાનો બરાબર સત્કાર કરી એ પોતાના ખંડમાં પેઠો. ત્યાંની દુર્દશા જોઈને તો તેનો ક્રોધ સાતમે આસમાને પહોંચ્યો. પતંગ બધા ફાડીનાખેલા હતા, ફીરકીઓ તૂટી ગયેલી હતી ને દોરના લચ્છાઓ છૂટા અને ગૂંચવાયેલા પડયા હતા. જાણે કે કોઈએ જાણીજોઈને ઉલ્કાપાત મચાવ્યો હતો! એને ખાત્રી થઈ કે જરૂર બાએ આ બધું કર્યું હશે, એટલે ક્રોધથી રાતોપીળો થતો એ એની મા પાસે પહોંચ્યો ને રાડો પાડતો કહેવા લાગ્યો : "મા ! તું તો મારો જીવ લેવા જ બેઠી છું. એક તો ત્રણ દિવસથી મને જેલ ભેગો (છાત્રાલયમાં) કર્યો છે, પરંતુ જાણે એટલાથી સંતોષ ન વળ્યો હોય, એમ મારા આનંદ–વિનોદની બધી વસ્તુઓ પણ તેં તોડીફોડી નાખી. જરા કહીશ કે મને કેમ આમ જીવતો મારી નાખવા માંડયો છે?"

પ્રેમવતી : "(વિસ્મયથી) હું તો તારી કોઈ પણ વસ્તુને અડી નથી. કેમ, શું થયું છે?"

કમળાચરણ : "(ચિડાઈને) જૂઠું બોલનારના મોંમાં કીડા પડે ! જો તું મારી ચીજોને અડી નથી, તો પછી મારા ખંડમાં પેસવાની આ કોણે હિંમત કરી અને મારાં પતંગો ને ફીરકીઓ એ બધાનું કોણે સત્યાનાશ વાળ્યું? શું એટલું પણ તમારાથી ખમાતું નથી?"

પ્રેમવતી : "ઇશ્વરના સોગંદ, જો મેં તારા ખંડમાં પગ પણ મૂકયો હોય તો! ચાલ, જોવું તો ખરી કે તારી કઈ કઈ વસ્તુઓ તૂટી ગઈ છે?"

એમ કહીને પ્રેમવતી કમળાચરણના ખંડ તરફ જવા રવાના થઈ ને કમળાચરણ ધૂંધવાતો હજી ત્યાં બારણા આગળ જ ઊભો હતો કે એટલામાં વિરજનના ખંડમાંથી માધવી બહાર આવી અને

કમળાચરણના હાથમાં એક ચિઠ્ઠી મૂકીને ચાલી ગઈ. તેમાં લખ્યું હતું :

"અપરાધ મેં કર્યો છે. અપરાધિની હું છું. આપને યોગ્ય લાગે એ સજા ફરમાવો."

આ ચિઠ્ઠી વાંચતાં જ કમળાચરણ નરમ ઘેંશ જેવો થઈ ગયો ને ઢીલે પગે દિવાનખાના તરફ ચાલ્યો ગયો. પ્રેમવતી પડદા પાછળ ઊભી રહી ડૂસકાં ખાતા નોકરોને ધમકાવતી હતી. એને કમળાચરણે એમ કરતાં રોકી. પછી જે કાંઈ પતંગ આખા રહ્યા હતા તે પણ તેણે ફાડી નાંખ્યા અને દોરના લચ્છા બધા સળગાવી દીધા, ફીરકીઓ તોડી નાંખી. કમળાચરણની મા તો ફાટી નજરે આ બધું જોઈ જ રહી. તે તો બિચારી સમજી જ નહોતી શકતી કે આ બધું શું બની રહ્યું છે! હમણાં તો એ બધી ચીજો માટે એ ધમપછાડા કરી રહ્યો હતો ને એકદમ શાથી એ બધી વસ્તુઓનો નાશ કરવા એ તૈયાર થઈ ગયો!

તેને થયું કે કદાચ ગુસ્સામાં એ એમ કરતો હશે, એટલે એને એ સમજાવવા લાગી. પણ કમળાચરણના મુખ પર હવે ગુસ્સો નહોતો. તેણે સ્વસ્થતાપૂર્વક ઠંડા કલેજે જવાબ આપ્યો: 'હવે મને ગુસ્સો નથી રહ્યો. આજથી હું હવે દૃઢ પ્રતિજ્ઞા કરું છું કે હું પતંગ ક્યારેય નહિ ઉડાડું. આ વસ્તુઓ માટે તમારી સાથે મેં ઝઘડો કર્યો, એ કેવળ મારી મૂર્ખતા જ હતી."

પોતાના ખંડમાં કમળાચરણ એકલો પડયો એટલે એ વિચાર કરવા લાગ્યો કે જરૂર એને મારી પતંગ ઉડાવવાની પ્રવૃત્તિ ગમતી નથી, એ પ્રત્યે એને હાર્દિક ઘૃણા છે, નહિ તો એણે આવો અત્યાચાર કદાપિ પણ કર્યો ન હોત! જો એક વાર એને મળી શકું તો જરૂર એને પૂછી જોઉં કે તારી શું ઇચ્છા છે, પણ મારે એને મારું મુખ કેમ કરી બતાવવું? એક તો હું મહામૂર્ખ છું જ, અને તેમાંય

કેટલી ય વાર મારી મૂર્ખતાનું પ્રદર્શન આપી ચૂકયો છું. દીવાલ કોચનાર હું જ હતો, એની માહિતી પણ એને મળી ચૂકી હશે. હવે એને મોં બતાવવા યોગ્ય હું રહ્યો નથી. હવે તો જ્યાં સુધી કોઈ વિદ્યા પ્રાપ્ત ન કરૂં ત્યાંસુધી મારે ન તો એનું મુખ જોવું કે ન તો એને મારૂં મોં બતાવવું. હાય ! આ સ્ત્રીને ઈશ્વરે કેવું અદ્ભુત સૌંદર્ય આપ્યું છે? એ સ્ત્રી નથી પણ કોઇ અપ્સરા છે. શું ભગવાન એવો દિવસ પણ દેખાડશે કે જ્યારે એ મારા પર પ્રેમ કરતી હશે! કેવા ગુલાબી ને રસીલા એના અધર છે, પણ એ હૃદયની તો અત્યંત કઠોર છે. એનામાં દયાનો તો છાંટોય નથી. કહે છે કે ઇચ્છામાં આવે તે સજા ફરમાવો. એને હું શી સજા કરૂં? જો મને એ ભેટી જાય તો હૃદય સરસી ચાંપું! તો બસ, હવે આજથી બરાબર મન દઇને અભ્યાસ કરવા માંડું.' એવા વિચારો કરતો એ ઊભો થયો અને કબૂતરખાનુ ઉઘાડી બધાં કબૂતરોને તેણે ઉડાડી મૂક્યાં. સેંકડો જોડ કબૂતરો હતાં અને તેય એક એકથી ચડિયાતાં !

આકાશમાં તારાની જેમ ચોટી જાય અને આખો દિવસ જમીન પર ઉતરવાનું નામ પણ ન લ્યે! ગામનો એકે એક કબૂતર બાજ એક એક જોડ માટે ગુલામી કરવા તૈયાર હતો! પરંતુ ક્ષણ વારમાં એણે એ બધાંયને ઉડાડી મૂક્યાં. જ્યારે કબૂતરખાનું ખાલી થઇ ગયું. એટલે તેણે નોકરોને બોલાવીને આજ્ઞા આપી કે આ ખોખું લઈ જઇ બાળી મૂકો. એનું છાપરૂં પણ પાડી નાંખો, નહિ તો એ બધાંય કબૂતર વળી પાછાં એની ઉપર આવીને બેસશે. કબૂતરોનું કામ પતાવી પછી એણે જઇને બુલબુલો અને બટેરો (એક જાતનું પક્ષી) ને પણ પાંજરામાંથી મૂક્ત કરી દીધાં.

બહાર આવી બધી પ્રવૃત્તિ ચાલતી હતી. ત્યારે પ્રેમવતી છાતી કૂટતી હતી કે છોકરાને આજે થઇ શું ગયું છે? તેણે વિરજનને બોલાવીને કહ્યું: "બેટા, આ છોકરાને કોઇ રીતે તું

હવે રોક કોણ જાણે આજે એણે શું ધાર્યું છે?" એમ કહીને એ રોવા મંડી. વિરજનને પણ કાંઈક સંદેહ ઉત્પન્ન થયો હતો કે એમણે આજે જરૂર કંઈક નવાજૂની કરવાની ધારી છે. નહિતર આટલું બધું ધાંધલ શા માટે મચાવે? કમળાચરણ ગમે તેવા દુર્વ્યસની, દુરાચારીને કુચરિત્ર હતો, છતાં એનામાં એક મોટો ગુણ પણ હતો કે જેની કોઈ પણ સ્ત્રી અવહેલના કરી શકે તેમ નહોતી. એ વિરજનને ખરા હૃદયથી ચાહતો હતો, અને એ બાબતનો આડકતરી રીતે કેટલીય વાર પરિચય પણ મળી ચૂકયો હતો. આજ કારણે વિરજનને ખૂબ ગર્વશીલ બનાવી દીધી હતી. એણે એક કાગળ લખી બહાર પ્રતાપને મોકલી આપ્યો તેમાં લખ્યું હતું:

"પ્રિયતમ, આ બધો ક્રોધ કોના ઉપર કરી રહ્યા છો? અને તે પણ કેવળ એટલા જ માટે કે મેં તમારા બે ત્રણ પતંગો ફાડી નાંખ્યા? જો મને પહેલેથી ખબર હોત કે તમે આટલી નજીવી વાતમાં આટલા બધા ગુસ્સે થઇ જશો. તો હું એને હાથ પણ ન લગાડત. પરન્તુ હવે તો ગુનો કરી મૂકી છું, માટે ક્ષમા કરો. આ મારી પહેલી જ ભૂલ છે.

લી.

તમારી **વૃજરાણી**

કમળાચરણ આ કાગળ મેળવીને એટલો તો આનંદમાં આવી ગયો કે જાણે દુનિયા આખીની દૌલત એને મળી ગઇ. જવાબ આપવાની ઇચ્છા તો થઈ આવી, પરંતુ કલમ જ ચાલી નહિ, ન પ્રશંસા કરવાનું આવડયું કે ન પ્રતિષ્ઠા જમાવવાનું! ન તો કાગળ આરંભ કરતાં આવડતો હતો કે ન તો તેને સમાપ્ત કરતાં. મનમાં તો ઘણું થયું કે એકાદ ભાવપૂર્ણ રસિકતાથી ભરપૂર પ્રેમપત્ર લખી નાખું, પણ બુદ્ધિ જ સાવ બહેર મારી ગઇ હતી. આજે એને પહેલી જ વાર પોતાની મૂર્ખતા ને નિરક્ષરતા પર રોવું આવ્યું.

હાય! મને એક સીધો સાદો કાગળ પણ લખતાં આવડતો નથી, એવા વિચાર માત્રથી એને ખૂબ રોવું આવ્યું અને કોઈ જોઈ ન જાય એ માટે બધાં બારણાં વાસી દઈ એ ધ્રૂશકે ને ધ્રૂશકે ખૂબ રોયો.

ત્રીજે પહોર જ્યારે મુન્શી સ્યામચરણ ઘેર આવ્યા, ત્યારે એમની નજર સૌથી પહેલી આગના ભડકા પર પડી. આશ્ચર્ય પામતા એ બોલી ઊઠ્યા: "આ આગના ભડકા શેના?" નોકરોએ જણાવ્યું: "સાહેબ! એ તો કબૂતરખાનું બળે છે."

મુન્શીજી : "(જરા ચુરકીને) એને કેમ બાળી મૂકો છો? પછી કબૂતર શેમાં રહેશે?"

નોકર : "નાનાસાહેબનો હુકમ છે કે બધાં ય કબૂતરખાનાં બાળી મૂકો."

મુન્શીજી : "કબૂતર ક્યાં ગયાં?"

પાલખીવાળો : "બધાં ય ઉડાડી મૂક્યાં, એક પણ રહેવા નથી દીધું. પતંગ પણ બધા ફાડી નાખ્યા, દોરીઓ પણ બાળી મૂકી. આજે તો ખૂબ જ નુકસાન કર્યું છે."

નોકરોએ આ રીતે પોતે માર ખાધો હતો તેનો બદલો લઈ સંતોષ લીધો. એ બિચારા સમજ્યા કે આટલું નુકસાન કરવા બદલ મુન્શીજી કમળાચરણની આજે બરાબર ખબર લઈ નાખશે.

પરંતુ મુન્શીજી તો આ સમાચાર સાંભળી ઊલટા વિચારમાં પડી ગયા. આ બધાં પક્ષીઓ માટે તો એ મરી ફીટતો હતો. એનામાં એકદમ આજ આટલો બધો હૃદયપલટો ક્યાંથી થઈ ગયો? એમાં જરૂર કંઈક ભેદ હોવો જોઈએ. એમણે નોકરોને કહ્યું: "કમળાચરણને મારી પાસે મોકલો." થોડીવાર બાદ નોકરે પાછા આવી જણાવ્યું: "સાહેબ, બારણું અંદરથી બંધ છે. ઘણું ખટખટાવ્યું, પણ ઉઘાડતા જ નથી."

આટલું સાંભળતાં જ મુન્શીજી એકદમ થીજી ગયા. એમને થયું કે છોકરાએ જરૂર ઝેર પીધું લાગે છે. આજે જ એક વિષપાનના કેસનો ચૂકાદો તેમણે આપ્યો હતો. તરત જ ઉપ્રાડે પગે દોડયા ને બંધ બારણા પર જોરથી લાતો મારી કમળાચરણને બોલાવવા લાગ્યા : " બેટા ! બેટા ! " અને એમ બોલતાં બોલતાં તો એમનું હૃદય ભરાઇ આવ્યું. કમળાએ પિતાનો અવાજ પારખ્યો ને તરત જ આંસુ લૂછી નાખી એકદમ ઊભા થઇ બારણું ખોલી નાખ્યું. પરંતુ જ્યારે મુન્શીજીએ એને ફિટકાર અને ધિક્કાર દેવાને બદલે એકદમ પોતાની બાથમાં લઇ લીધો, ત્યારે તો એને ખૂબ જ આશ્ચર્ય થયું. મુન્શીજી ગળગળા સ્વરે એને પૂછવા લાગ્યા : "બેટા મારાં સોગંદ ખા કે આજે તેં કાંઈ ખાધુંકર્યું તો નથી ને ? " કમળાચરણે આવા વિચિત્ર પ્રશ્નનો અર્થ સમજવા માટે મુન્શીજી તરફ ઊંચુ જોયું, તો એમની આંખોમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં. મુન્શીજીને પૂરી ખાત્રી થઈ ગઇ કે આજે પોતે એક મહાન આપત્તિ વહોરી લીધી હતી. તેમણે તરત જ એક નોકરને બોલાવીને કહ્યું : " જઇને એકદમ દાક્તરને બોલાવી લાવ. એમને કહેજે કે તરતજ આવે."

હવે કમળાચરણને પિતાજીના આ બધા ગભરાટનો અર્થ સમજાયો. એ દોડીને એમને વળગી પડયો ને બોલ્યો : " એ તમારો ખોટો ભ્રમ છે. હું તમારા સોગંદ ખાઇને કહું છું કે મને કશું જ થયું નથી."

પરન્તુ ડેપ્યુટી સાહેબનું મન અત્યારે સ્થિર ન હતું. એમને લાગ્યું કે આ મને આમ ખોટી વાતોમાં રોકી રાખી સમય વિતાવવા માગે છે. તેમણે મૃદુ સ્વરે કહ્યું : " બેટા, ભગવાનને આશરે હવે મને તું છોડ ! પેટીમાંથી એક દવા હું લાવીને તને આપું છું તે તું ખાઇ લે. મને શી ખબર કે આવું કરવા માટે તું છાત્રાલયમાં જવા તૈયાર થયો હતો ! "

કમળાચરણ : "ઇશ્વર સાક્ષીએ કહું છું કે હું તદ્દન સારો છું. હું જો એટલો બધો શરમવાળો હોત તો હું સાવ આવો મૂર્ખ કેમ રહ્યો હોત? તમે નાહકના ડાકટરને બોલાવો છો."

મુન્શી : "(કાંઇક વિશ્વાસ આવતાં) તો બારણાં બંધ કરીને શું કરતો હતો?"

કમળા : "અંદરથી એક કાગળ આવ્યો હતો, એનો જવાબ લખતો હતો."

મુન્શીજી : "આ કબૂતર વગેરે પક્ષીઓ કેમ ઉડાડી મૂકયાં?"

કમળા : "નિશ્ચિંતતાપૂર્વક ભણી શકું એટલા માટે. આ બધી વ્યર્થ જંજાળમાં જ મારો બધો સમય નષ્ટ થઇ જતો હતો. આજ મેં એ બધાનો અંત આણી દીધો. હવે તમે જોશો કે હું કેવું ધ્યાન દઈને અભ્યાસ કરી શકું છું?"

હવે ડેપ્યુટી સાહેબનો જીવ હેઠો. અંદર આવીને પ્રેમવતીને પૂછયું તો એણે બધું ય અથથી ઇતિ સુધી કહી સંભળાવ્યું. જ્યારે એમણે સાંભળ્યું કે વિરજને ક્રોધમાં આવીને કમળાચરણના પતંગો ફાડી નાખ્યા હતા અને ફીરકીઓ તોડી નાખી હતી, ત્યારે એ હસી પડયા. ને કમળાચરણના વિનોદના સર્વનાશનો ભેદ તેમને સમજાઇ ગયો.

એમણે કહ્યું : "મને તો લાગે છે કે આ વહુ એને બરાબર સીધો દોર કરી નાખશે."

★

## પ્રકરણ ૧૪ મું : . . . ભ્રમ

★

**વૃજરાણીને** સાસરે વળાવ્યા બાદ સુવામાનું ઘર એવું તો સૂનું ભાસતું હતું, કે જાણે પાંજરામાંથી પક્ષી ઊડી ગયું. ઘરની એ દીપક ને સુવામાના પ્રાણ હતી. ઘર તો એનું એ જ હતું,

પરંતુ તેમાં સર્વત્ર ઉદાસીનતા છવાઇ ગઈ હતી. ઘરમાં માણસે એના એ જ હતાં, પરંતુ સૌ કોઇનાં મુખ ચીલાં પડી ગયેલાં અ આંખો જાણે જ્યોતિહીન બની ગઇ હતી; વાટિકા એની એ જ હતં પરંતુ જાણે પાનખર ઋતુ આવેલી ભાસતી હતી. વિરજનને સાસ વિદાય કર્યા બાદ એક મહિને મુન્શી સંજીવનલાલ પણ તીર્થયાત્ર કરવા નીકળી પડ્યા હતા. ધન, દૌલત બધું ય એમણે પ્રતાપ અર્પણ કરી દીધું હતું અને પોતાની સંગાથે માત્ર એક મૃગચમ ભગવદ્‌ગીતા અને બીજાં કેટલાંક પુસ્તકો સિવાય બીજું કાંઈ પ રાખ્યું ન હતું.

પ્રતાપચંદ્રની પ્રેમાકાંક્ષા ખૂબ પ્રબળ હતી, પરંતુ સાથોસા આત્મસંયમ પણ એનામાં અખૂટ હતો. ઘરની એકેએક વસ્તુ એ વિરજનનું સ્મરણ કરાવ્યા કરતી. હરઘડી એને એ જ વિચા આવ્યા કરતો કે જો વિરજન મારી બની હોત, તો અમારું જીવ કેટલું સુખમય વ્યતિત થાત; પરંતુ એ વિચારને મગજમાંથી કા નાખવા એ ખૂબ મહેનત કર્યા કરતો. વાંચતાં વાચતાં પુસ્તક એન ખોળામાં ઊઘાડું પડ્યું રહેતું અને એનું ચિત્ત ઇતર વિચારોમાં ડૂબ જતું. જમવા બેસતો તો વિરજન એની નજર સામે તરી આવતં પ્રેમાગ્નિને આત્મસંયમથી દબાવી રાખતાં રાખતાં એના દેહન અવદશા લાંબા મંદવાડમાંથી ઊઠેલા દર્દીના જેવી થઇ ગઇ હત પ્રેમીઓને પોતાની અભિલાષા પરિપૂર્ણ થવાની આશા હોય કે હોય, છતાં પણ મનમાં તેઓ પોતાની કલ્પિત સૃષ્ટિમાં પ્રેમીકાએ સાથે મેળાપનો આનંદ માણતા હોય છે. એ જ કલ્પનાસૃષ્ટિ તેઓ પોતાના પ્રેમપાત્ર જોડે વાર્તાલાપ પણ કરતા હોય છે, ઘડીક એને ચીડવતા હોય છે, તો ઘડીકમાં એની જોડે રિસામણામન મણા કરતા હોય છે. પછી એને મનાવતા હોય છે ને આ પ્રકાર કલ્પનાઓ ને ભાવનાઓથી એમને તૃપ્તિ મળતી હોય છે અને મન

એક સુખદ ને રસમય કાર્ય આ રીતે મળી રહેતું હોય છે. પરંતુ જો કોઇ શક્તિ તેમને તેમની આ ભાવનાસૃષ્ટિમાં વિહાર કરતાં અટકાવે અથવા તો કોઇ શક્તિ આવી માનસિક રીતે પણ તેમની પ્રિયતમાને મળતાં રોકે તો તે વખતે એવા દુર્ભાગી પ્રેમીઓની કેવી દુર્દશા થતી હશે? પ્રતાપ પણ એવો જ એક દુર્ભાગી પ્રેમી હતો. એ વાત તો નિઃશંક હતી કે જો ધારત તો આ સુખદ કલ્પનાઓનો તે પૂર્ણપણે આનંદ માણી શકત. કલ્પનાસૃષ્ટિનું ભ્રમણ હંમેશા સુખદાયી હોય છે, પરંતુ મુશ્કેલી તો એ હતી કે વિરજનનું કલ્પનાસૃષ્ટિનું સ્મરણ પણ એ કુત્સિક વાસનાઓથી પર રાખવા ઇચ્છતો હતો. એનું જીવન એવા જ પવિત્ર નિયમોથી ઘડાયેલું હતું અને એને એવા પવિત્રાત્માઓ અને નીતિપરાયણ મનુષ્યોની સંગતિનો લાભ મળ્યો હતો કે એમની દૃષ્ટિમાં જેટલું આચારની પવિત્રતાનું મહત્ત્વ હતું, એટલું જ વિચારોની પવિત્રતાનું પણ હતું. એ વસ્તુ અસંભવિત હતી કે એ વિરજનને કે જેને એ કેટલીયે વાર બહેન કહી ચૂકયો હતો અને જેને હજુ પણ સગી માજણી બહેન જેવી ગણવા પ્રયત્ન કરતો હતો, તેને ધ્યાનાવસ્થામાં પણ એવી ભાવનાઓનું કેન્દ્ર બનાવવા પ્રયાસ કરતો કે જે કુવાસનાઓથી ભલે શુદ્ધ હોય, પરંતુ સાથે જ મનના દૂષિત આવેગોથી પણ મુક્ત હોઇ શકે! જ્યાંસુધી મુન્શી સંજીવનલાલ વિદ્યમાન હતા, ત્યાંસુધી તો એનો કેટલોક સમય એમના સત્સંગમાં અને એમની સાથે જ્ઞાન અને ધર્મની ચર્ચાઓમાં વ્યતીત થતો, જેના પરિણામે આત્માને સંતોષ મળતો. પરંતુ એમના ચાલ્યા જવાથી આત્મશુદ્ધિ જાળવવાનું એ એક સાધન પણ અદૃશ્ય થઈ ગયું હતું.

સુવામાને એની આવા પ્રકારની માનસિક મલિનતાથી ઘણું દુઃખ થતું. એક દિવસ એણે પ્રતાપને કહ્યું: "જો તારું મન અહીં ગોઠતું ન હોય, તો તું પ્રયાગ ચાલ્યો જા. ત્યાં કદાચ તારા જીવને શાંતિ મળશે." પ્રતાપને પણ આવો વિચાર ઘણીવાર આવ્યો હતો,

પરંતુ પોતે ચાલ્યો જશે, તો સુવામા એકલી પડશે ને એથી એને દુ:ખ લાગશે, એવા કારણથી એણે એ વિચાર પર બહુ ધ્યાન આપ્યું ન હતું. માતાનો આદેશ મળતાં એના એ વિચારને ટેકો મળ્યો. એણે પ્રસ્થાનની તૈયારીઓ કરવા માંડી અને જવાનો દિવસ પણ નક્કી કરી નાખ્યો. હવે સુવામા પરદેશમાં કેમ રહેવું અને કેવું વર્તન રાખવું એનો તેને વારંવાર ઉપદેશ કર્યા કરતી : "બેટા, જોજે, કોઇની પણ સાથે ઝઘડો ન કરતો. જો કે તારો સ્વભાવ ઝઘડો કરે એવો તો નથી, છતાં પણ એ બાબતમાં મારે તને ચેતવણી આપવી જોઇએ. પરદેશની વાત રહી, એટલે ખૂબ જોઇવિચારીને પગલું ભરવું. ખાવાપીવામાં બહુ સંયમ રાખવો. તને એક બહુ ખોટી આદત એ છે કે શિયાળામાં સાંજ પડતામાં જ તું ઊંઘી જાય છે. અને પછી તને કોઈ ગમે તેટલી બૂમો પાડે તો ય તારી ઊંઘ ઊડતી નથી. તું પરદેશમાં ય એવું કરીશ, તો પછી તને સાંજે જમવા કોણ જગાડશે? દિવસે ભલે થોડુંક સૂઇ લેવું, પરંતુ તને દિવસે તો જાણે ક્યારે ય ઊંઘ આવી નથી." આમ સુવામાને જ્યારે પણ અવકાશ મળતો ત્યારે તે માતાને છાજે એવી એને શિખામણ આપ્યા કરતી.

છેવટે પ્રયાણ કરવાનો દિવસ આવી પહોંચ્યો. ગાડી સવારના દસ વાગે ઊપડતી હતી. પ્રતાપને થયું કે જતાં પહેલાં એકવાર વિરજનને મળી લઉં. પરદેશનો મામલો છે, પછી કોણ જાણે ક્યારે ય ફરીથી ભેટો થશે. ચિત્તમાં ઉત્સુકતા જાગી એટલે એણે માતાને વાત કરી. સુવામા એ સાંભળી ખૂબ પ્રસન્ન થઈ. એક થાળીમાં લાડુ, બેત્રણ પ્રકારના મુરબ્બા વગેરે મીઠાઈઓ મૂકી, રાધાને થાળી આપી પ્રતાપની સાથે જવા તેને કહ્યું. પ્રતાપ પણ ઝટપટ માથું હોળી તથા કપડાં પહેરી તૈયાર થયો. પ્રતાપ જવા તો નીકળ્યો, પણ જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ એના મનનો ગભરાટ વધતો ગયો, મનમાં ભિન્ન ભિન્ન પ્રકારના તર્કવિતર્કો ઊઠવા માંડયા : "વિરજન

એના મનમાં શું શું ધારશે અને શું શું નહિ ધારે! મહિનો થયો પણ એણે મને એક પત્ર પણ ક્યારેય લખ્યો નથી, તો પછી મારા મિલનથી એને આનંદ થશે એમ કેમ કહી શકાય? હવે એને મારી શાની પરવા હોય? હું મરી જઉં તો એને રોવું પણ નહિ આવે. અહીંની–પિયરની–વાત જુદી હતી અને હવે ત્યાંની (સાસરાની) વાત જુદી છે. અને મને પણ આ વળી શું સૂઝયું કે હું કપડાં બદલી એને મળવા જાઉં છું? મારો આ ફેરફાર જરૂર એની આંખોમાં ખૂંચશે. ક્યાંક એ એમ ન માની બેસે કે ભાઈસાહેબ બનીઠનીને મને રીઝવવા આવ્યા છે?" આવા વિચારો કરતો એ આગળ વધે જતો હતો અને એમ કરતાં એ શ્યામચરણના મકાન સુધી આવી પહોંચ્યો. કમળાચરણ બહાર ચોગાનમાં ફરતો હતો. જેવી પોલીસને જોઈને ચોરની દશા થાય છે, એવી જ દશા કમળાચરણને જોઈને પ્રતાપની થઈ ગઈ. એ તરત જ એક ઘરની ઓથે સંતાઈ ગયો અને તેણે રાધાને કહ્યું : "જા, તું જઈને એ બધું આપી આવ. મારે જરા કામ છે એટલે હું બજારમાં જાઉં છું. વળતી વખતે હું વિરજનને મળતો આવીશ."

એમ કહી એણે બજાર તરફ ચાલવા માંડયું, પરંતુ એ દસેક ડગલાં આગળ વધ્યો હશે કે તેણે પુનઃ દાસીને બૂમ પાડીને પાછી બોલાવી અને કહેવા લાગ્યો : "મારે કદાચ મોડું થઈ જશે એટલે હું પાછો નહિ આવી શકું, જો કાંઈ પૂછે તો આ ચિઠ્ઠી એને આપજે"

એમ કહીને ગજવામાંથી પેન્સિલ કાઢી કાગળમાં થોડીક લીટીઓ લખી નાખી તેને તે આપી દીધો. એમાં એના હૃદયના ભાવો સ્પષ્ટ રીતે તરી આવતા હતા : "આજે હું પ્રયાગ જાઉં છું અને હવે હું ત્યાં જ રહી અભ્યાસ કરવાનો છું. ઉતાવળને લીધે હું તને મળી શક્યો નથી. જીવતો રહીશ તો ફરી કોઈવાર તને મળવા આવીશ. કોઈ કોઈવાર તારી ક્ષેમકુશળતાના સમાચાર મોકલતી રહેજે.

તારો પ્રતાપ."

પ્રતાપ તો આ કાગળ આપી રવાના થઇ ગયો અને રાધા ધીમે ધીમે વિરજનને ઘેર પહોંચી. એને જોતાં જ વિરજન સામી દોડી આવી અને ઘરના સમાચાર પૂછવા લાગી : "બાપુજીના કાંઇ સમાચાર આવ્યા છે?"

રાધા : "જ્યારથી ગયા છે ત્યારથી એમના કાંઈ સમાચાર નથી."

વિરજન : "કાકી તો મઝામાં છે ને?"

રાધા : "પ્રતાપભાઈ પ્રયાગ જાય છે, એટલે એને લઇને આજકાલ એ જરા ઉદાસ રહે છે."

વિરજન : "(ચમકીને) પ્રતાપભાઈ પ્રયાગ જાય છે?"

રાધા : "હા, અમે એને કેટલો ય સમજાવ્યો, પણ એ ક્યાં કોઇનું ય સાંભળે છે!"

વિરજન : "ક્યારે જવાના છે?"

રાધા : "આજે દસની ગાડીમાં જવાના છે. તમને મળવા આવતા હતા પણ બારણેથી જ એ પાછા વળી ગયા."

વિરજન : "અહીં સુધી આવીને એ પાછા વળી ગયા? દરવાજે કોઇ હતું કે નહિ?"

રાધા : "પણ છેક દરવાજા સુધી એ નહોતા આવ્યા. સામેની સડક પરથી જ એ પાછા વળી ગયા હતા."

વિરજન : "કાંઈ કહ્યું નહિ કે કેમ પાછો જાઉં છું?"

રાધા : "કાંઇ કહ્યું નહોતું, માત્ર એટલું જ બોલ્યા કે મારે ગાડીનો વખત થઇ જાય છે, એટલે હું તો હવે જાઉં છું." વિરજને ઘડિયાળ સામે જોયું તો હજી માત્ર આઠ જ વાગ્યા હતા. તેણે પ્રેમવતીને જઇને કહ્યું : "મા, ભાઇ આજે પ્રયાગ જાય છે માટે જો રજા આપો તો હું એને જરા મળી આવું. પછી કોણ જાણે ક્યારે ય અમે ફરી મળી શકીશું. દાસી કહેતી હતી કે એ મને અહીં મળવા આવતા હતા, પરંતુ સડક પરથી જ પાછા વળી ગયા."

પ્રેમવતી : "હજુ નથી ચોટલો હોળ્યો, નથી માથામાં સીંદૂર પૂર્યું કે નથી કપડાં યે બદલ્યા! અને બસ એકદમ જવા તૈયાર થઈ ગઈ?"

વિરજન : "બા, આજે મને જવા દો. માથું હોળાવવા રહીશ તો અહીં જ દસ વાગી જશે."

પ્રેમવતી : "સારું ત્યારે જા, પણ સાંજ પડતાં પહેલાં પાછી આવતી રહેજે. ગાડી તૈયાર કરવાનું કહી દે. મારા તરફથી સુવામાને પાયલાગણ કહેજે."

માધવીને બહાર ગાડી તૈયાર કરાવવાનું કહી વિરજન કપડાં બદલવા લાગી. એટલામાં એને કાંઈક વિચાર આવ્યો. તેણે રાધાને પૂછ્યું : "તને પ્રતાપે કાંઇ ચિઠ્ઠીબિઠ્ઠી નથી આપી?"

રાધાએ તરત પત્ર કાઢીને આપ્યો. વિરજને એકદમ આનંદમાં આવી એ લઈ લીધો, પરંતુ એ વાંચતાં જ એનું મોં પડી ગયું. એ વિચારમાં પડી ગઇ કે 'એ ઠેઠ દરવાજા સુધી આવીને શાથી પાછો વળી ગયો? ને ચિઠ્ઠી લખી છે તો ય આવી અસ્પષ્ટ અને અધૂરી કેમ! એવી તે શી ઉતાવળ હતી? પ્રયાગ જવા માટે દિવસમાં પાંચ છ ગાડીઓ જાય છે, તો શું બીજી ગાડીમાં ન જવાત? એ શું બે કલાક પણ ખોટી થઈ ન શક્યા? જરૂર આમાં કાંઇક ભેદ લાગે છે! મેં એવો તો શો અપરાધ કર્યો છે કે મને મળવા પણ ન આવ્યા?' અચાનક તેને એ પ્રસંગનું સ્મરણ થઇ આવ્યું કે જ્યારે એ ખૂબ વ્યાકુળ બની એની પાસે ગઇ હતી અને તેને કહ્યું હતું કે 'ભાઇ, મારાથી આ બધું કેમ કરીને સહન થશે?' વિરજનને આ પૂર્વે ઘણીવાર મનમાં થઈ આવ્યું હતું કે એવી સ્થિતિમાં મારું તેની પાસે જવું અનુચિત હતું. તેને ખાત્રી થઈ ગઇ કે જરૂર હું તેની નજરમાં હલકી પડી ગઇ હતી. એના અંતરમાં હવે મારે માટે પ્રેમ કે માન રહ્યાં નહોતાં. એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી એ બેસી

ડી અને તેણે માધવીને કહ્યું : " કોચવાનને કહી દે કે ગાડી તૈયાર કરવાની જરૂર નથી. હું જવાની નથી."

★

## પ્રકરણ ૧૫ મું : . કર્તવ્ય અને પ્રેમનું સંઘર્ષણ

★

**જ્યાં સુધી** વિરજન સાસરે નહોતી આવી ત્યાંસુધી એની દૃષ્ટિમાં હિન્દુ પતિવ્રતા સ્ત્રીનાં કર્તવ્ય કે આદર્શનો કોઇ નિયમ સ્થિર થયો નહોતો. એના ઘરમાં પતિ સંબંધી કોઇ જાતની ચર્ચા પણ નહોતી થતી. એણે સ્ત્રીધર્મને લગતાં અનેક પુસ્તકો વાંચ્યાં હતાં, પણ એનો કોઈ ચિરસ્થાયી પ્રભાવ એના પર પડયો નહોતો. "આ ઘર મારૂં નથી અને મારે એક દિવસ આ ઘરનો ત્યાગ કરી દેવાનો છે," એવો તો એને કયારે ય સ્વપ્ને પણ ખ્યાલ નહોતો આવ્યો.

પરંતુ જ્યારે એ સાસરે આવી અને પોતાના પ્રાણાધાર પતિને એ હરઘડી પોતાની નજર સામે જોવા લાગી, તેમ તેમ ધીમે ધીમે તેની ચિત્તવૃત્તિમાં ફેરફાર થતો ગયો. તેને ભાન થયું કે પોતે હવે કોણ હતી અને પોતાનું હવે શું કર્તવ્ય હતું! મારો શું ધર્મ હતો અને એના પાલનના શા નિયમો હતા? પોતાનું પૂર્વ જીવન એને હવે સ્વપ્નવત્ ભાસવા લાગ્યું. કયારેક જ્યારે એને સ્મરણ થઈ આવતું કે પોતે એક એવો અપરાધ કર્યો છે કે જેનું કલંક પોતે જિંદગીભર ભૂંસી શકે એમ નથી, ત્યારે લજ્જાનું માર્યું એનું મસ્તક નીચું ઢળી પડતું અને એને પોતાની જાત પર ધિક્કાર વછૂટતો. એને એ વાતનું હંમેશાં આશ્ચર્ય થયા કરતું કે પોતે પ્રતાપની સન્મુખ જવાનું કેમ કરીને સાહસ કરી શકી? કદાચિત આ ઘટનાને એ કોઈવાર સ્વપ્ન ગણી ટાળી નાખવા પ્રયત્ન કરતી, ત્યારે પ્રતાપની સૌજન્યપૂર્ણ આકૃતિ એની સમક્ષ ખડી થતી અને તે વખતે એ એને સાચા

હૃદયથી આશીષ આપતી. પરંતુ જ્યારે એને પ્રતાપચંદ્રની આ ક્ષુદ્ર માનસવૃત્તિનું ભાન થયું, ત્યારે એને થયું કે પ્રતાપ હજુ એ ઘટના વિસરી ગયો નથી અને મારી પ્રતિષ્ઠા એની દૃષ્ટિમાં બહુ ક્ષીણ પામી છે. એટલે સુધી કે પ્રતાપ પોતાનું મોં પણ જોવા ચાહતો નથી, એ ખ્યાલથી એને ગ્લાનિપૂર્ણ ક્રોધ ચડયો. પ્રતાપ પ્રત્યે એનું દીલ ખાટું થઇ ગયું અને એના માટે તેના અંતરમાં જે પ્રેમ અને માન હતાં, તે જલકણની માફક ક્ષણવારમાં અદ્રશ્ય થઇ ગયાં. સ્ત્રીઓનું ચિત્ત અત્યંત શીઘ્ર–પ્રભાવગ્રાહી હોય છે. જે પ્રતાપને માટે એ પોતાનું અસ્તિત્વ માટી ભેગું કરવા થઈ હતી, એ પ્રતાપ પોતાના બાલ્યવ્યવહારના એક પ્રસંગની પણ ક્ષમા આપી શકતો નથી? શું એનું હૃદય આવું સંકીર્ણ છે? આ વિચાર વિરજનનાં હૃદયમાં કાંટાની માફક ખટકતા હતા.

આજથી જાણે વિરજનના જીવનનો ઉલ્લાસ લુપ્ત થઇ ગયો. એના મન પર એક બોજો રહ્યા કરવા લાગ્યો. એ વિચાર કરતી: "જ્યારે પ્રતાપ મને સાવ ભૂલી ગયો છે અને એને હવે મારી રતીભર પણ દરકાર નથી, તો શામાટે હું શોકથી હૃદયમાં આટલી બધી બળ્યા કરું? જેવા રામ તુલસીના તેવી તુલસી રામની! જો એને મારી પ્રત્યે આટલી બધી ઘૃણા છે અને એને જો મારું મુખ પણ જોવું ગમતું નથી, તો પછી મને પણ એને મળવાની એટલી બધી ઇચ્છા નથી."

વિરજનને વારંવાર પોતાની જાત પર ધિક્કાર આવતો અને એ ખિજવાઈ ઊઠતી.

"હું શા માટે હરઘડી એના વિચારો કર્યા કરું છું?" અને મનમાં નિર્ણય કરતી કે આજથી હવે હું એને જરા પણ યાદ કરીશ નહિ. પરંતુ બીજી જ ક્ષણે પ્રતાપ પાછો એની નજર સામે તરી આવતો અને એ પાછી બેચેન જેવી બની જતી. હૃદયની

આ બેચેની દૂર કરવા તેણે કમળાચરણ પ્રત્યે સાચો પ્રેમ દર્શાવવા માંડયો. કમળાચરણ થોડીવાર પણ બહાર જતો, તો એને એ મીઠો ઠપકો આપતી. પોતે જે થોડાઘણા પૈસા ભેગા કરી રાખ્યા હતા એ એણે કમળાચરણને સોનાનું ઘડિયાળ અને ચેઈન લાવવા આપી દીધા. કમળાચરણે એ પૈસા લેવાનો ઇન્કાર કર્યો, ત્યારે એ ખૂબ જ ઉદાસ થઇ ગઇ. કમળાચરણ તો આમે એનો દાસ બની ચૂકયો હતો; હવે એ પ્રેમનું વ્હાલ જોઇ પહેલાં કરતાં પણ વધુ મરી ફીટવા લાગ્યો. એના મિત્રોએ તેના આવા વર્તન માટે તેને ખૂબ ધન્યવાદ આપ્યો. મિયાં હમીદ અને સૈયદ તો પોતપોતાના ભાગ્યને ધિક્કારવા લાગ્યા કે, "અમારાં કમનસીબ કે અમને આવી પ્રેમાળ પત્ની ન મળી. તને તો એ વગર માંગે પૈસા આપે છે, જ્યારે અમારે તો ઊલટાનાં બૈરાં અમારાં જ ખીસાં રોજ સાફ કરી જાય છે. અમારી પાસે ભલે ફૂટી બદામ પણ ન હોય, છતાં અમારે એમની ઇચ્છા પૂરી કરે જ છૂટકો. નહિ તો ઘરમાં પ્રલય મચી જાય. દોસ્ત, શું વાત કરું? કોકવાર પાન ખાવા માટે પણ જો ઘેર પહોંચ્યા, તો તે પણ સીધી રીતે ન મળે. બેપાંચ પચીસ આડાંઅવળાં વેણ સાંભળ્યા બાદ વળી પાનનું બીડું મળે. અમારી તો ઇશ્વરને પ્રાર્થના છે કે અમને પણ તારા જેવી પત્ની મેળવી આપે?"

આમ જો કે બધું જ હતું, કમળાચરણ અને વિરજન એક બીજા પર અખૂટ સ્નેહ ધરાવતા હતાં, છતાં પ્રેમીઓને એક બીજાના મિલનથી જે હર્ષ પ્રાપ્ત થતો હોય છે, એનું જરા પણ ચિહ્ન વિરજનના મુખ પર દેખાતું નહિ. એ દિવસે દિવસે દુબળી ને ફીક્કી પડતી જતી હતી. કમળાચરણ સાગ્રહ કઈ દઈને એને પૂછતો કે, "તું કેમ આમ દિવસે દિવસે ફીક્કી પડતી જાય છે?" એને પ્રસન્ન રાખવા માટે એનાથી બને એટલું બધું ય એ કરી છૂટતો, મિત્રોની પણ એણે સલાહ લીધી પણ કાંઈ જ અસર પડતી નહોતી. વિરજન હસીને જવાબ દેતી: "તમે જરા પણ મારી ચિંતા ન કરશો.

મારી તબીઅત તો બહુ સારી છે." એમ કહેતી એ ઊભી થઈ ક્યાં તો કમળાચરણના વાળ હોળવા લાગતી કે એને પંખો નાખવા મંડતી. આવી પ્રેમભરી સેવાથી કમળાચરણનો આનંદ માતો નહોતો. પરંતુ લાકડીની અંદર ભરાયેલો કીડો, લાકડીને ઉપરથી ગમે એટલી રંગરોગાન કરવા છતાં ય, એને અંદરથી ખાઈને પોલી કરી નાખે છે, એ જ પ્રમાણે એ વિચાર કે "પ્રતાપચંદ્ર મને શું ખરેખર ભૂલી જ ગયો? એની દ્રષ્ટિમાં હું શું સાવ હલકી પડી ગઈ અને હવે એના હ્રદયમાં મારું કોઈ જ સ્થાન નથી?"—એના હ્રદયને રોજ ને રોજ કોરી ખાતો હતો. દિવસે દિવસે એની સ્થીતિ વધુ બગડતી જતી હતી અને છેવટે તો એનાથી બિછાનામાંથી ઊઠવું પણ મુશ્કેલ બની ગયું. આવી સ્થિતિને પરિણામે ડાકટરની સારવાર શરૂ કરવામાં આવી.

આ બાજુ પ્રતાપચંદ્રને પ્રયાગમાં ગોઠવા માંડયું હતું. વ્યાયામનો તો એને મૂળથી જ શોખ હતો અને અહીં એનો ખૂબ જ પ્રચાર હતો. માનસિક બોજાને હલકો કરવા માટે શારીરિક કસરત જેવો ઉત્તમ બીજો એકે ય ઉપાય નથી. એ દરરોજ પ્રાતઃકાળે અંગકસરત કરતો, સાંજે ક્રિકેટ અને ફૂટબોલ રમતો, રાતે આઠ-નવ વાગ્યા સુધી બાગમાં ફરતો અને થાકયોપાકયો પથારીમાં પડતાં જ એવો તો ઘસઘસાટ ઊંઘી જતો કે એક ઊંઘે એને સવાર પડી જતી. છ માસમાં જ એ ક્રિકેટ અને ફૂટબોલની ટીમનો કેપ્ટન બની ગયો ને બેત્રણ મેચો એવી તો હોંશિયારીથી રમ્યો કે આખા નગરમાં એની કીર્તિ ફેલાઈ ગઈ.

આજે અલીગઢના નિપુણ ખેલાડીઓ જોડે એની ક્રિકેટ ટીમ મેચ લેવાની હતી. એ લોકો હિંદુસ્તાન ભરમાં સારી સારી ટીમોને હરાવી આજે એમની સામે રમવા આવ્યા હતા. એમને તો પોતાના વિજય માટે સંપૂર્ણ શ્રદ્ધા હતી, પરંતુ પ્રયાગવાળા પણ નિરાશ ન હતા. તેમની આશા પ્રતાપચંદ્ર પર નિર્ભર હતી. જો તે એક અડધો

કલાક ટકી ગયો, તો તો પછી એ રનનો ઢગલો કરી દેશે. અને જો તેટલી જ વાર તેનો બોલ ટકી ગયો તો તો પછી સામાવાળાની ખેર નહોતી. પ્રતાપને કયારે ય આવી મેચમાં રમવાનો સંયોગ મળ્યો નહતો. તેનું કાળજું ધડકતું હતું કે કોણ જાણે શું થશે! બરાબર દસ વાગે રમતનો પ્રારંભ થયો. પ્રથમ અલીગઢવાળાઓની રમવાની વારી આવી. બે–અઢી કલાક પર્યંત તેમણે ખૂબ પોતાની કરામત દાખવી. એક વાગતાં વાગતામાં રમતનો પહેલો ભાગ પૂરો થયો. અલીગઢની ટીમે ચારસો રન કર્યા હતા. હવે પ્રયાગવાળાઓનો વારો આવ્યો, પરંતુ ખેલાડીઓના હાથ પગ ઢીલા પડી ગયા હતા. તેમને ખાત્રી થઇ ગઇ હતી કે અમે જીતી નહિ શકીએ. હવે તેમની બરાબરીએ પહોંચવું કઠિન હતું. આટલા રન શે થાય? એકલા પ્રતાપથી કાંઇ એટલા બધા થઇ શકે? પહેલો ખેલાડી આવ્યો અને ત્રીજા દડે ઊડી ગયો, બીજો ખેલાડી આવ્યો અને મહામુસ્કેલીએ પાંચ દડા રમી શકયો, ત્રીજો ખેલાડી તો પહેલા જ દડે ઊડી ગયો, ચોથાએ આવી બેત્રણ ફટકા માર્યા પરંતુ તે પોતાનો પગ જમાવી ન શકયો, પાંચમો ખેલાડી કોલેજમાં એક્કો ગણાતો હતો, પણ અહીં તે સાવ નિષ્ફળ નીવડયો, એક જ ફટકામાં ઊડી ગયો. હવે પ્રતાપચંદ્ર દ્રઢતાથી ડગલાં ભરતો, બેટ હલાવતો મેદાન પર આવ્યો. બન્ને પક્ષે કરતલ ધ્વનિ કર્યો. પ્રયાગવાળાઓની દશા અકથનિય હતી. પ્રત્યેક માનવીની નજર પ્રતાપચંદ્ર પર સ્થિર થઇ હતી. સૌ કોઇનાં કાળજાં ધબકતાં હતાં, ચારે તરફ નિસ્તબ્ધતા ફેલાઇ હતી. કેટલાક લોકો દૂર બેસી ઇશ્વરને પ્રાર્થના કરતા હતા કે પ્રતાપ વિજય પામે. દેવદેવીઓનાં સ્મરણ થતાં હતાં, બાધાઓ મનાતી હતી. પહેલો દડો આવ્યો, પ્રતાપે તે જવા દીધો. પ્રયાગ-વાળાઓની હિમ્મત તૂટી ગઈ. બીજો આવ્યો તે પણ ખાલી ગયો. પ્રયાગવાળાઓનો પ્રાણ નાભિ પ્રર્યંત આવી ગયો. ઘણા માણસોએ છત્રી પકડી ઘરનો રસ્તો પકડવા માંડયો. ત્રીજો દડો આવ્યો. એક

ફટાકો સંભળાયો અને લૂના સૂસવાટાની જેમ ગગનભેદન કરતો ક્રીઝ પર ઊભેલા ખેલાડીથી પણ સો ગજ દૂર જઇને તે પડ્યો. લોકોએ તાળીઓ પાડી કકલાણ કરી મૂક્યું. સૂકા ધાનમાં પાણી પડ્યું. જનારા અટકી ગયા. નિરાશ બનેલા પુનઃ આશા ધારણ કરવા લાગ્યા. બીજો દડો આવ્યો અને પહેલાં કરતાં પણ દસ ગજ વધુ દૂર જઇને પડયો. ફીલ્ડર ચમકયા, બાઉન્ડરી પર મદદ પહોંચાડવામાં આવી. પાંચમો દડો આવ્યો અને કટ પર ગયો. એટલામાં ઓવર પૂરી થઈ. બોલર બદલવામાં આવ્યો, નવો બોલર ટાંટિયા તોડી નાખે તેવા દડા ફેંકવા માટે પ્રસિદ્ધ હતો, પરંતુ તેના પહેલા જ દડાને પ્રતાપે આકાશમાં મોકલી સૂર્યનો સ્પર્શ કરાવ્યો. પછી તો દડા અને બેટ વચ્ચે મિત્રતા બંધાઇ ગઇ. દડો આવતો, બેટને સ્પર્શ કરતો અને તરત જ કયારે ક પૂર્વમાં તો કયારે ક પશ્ચિમમાં, કયારે ક ઉત્તરમાં તો કયારે ક દક્ષિણમાં નાસી જતો. દોડતાં દોડતાં ફીલ્ડરો હાંફવા લાગ્યા. પ્રયાગવાળા ઊછળી ઊછળીને તાળીઓ વગાડતા હતા, ઊંચે ટોપીઓ ઊછળતી હતી. કોઇએ રૂપિયા લુંટાવ્યા, તો કોઇએ પોતાની સોનાની સાંકળી લુંટાવી. સામો પક્ષ મનમાં ઝણઝણતો, ખિજાતો, કયારે ક ફીલ્ડરો બદલતો, તો ક્યારે ક બોલરો બદલતો, જીતવા માટે ફાંફાં મારતો હતો, પરંતુ બધી ય ચાતુરી અને કરામત નિરર્થક જતાં હતાં. દડા અને બેટ વચ્ચે જાણે કે મિત્રતા બંધાઇ ગઈ હતી. પૂરા બે કલાક પર્યંત પ્રતાપે ફટકા, ધડાકા અને હીટ પર હીટ મારી મેદાન ગજાવી મૂક્યું અને ફીલ્ડરો દડા પાછળ નાનું બાળક ચંદ્રમા પાછળ દોડે તેમ દોડાદોડ કરી મૂકતા. રનની સંખ્યા ત્રણસોએ પહોંચી. સામા પક્ષના ટાંટિયા ઢીલા પડી ગયા. તેઓ એવા તો નિરાશ થઈ ગયા કે હવે એક પણ દડો સીધો નહોતો પડતો. એટલે સુધી કે પ્રતાપે પચાસ રન બીજા કર્યા અને પછી અમ્પાયર પાસે ક્ષણભર વિશ્રામ લેવા માટેની રજા માગી. તેને આવતો જોઈ સહસ્રો માણસ તેની તરફ દોડ્યા અને બધાએ તેને ઊંચકી લીધો. ચારે તરફ ધાંધલ મચી

ગઈ. સેંકડો છત્રીઓ, સોટીઓ, ટોપીઓ અને ખાસડાં હવામાં ઊછળ્યાં, જાણે કે તે પણ ઊમંગમાં આવી ઊછળતાં હતાં. બરાબર તે જ સમયે એક તારવાળો સાયકલ પર આવતો દેખાયો. નજીક આવી તેણે પૂછ્યું: "પ્રતાપચંદ્ર કોનું નામ છે?" પ્રતાપે ચમકીને તેના તરફ જોયું અને તારવાળાએ તારનું પરબિડીયું તેના હાથમાં મૂક્યું. તાર ખોલી વાંચતાં જ પ્રતાપનું મુખ પડી ગયું. તે એક દીર્ઘ નિશ્વાસ મૂકી ખુરસી પર બેસી ગયો અને બોલ્યો: "મિત્રો! હવે મેચ પૂરી કરવી તમારા હાથમાં છે. મેં મારું કર્તવ્ય પૂરું કર્યું છે. આ પહેલી ગાડીમાં જ હું ઘેર જાઉં છું."

એમ કહેતો એ બોર્ડીંગ હાઉસ તરફ જવા રવાના થયો. સેંકડો માણસો પૂછવા મંડયાઃ "શું છે? શું છે?" લોકોના મોં પર ઉદાસીનતા છવાઈ ગઈ, પણ પ્રતાપને જવાબ આપવાની પણ ક્યાં ફુરસદ હતી? તે તો તરત જ ટ્રામમાં ચડી બેઠો અને સ્ટેશન પર જવા રવાના થઈ ગયો. આખે માર્ગે તેને મનમાં અનેક વિચારો આવ્યા કર્યા. તે વારંવાર પોતાને ધિક્કારવા લાગ્યો કે 'પોતે નીકળતી વેળાએ તેને એકવાર ન મળી લેવામાં કેવડી મોટી ભૂલ કરી હતી? કોણ જાણે હવે મેળાપ થશે કે કેમ? ઇશ્વર કરે ને જો તેનાં દર્શનથી વંચિત રહ્યો, તો જરૂર હું મારું કાળું મોં લઈ ક્યાંક ડૂબી મરીશ.' એવા એવા વિચાર કરીને કેટલીય વાર રોઈ પડયો. રાતે નવ વાગે ગાડી બનારસ પહોંચી. ટ્રેનમાંથી ઊતરી એ સીધો શ્યામચરણને ત્યાં જવા ઊપડયો. ચિંતાના ભારથી આંખો ઊંડી ઊતરી ગઈ હતી અને કાળજું ધડકતું હતું. ડેપ્યુટી સાહેબ શીર નમાવી ખુરસીમાં બેઠા હતા અને કમળાચરણ ડાકટરને ત્યાં જવાની તૈયારી કરતો હતો. પ્રતાપને જોતાં જ દોડતો જઈ તેને વળગી પડયો. શ્યામાચરણે પણ તેને ગળે વળગાડયો અને બોલ્યા: "શું હજી સીધો અલાહાબાદથી જ ચાલ્યો આવે છે?"

પ્રતાપ: "જી હા ! આજે જ માતાજીનો તાર મળ્યો કે વિરજનની સ્થિતિ બહુ ખરાબ છે. હજી શું એવી જ સ્થિતિ છે !"

શ્યામચરણ: "શું કહું ! છેલ્લા બે ત્રણ માસથી દિનપ્રતિદિન તેનું શરીર ઘસાતું જાય છે. કોઈ દવા લાગુ પડતી નથી. જોઈએ ઈશ્વરની શી ઇચ્છા છે? ડાક્ટર સાહેબ તો કહેતા હતા કે ક્ષયરોગ છે, પરંતુ વૈદરાજ હૃદયદૌર્બલ્ય કહે છે."

પ્રતાપ આવ્યો છે એવા સમાચાર જ્યારથી વિરજનને મળ્યા હતા, ત્યારથી તેના અંતરમાં આશા અને ભય વચ્ચે સંઘર્ષણ જામ્યું હતું. ક્યારેક વિચાર કરતી કે ઘેર પહોંચ્યા હશે કે તરત જ કાકીએ એમને અહીં આવવા રવાના કર્યા હશે. પછી વળી થયું કે એમ કેમ ન હોય કે મારી માંદગીના સમાચાર મળતાં જ ગભરાઈને આવી પહોંચ્યા હોય? પરંતુ ના ! એમને મારી એવી ચિંતા શું કરવા હોય? માન્યું હશે કે ક્યાંક મરતાં પહેલાં લોકલાજે એકવાર ખબર કાઢી આવું. એમને હવે મારા મરવા કે જીવવા સાથે શો સંબંધ છે ! આજે તો હું પણ એમની સાથે દિલ ખોલીને વાતો કરીશ. પરંતુ ના, વાતોની આવશ્યકતા જ શી છે ? એમણે જ્યારે મૌનવ્રત લીધું છે, તો પછી હું શું કરવા બોલું ? બસ એટલું કહી દઈશ કે બહુ સારું છે અને તમારી કુશળતા ઇચ્છિયા કરું છું. પછી ચૂપ થઈ જઈશ. અને મેં આ આવી ગંદી અને કરચલીઓ વળી ગયેલી સાડી કેમ પહેરી છે ? પોતાના પ્રિયજન સમક્ષ આવો વેશ રાખવાનો શો અર્થ ? ના, પરંતુ એ તો અતિથિની જેમ આવ્યા છે, તો હું પણ અતિથિની જેમ જ તેમનો સત્કાર કરીશ. માનવીનું ચિત્ત કેટલું ચંચળ છે ? જે મનુષ્યની અવકૃપાએ વિરજનની આ સ્થિતિ કરી મૂકી હતી, તેને જ બાળવા માટે તે આવા આવા ઉપાયો વિચારી રહી હતી.

દસ વાગ્યાનો સમય હતો. માધવી બેઠી બેઠી વિરજનને પંખો નાખતી હતી. ઔષધિઓની શીશીઓ આમતેમ પડી હતી અને

વિરજન ખાટલામાં પડી પડી આવા બધા વિચારો કરતી હતી કે એવામાં પ્રતાપ ઘરમાં આવ્યો. માધવી ચમકીને બોલી : " બ્હેન ઊઠો, આવી ગયા !" વિરજન ઝડપથી બેઠી થઇ ગઈ અને ખાટલા પરથી નીચે ઊતરવા જતી હતી કે અશક્તિને અંગે તે નીચે ઢળી પડી. પ્રતાપે તેને દોડીને ઉપાડી લીધી અને ખાટલા પર સુવાડી દીધી. હા ! આ જ એ વિરજન હતી કે જે કેટલાક માસ પૂર્વે રૂપ અને લાવણ્યની જીવતીજાગતી મૂર્તિ હતી ! જેના મુખ પર ઝગમગાટ અને આંખોમાં હાસ્ય રમતું હતું ! જેનું બોલવું સંધ્યાનું સંગીત હતું અને હાસ્ય મનને લોભાવનારું હતું. એ રસીલી આંખોવાળી, મીઠી વાતો કરનારી વિરજન આજે કેવળ હાડકાંનો માળો બની ગઈ હતી, જાણે ઓળખાતી પણ નહોતી. તેની આવી સ્થિતિ જોઈ પ્રતાપની આંખોમાં આંસુ ઊભરાઇ આવ્યાં. તે કુશળ સમાચાર પૂછવા માગતો હતો, પરંતુ તેના મુખમાંથી માત્ર આટલા જ શબ્દો નીકળ્યા : " વિરજન !" અને નેત્રોમાંથી જળધારા વરસી રહી. પ્રેમાતુર નયનો મનોભાવને પારખવાની કસોટી છે. વિરજને આંખો ઊંચી કરી જોયું અને પ્રતાપની આંખોમાં અશ્રુ જોતાં તેના મનનો સારો ય મેલ ધોવાઈ ગયો.

જેમ કોઈ સેનાપતિ થનાર યુદ્ધનું ચિત્ર મનમાં દોરે છે અને ત્યાં શત્રુને પીઠ પાછળથી આવતો જોઇ ગભરાઇ જાય છે અને તેને પોતે અંકિત કરેલા ચિત્રનું કશું જ ભાન રહેતું નથી, એ જ પ્રકારે વિરજન પણ પ્રતાપચંદ્રને પોતાની સન્મુખ જોઇને બધી વાતો ભૂલી ગઇ કે જે તે અત્યારપર્યંત પડી પડી વિચારી રહી હતી. પ્રતાપને રોતો જોઇ એ પોતાનું બધું ય દુઃખ ભૂલી ગઈ અને ખાટલા પરથી બેઠી થઇ પોતાના સાડલાના છેડા વતી તેનાં આંસુ લૂછવા લાગી. પ્રતાપ અપરાધીની જેમ દીન વદને બેઠો હતો અને વિરજન, જેણે પોતે જ પોતાની આવી દશા કરી હતી, તે રોતાં રોતાં કહેતી હતી : " ભાઈ ! ચૂપ રહો, ઇશ્વર જાણે છે, હું

સાજીસમી છું. " જાણે કે સાજા ન થવું એ તેનો પોતાનો જ વાંક હતો. સ્ત્રીઓની વેદનાશક્તિ કેટલી કોમળ હોય છે? પ્રતાપચંદ્રના એક સામાન્ય સંકોચે વિરજનને જીવન પ્રત્યે ઉપેક્ષિત બનાવી દીધી હતી. આજે આંસુનાં કેટલાંક ટીપાંએ તેના હૃદયના એ સંતાપ, એ દાહ તથા એ અગ્નિને શાંત કરી દીધાં હતા. કે જે મહિનાઓ થયાં તેના રુધિર અને હૃદયને ભસ્મિભૂત કરી રહ્યાં હતાં. જે રોગને મોટા મોટા વૈદ્યો તથા ડાકટરો પોતાની ઔષધિઓ તથા ઉપાયો દ્વારા મટાડી શક્યા નહોતા, તેને અશ્રુબિંદુઓએ ક્ષણભરમાં નાબુદ કરી દીધો હતો. તો શું એ અશ્રુબિંદુ અમૃતનાં બિંદુ હતાં?

પ્રતાપે ધૈર્ય ધારણ કરી પૂછ્યું : "વિરજન! તેં કેમ તારી આવી દશા કરી મૂકી છે?"

વિરજન (હસીને) : "મેં નથી કરી, તમે એવી કરી મૂકી છે."

પ્રતાપ : "માતાજીનો તાર મળ્યો ન હોત, તો હજી પણ હું બેખબર જ રહ્યો હોત."

વિરજન : "જાણવાની જરૂર પણ શી હતી? જેને ભૂલવા માટે તમે પ્રયાગ ચાલ્યા ગયા, તેના મરવાજીવવા સાથે તમારે શો સંબંધ?"

પ્રતાપ : "તું તો આડીઆડી વાતો કરે છે? તું શું કરવા પરાયાને પત્રો લખે?"

વિરજન : "કોને આશા હતી કે તમે એટલે દૂરથી આવવાનું આ પત્ર લખવાનું કષ્ટ ઊઠાવશો? જે બારણા સુધી આવીને પાછું ફરી જાય તથા મોં જોવાની પણ ઘૃણા કરે, તેને પત્ર લખી શું અર્થ સરવાનો હતો?"

પ્રતાપ : "તે વખતે પાછા ફરી જવા માટે મને જે દુઃખ થયું છે, તે તો મારું જ મન જાણે છે. વળી ત્યાં સુધી તેં મને એક પણ પત્ર લખ્યો નહોતો. મેં માન્યું કે તું હવે મને સાવ ભૂલી ગઈ હતી."

વિરજન : "જો હું તમારી વાતોને સાચી માનતી ન હોત, તો જરૂર કહેત કે આ બધી જોડી કાઢેલી વાતો છે."

પ્રતાપ : "એ તારે જે સમજવું હોય તે સમજ. ઠીક, પણ હવે કહે, તબીયત કેમ લાગે છે? તારું તો મુખ પણ એવું ફીક્કું પડી ગયું છે કે હું તને પહેલાં તો ઓળખી પણ શક્યો નહોતો."

વિરજન : "હવે સાજી થઇ જઇશ, ઔષધિ મળી ગઈ છે."

પ્રતાપ સંકેત સમજી ગયો. અફસોસ મારી નહિ જેવી ભૂલે આટલો પ્રલય કરી મૂક્યો. તે ક્યાંય સુધી તેને સમજાવતો બેસી રહ્યો. અને પ્રાતઃકાળે જ્યારે તે પોતાને ઘેર જવા નીકળ્યો, ત્યારે વિરજનનું વદન ખીલેલું હતું. તેને વિશ્વાસ થઇ ગયો હતો કે પ્રતાપ મને ભૂલી નથી ગયો. મારું સ્થાન હજી તેના હૃદયમાં વિદ્યમાન છે. તેના મનમાં મહિનાઓ થયાં જે કાંટો ખટકતો હતો તે પ્રતાપે કાઢી નાખ્યો હતો. આ કાંટાના પ્રતાપે જ તો તેની આવી દશા થઇ ગઈ હતી. એક જ સપ્તાહમાં વિરજનના મુખ પર નવું લોહી ચમકવા લાગ્યું, જાણે તે ક્યારે ય બીમાર નહોતી પડી!

★

## પ્રકરણ ૧૯ મું : સ્નેહ પર કર્તવ્યનો વિજય

★

રોગી જ્યાં સુધી બીમાર હોય છે, ત્યાં સુધી તેને ભાન નથી રહેતું કે કોણ મારી દવા કરે છે, કોણ મને જોવા માટે આવે છે. તે પોતાના જ કષ્ટમાં એટલું ગ્રસ્ત રહે છે કે કોઈ બીજી વાતનું ધ્યાન જ તેના હૃદયમાં ઉત્પન્ન નથી થતું; પરંતુ જ્યારે એ રોગમુક્ત થઇ જાય છે ત્યારે તેને પોતાની સુશ્રુષા કરનારાઓનું ધ્યાન તથા તેમની મહેનત અને પરિશ્રમનું અનુમાન થવા લાગે છે અને તેના

હૃદયમાં એમને માટે પ્રેમ અને આદર વધતાં જાય છે. વ્રજરાણીની પણ બરાબર આવી જ સ્થિતિ હતી. જ્યાં સુધી તે સ્વયં પોતાના કષ્ટમાં મગ્ન હતી, ત્યાં સુધી તે કમળાચરણનાં કષ્ટ તથા વ્યાકુળતાની કદર કરી શકી નહોતી. નિ:સંદેહ તે એની ખાતરબરદાસ્તમાં કશી કમી આવવા દેતી નહોતી, છતાં પણ એ ખાતરબરદાસ્ત વ્યવહારપાલનની દૃષ્ટિથી જ થતી હતી, નહિ કે દિલના સાચા પ્રેમથી; પરંતુ જ્યારે એના હૃદયમાં એ વ્યથા મટી ગઇ અને તેને કમળાચરણના પરિશ્રમ તથા મહેનતનું સ્મરણ થયું, તો તેને ચિંતા થવા લાગી કે તેમના આ અપાર ઉપકારનો શી રીતે બદલો વાળું? મારો ધર્મ હતો કે સેવા, સત્કાર વડે તેમને સુખ આપું, પરંતુ સુખની વાત તો દૂર રહી, હું તો ઊલટાની એમના જ પ્રાણ લેવા બેઠી છું! એ તો અત્યંત સાચા દિલથી મને ચાહે છે અને હું મારા કર્તવ્યનું પાલન પણ ન કરી શકું! ઇશ્વર સમક્ષ હું શું મોં લઇને ઊભી રહીશ? સાચા પ્રેમનું કમળ બહુધા કૃપાના પ્રભાવથી ખીલી ઊઠે છે. જ્યાં રૂપ, યૌવન, સંપત્તિ, પ્રભુતા અને સ્વાભાવિક સૌજન્ય પ્રેમનું બીજ રોપવામાં અકૃતકાર્ય રહે છે, ત્યાં પ્રાય: ઉપકાર જાદુ કરી જાય છે. કોઇ હૃદય એવું વજ્ર અને કઠોર નથી હોતું કે જે સાચા હૃદયની સેવાથી દ્રવિભૂત ન થઈ જાય!

કમળા અને વ્રજરાણીમાં દિનપ્રતિદિન પ્રીતિનો વધારો થતો ચાલ્યો. એક હતો પ્રેમનો દાસ, બીજી હતી કર્તવ્યની દાસી. એવો તો સંભવ જ નહોતો કે વ્રજરાણીના મુખમાંથી કોઇ બોલ નીકળે અને કમળાચરણ તેને પૂરો ન કરે. હવે તેની તત્પરતા અને યોગ્યતા એ જ પ્રયત્નોમાં વ્યય થતી હતી. અભ્યાસ તો માતાપિતાને ભુલાવામાં નાખવા પૂરતો જ હતો. તે સદા તેના મોં તરફ એવી આશાએ જોઇ રહેતો કે મારા કયા આ કામથી તે પ્રસન્ન થશે અને તે કામ માટે તે સદા ય કટિબદ્ધ રહેતો. એક દિવસ તેણે માધવીને ઉદ્યાનમાં પુષ્પો ચૂટતાં જોઇ. ઘરની પાછળ એક નાનુંશું ઉદ્યાન હતું, પરંતુ કોઇ

પણ માણસને તેની પરવા નહોતી, પરિણામે બારે માસ તેના પર સદા ય ઉદાસીનતા જ પ્રસરેલી રહેતી. વૃજરાણીને પુષ્પો પ્રત્યે ખૂબ જ પ્રેમ હતો. ઉદ્યાનની આવી દશા જોઇ તેણે માધવીને કહ્યું કે ક્યારેક ક્યારેક એને પાણી પાયા કર. પરિણામે ધીરે ધીરે વાટિકાની દશા કાંઇક સુધરતી ચાલી અને છોડવાઓને ફૂલ પણ લાગવા માંડ્યાં. કમળાચરણ માટે આટલો ઇશારો બસ હતો. તે તનમનથી વાટિકાને સુસજ્જિત કરવા માટે કટિબદ્ધ થયો. તેણે બે સારા અનુભવી માળી રાખ્યા અને વિવિધ પ્રકારનાં સુંદર પુષ્પછોડ તેમાં રોપવા માંડ્યાં. જાતજાતનાં ઘાસપાન ઉગાડવામાં આવ્યાં અને ક્યારીઓ તથા પગવાટો સુધારવામાં આવી. ઠેકઠેકાણે લતાઓ ચડાવવામાં આવી. કમળાચરણ દિવસ આખો હવે હાથમાં પુસ્તક લઇ એ ફૂલવાડીમાં ફર્યા કરતો અને માળીઓને તેની સજાવટ તથા બનાવટ માટે તાકીદ કર્યા કરતો. અને આ બધું કેવળ એટલા માટે જ કે તેથી વૃજરાણી પ્રસન્ન થશે. આવા સ્નેહભક્તનો જાદુ કોના પર અસર ન કરે? એક દિવસ તેણે કહ્યું : "આવ, તને વાટિકાની સહેલ કરાવું!" વૃજરાણી તેની સાથે ઉદ્યાન જોવા નીકળી.

ચાંદની ખીલી હતી. તેના ઉજ્જવળ પ્રકાશમાં પુષ્પો અને લતાઓ પરમ શોભાયમાન દીસતી હતી. સમીર મંદ મંદ વાતો હતો. જુઈ, જાઇ અને કેતકીનાં પુષ્પોની સુગંધનો ચારે તરફ મધુર પમરાટ ફેલાઈ ગયો હતો. એવે સમયે વૃજરાણી એક રેશમી સાડી તથા પગમાં ચંપલ પહેરી રવેશમાં ટહેલવા નીકળી પડી હતી. તેના વદનનો વિકાસ પુષ્પોને લજ્જિત કરતો હતો—તે જાણે કે કોઇ વનદેવી જેવી જ અત્યારે ભાસતી હતી. કમળાચરણ બોલ્યો : "આજે મારો કેટલાય દિવસનો પરિશ્રમ સફળ થયો!"

કોઈ શુભ પ્રસંગે જેમ કુમકુમની છોળો ઊડતી હોય છે, તેવા જ પ્રકારે વૃજરાણીનાં નયનોમાં અત્યારે પ્રેમરસની છોળો ઊડતી હતી. તેણે આછું સ્મિત કર્યું, પરંતુ મોંએથી તે કશું જ ન બોલી.

કમળા : "સંસારમાં મારા જેવા ભાગ્યશાળી બીજો કોઈ નહિ હોય !"

વૃજરાણી : "શું મારા કરતાં પણ વધુ ભાગ્યશાળી ?"

કમળાચરણ મસ્ત બની ગયો હતો. તેણે વૃજરાણીને ગાઢ આલિંગન આપ્યું.

કેટલાક દિવસ પર્યંત દરરોજ આ કાર્યક્રમ ચાલુ રહ્યો. એ દરમ્યાન મનોરંજનની એક નવી સામગ્રી ઉપસ્થિત થઇ. રાધાચરણે છબીઓનું એક સુંદર આલ્બમ વૃજરાણીને મોકલી આપ્યું. તેમાં કેટલીક છબીઓ ચંદાની પણ હતી. ક્યાંક એ બેઠી બેઠી શ્યામાને ભણાવતી હતી, તો ક્યાંક તે બેઠી બેઠી પત્ર લખતી હતી. તેનો એક ફોટો પુરુષ વેષમાં પણ હતો. રાધાચરણ ફોટોગ્રાફીની કળામાં નિપુણ હતો. વિરજનને આ આલ્બમ ખૂબ ગમી ગયું. પછી તો પૂછવું જ શું ? કમળાચરણને પણ ધૂન લાગી કે હું પણ ફોટોગ્રાફીની કળા હસ્તગત કરું અને વિરજનની છબીઓ લીધા કરું. તેણે ભાઈને પત્ર લખ્યો કે કેમેરા અને અન્ય આવશ્યક વસ્તુઓ મને મોકલી આપો. અને એ આવતાં જ તેણે તે શીખવાનો પ્રારંભ કરી દીધો. ઘેરથી કહે કે 'હું શાળાએ જાઉં છું,' પરંતુ માર્ગમાં જ એક પારસી ફોટોગ્રાફરની દુકાને તે રોકાઈ જતો. ત્રણચાર માસની મહેનત અને પરિશ્રમના પરિણામે તે આ કળામાં પાવરધો થઇ ગયો, પરંતુ હજી ઘરમાં કોઈ આ વાત જાણતું નહોતું. વિરજને કેટલીયવાર પૂછયું કે આજકાલ આખો દહાડો ક્યાં રહો છો ? રજાના દિવસે પણ ઘેર નથી રહેતા ? પરંતુ કમળાચરણે 'હા હું' કરી વાત ઊડાવી દીધી.

એક દિવસ કમળાચરણ ક્યાંક બહાર ગયો હતો. વિરજનને મનમાં થયું કે લાવ, પ્રતાપચંદ્રને એક પત્ર લખું, પરંતુ પેટી ખોલતાં લખવા માટે કાગળ હાથ ન લાગ્યો. તેણે માધવીને કહ્યું કે જઇને તારા ભાઈના ટેબલના ખાનામાંથી કાગળ લઇ આવ. માધવી દોડતી

પહોંચી, તો તેને ટેબલ પર આલ્બમ ખુલ્લું પડેલું નજરે પડ્યું. તેણે એ આલ્બમ ઊંચકી લીધું અને અંદર લાવી વિરજનને કહ્યું : "બહેન, જુઓ તો, આ ફોટો કેવો સરસ છે!"

વિરજને ઉત્કંઠાપૂર્વક તે પોતાના હાથમાં લીધું અને પહેલું પાનું ઊઘાડતાં જ તેના વિસ્મયનો પાર ન રહ્યો. એ તેનો પોતાનો જ ફોટોગ્રાફ હતો. તેમાં તે નિદ્રાધીન અવસ્થામાં પલંગ પર સૂતી હતી, વાળ લલાટ પર વિખરાયેલા હતા, અધરો પર એક મોહિનીસ્મિતની ઝલક હતી, જાણે કે તે કોઈ મધુરું સ્વપ્ન જોઈ રહી હતી. ફોટોગ્રાફની નીચે લખ્યું હતું : "પ્રેમ–સ્વપ્ન!"

વિરજન અચંબામાં પડી. વિચાર કરવા લાગી કે મારો આવો ફોટોગ્રાફ એમણે ક્યારે અને કોની પાસે લેવડાવ્યો? શું કોઈ ફોટોગ્રાફરને અંદર લાવ્યા હશે? ના, એવું એ તો એ કરે નહિ! સંભવ છે કે તેમણે પોતે જ એ લીધો હશે! એ મહિનાઓ થયા કાંઈ મહેનત તો કરી રહ્યા છે. જો તેમણે પોતે જ આવો સુંદર ફોટોગ્રાફ લીધો હોય, તો તો જરૂર તેમણે પ્રશંસનીય કાર્ય કર્યું છે. બીજું પાનું ખોલ્યું તો એમાં પણ પોતાનો જ ફોટો હતો. તેમાં તે એક સાડી પહેરી, અર્ધખુલ્લા મસ્તકે વાટિકામાં ભ્રમણ કરતી હતી. એ ફોટો નીચે લખ્યું હતું : "વાટિકાભ્રમણ!"

ત્રીજું પાનું ખોલ્યું તો તેમાં પણ પોતાનો જ ફોટો હતો. તેમાં તે વાટિકામાં બેઠી બેઠી પુષ્પોનો હાર ગૂંથતી હતી. આ ફોટો ત્રણેમાં સૌથી સુંદર હતો, કારણ કે ચિત્રકારે એમાં અત્યંત કુશળતાપૂર્વક પ્રાકૃતિક રંગોનું સંમિશ્રણ કર્યું હતું. એ ફોટા નીચે લખ્યું હતું : "અલબેલી માલણ!" હવે વિરજનને યાદ આવ્યું કે એક દિવસ જ્યારે હું માળા ગૂંથતી હતી, ત્યારે મેંદીની વાડ પાછળથી કમળાચરણ હસતો હસતો બહાર આવ્યો હતો. જરૂર એ દિવસે તેમણે આ ફોટો પાડી લીધો હશે. ચોથું પાનું ખોલ્યું તો એક

અત્યંત મનોહર અને સોહામણું દ્રશ્ય નજરે પડ્યું. નિર્મળ જળથી ભરેલું એક સરોવર હતું અને એના બન્ને કિનારા પર જ્યાંસુધી નજર પહોંચતી ત્યાંસુધી ગુલાબ ખીલેલાં નજરે પડતાં હતાં. ગુલાબનાં કોમળ પુષ્પો વાયુથી લહરીઓ લેતાં હતાં. એવું લાગતું હતું કે જાણે પ્રકૃતિએ લીલા આકાશમાં લાલ તારા ટાંકી દીધા છે. આ કોઈ અંગ્રેજી ફોટોનું અનુકરણ લાગતું હતું. આલ્બમનાં બીજાં પાનાં હજી કોરાં જ હતાં.

વિરજને પોતાનો ફોટો પુનઃ પુનઃ જોયા અને પછી સાભિમાન આનંદથી કે જે આનંદ પ્રત્યેક રમણીને પોતાના સૌંદર્ય માટે હોય છે—તેણે આલ્બમને છુપાવી દીધું. સાંજે આવીને કમળાચરણે જોયું તો આલ્બમ ન મળે. તેનું મોં પડી ગયું. એ બધા ફોટોગ્રાફ તેની કેટલાય માસની મહેનતના ફળરૂપ હતા. અને તેને આશા હતી કે એ આલ્બમ ભેટ ધરી હું વિરજનના હૃદયમાં વધુ સ્થાન પામીશ. તે ખૂબ વ્યાકુળ બની ગયો. અંદર જઈ વિરજનને પૂછ્યું તો તેણે સાફ ઇન્કાર કર્યો. તે ગભરાઈ જઈ એકેએક મિત્રને પૂછી વળ્યો કે ક્યાંક એમાંથી તો કાંઈ ઊપાડી ગયું ન હોય! પરંતુ ત્યાં પણ ઊલટાની મશ્કરી સિવાય બીજું કાંઈ હાથ ન લાગ્યું. અંતે જ્યારે ખૂબ જ નિરાશ બની ભાઈસાહેબ ઘેર આવી લમણે હાથ દઈને બેઠા, ત્યારે વિરજને આલ્બમનો પત્તો આપ્યો. આ પ્રકારે દિવસો સાનંદ વ્યતિત થતા હતા. બન્ને એમ ઇચ્છતાં કે પ્રેમક્ષેત્રમાં હું આગળ વધી જાઉં, પરંતુ બન્નેના પ્રેમમાં અંતર હતું. કમળાચરણ પ્રેમો-માદમાં પોતાની જાતને ભૂલી ગયો હતો, ત્યારે વિરજનનો પ્રેમ કર્તવ્યની વેદી પર સ્થિર હતી. હા, એ કર્તવ્ય આનંદમય હતું જરૂર !

આમ બીજાં ત્રણ વર્ષ વીતી ગયાં. આ એ બન્નેનાં જીવનમાં ત્રણ શુભ વર્ષ હતાં, પરંતુ ચોથા વર્ષના પ્રારંભથી જ આપત્તિઓનો પ્રારંભ થયો. આ જગતમાં કેટલાંય માનવીઓને સુખસામગ્રીઓ

એવા પરિમાણથી મળતી હોય છે કે તેમને માટે દિવસ સદા ય હોળી રહેતો હોય છે અને રાત્રિ સદા ય દિવાળી રહેતી હોય છે. સાથે જ કેટલાંય એવાં પણ હતભાગી માનવીઓ હોય છે કે જેમના જીવનમાં આનંદના દિવસો એકવાર વિજળીની જેમ ચમકારો દાખવી પછી સદાને માટે લુપ્ત થઈ જાય છે. વૃજરાણી આવી જ એક હતભાગિની હતી. વસંતની ઋતુ હતી. મંદ મંદ શીતળ પવન વાતો હતો. ટાઢ તો એવી ગજબનાક પડતી હતી કે કૂવાઓમાં પણ પાણી ઠરી જતાં હતાં. એવે સમયે શહેરમાં પ્લેગનો ઉપદ્રવ ફાટી નીકળ્યો. સહસ્રો માનવી એના ભોગ થઈ પડયા. એક દહાડો સખ્ત તાવ આવ્યો, એક ગાંઠ નીકળી અને બસ દરદી ખલાસ! ગાંઠ નીકળી એટલે જાણે મૃત્યુનો દૂત આવી જ પહોંચ્યો! શું ડાકટર કે શું વૈદ્ય કોઇની ય દવા અસર કરતી નહોતી. સેંકડો ઘરને સદાને માટે તાળાં દેવાઇ ગયાં. સેંકડો બાળકો અનાથ બન્યાં અને હજારો સ્ત્રીઓ વિધવા બની. જેને જ્યાં રસ્તો મળ્યો ત્યાં તે નાસી છૂટયું. સૌ કોઇ પોતાની જાત બચાવવાની ફીકરમાં પડયું હતું. કોઇ કોઇનું સહાયક કે હિતૈષિ ન હતું. માબાપ બાળકોને મૂકી નાઠાં, સ્ત્રીઓએ પુરુષોનો સંબંધ મૂકી દીધો. શેરીઓમાં, સડકો પર, ઘરોમાં જ્યાં જુઓ ત્યાં મડદાંના ઢગ પડેલા નજરે ચડતા હતા. દુકાનો બંધ થઈ ગઈ હતી. જ્યાં જુઓ ત્યાં બારણે તાળાં લગાવેલાં દેખાતાં હતાં. ચારે તરફ ધૂળ ઊડતી હતી. સર્વત્ર નિર્જનતા પ્રસરી ગઇ હતી. કોકવાર વળી વચ્ચે વચ્ચે કોઈ માનવી હરતુંફરતું દેખાતું. જો કોઈને કાંઇ કારણસર ઘરની બહાર નીકળવું પડતું, તો એ એવી રીતે ઝડપથી પગ ઉપાડતું કે જાણે પાછળ મૃત્યુનો દૂત આવી રહ્યો હતો. શહેર આખું ઉજ્જડ બની ગયું હતું. માત્ર કબ્રસ્તાન અને સ્મશાનમાં આબાદી જોવામાં આવતી હતી. ચોર અને ધાડપાડુઓને ખૂબ મજા પડતી હતી. ધોળે દહાડે તાળાં તૂટતાં હતાં અને ખરે બપોરે ધાડો પડતી હતી. એ દારુણ દુ:ખનું વર્ણન કરવું અશક્ય હતું.

બાબુ શ્યામચરણ પરમ દ્રઢચિત્ત માનવી હતા. તેમના ઘરની આજુબાજુના બધા ય મહોલ્લા વસ્તી વીનાના અને નિર્જન બની ગયા હતા, પરંતુ એ પોતાના ઘરમાં અદ્યાપિર્યંત નિર્ભય બનીને ટકી રહ્યા હતા, પરંતુ જ્યારે એમનો કોચમેન મરી ગયો, ત્યારે ઘર આખામાં ખળભળાટ મચી રહ્યો. હવે સૌ કોઇ શહેર છોડી ગામડામાં જવા માટે તલપાપડ થઇ ગયું. મુન્શીજીએ એ જ તાલુકામાં કેટલાંક ગામડાં ખરીદ્યાં હતાં અને મઝગામ નામના એક ગામડામાં તેમણે એક રહેવા લાયક મોટું મકાન પણ બનાવરાવ્યું હતું. તેમની ઇચ્છા હતી કે પેન્શન લીધા બાદ અહીં આ ગામડામાં જ રહીશ, કાશી મૂકીને આગ્રામાં કોણ મરવા જાય? વિરજને આ સમાચાર સાંભળ્યા, ત્યારે તેને ખૂબ આનંદ થયો. ગ્રામ્યજીવનનાં મનોહર દ્રશ્યો તેનાં નેત્રો સમક્ષ તરવરતાં હતાં. લીલાંછમ વૃક્ષોની ઘટા, પાકથી ભરપૂર હર્યાંભર્યાં ખેતરો, હરણોની દોડાદોડ અને પક્ષીઓનો કલરવ! એ દ્રશ્યો જોવા માટે તેનું હૃદય અધિરું બની ગયું હતું. કમળાચરણ પણ શિકાર ખેલવા માટે અસ્ત્રશસ્ત્ર ઠીકઠાક કરવા મંડી પડયો. પરંતુ અચાનક મુન્શીજીએ તેને બોલાવીને જણાવી દીધું કે તું પ્રયાગ જવા માટે તૈયારી કરવા માંડ, ત્યાં પ્રતાપચંદ્ર તને મદદ કરશે. ગામડામાં વ્યર્થ સમય બગાડવાથી શો ફાયદો? આ સમાચાર મળતાં જ કમળાચરણના તો હોશકોશ જ ઊડી ગયા. તેણે પ્રયાગ જવાનો ઇનકાર કર્યો. મુન્શીજીએ તેને ખૂબ સમજાવ્યો, પણ એ જવા માટે એકનો બે ન થયો. છેવટે મુન્શીજીએ કંટાળીને તેને જણાવી દીધું કે "તારા નસીબમાં વિદ્યા જ લખી નથી. એ મારી મૂર્ખતા છે કે હું તે બાબતમાં ખાલી તારા પર દબાણ કર્યા કરું છું."

વૃજરાણીએ જ્યારે આ વાત સાંભળી, ત્યારે તેને ખૂબ દુઃખ થયું. વૃજરાણી એ તો જાણતી હતી કે કમળાચરણને અભ્યાસ કરવા પ્રત્યે પ્રીતિ ન હતી. પણ ત્યારે તેની આ અરુચિ તેને અપ્રિય

નહોતી લાગતી, બલકે ક્યારેક ક્યારેક તો તેને જ એમ થઇ આવતું કે આજે કમળાચરણ શાળાએ ન જાય તો સારું. તેની પ્રેમભરી વાતો તેના કાનને ખૂબ ગમતી હતી. પણ જ્યારે તેણે સાંભળ્યું કે કમળાચરણે પ્રયાગ જવાનો ઇનકાર કર્યો છે અને સસરાજીએ ખૂબ સમજાવવા છતાં પણ તે માન્યો નહિ, ત્યારે તો તેને ખૂબ દુ:ખ થયું. તે કમળાચરણનો વિયોગ સહેવા તૈયાર હતી, પણ પતિ પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે એ તેને માટે અસહનીય હતું. તેણે માધવીને પોતાના ભાઈને તેડી લાવવા કહ્યું, પરંતુ કમળાચરણે તો જાણે પોતાની જગ્યાએથી ખસવાના સોગંદ ખાધા હતા. તેને ખાત્રી હતી કે 'અંદર જઇશ તો જરૂર પ્રયાગ જવાની જ સલાહ મળશે. તેને શી ખબર કે અહીં હૃદય પર શું વીતી રહ્યું છે? વાતો તો એવી મીઠી મીઠી કરે છે, પણ જ્યારે ક્યારેક પ્રેમપરીક્ષાનો સમય આવે છે ત્યારે તો કર્તવ્ય અને નીતિની આડમાં મુખ છુપાવી દે છે. એટલે સાચી વાત તો એ છે કે સ્ત્રીઓમાં પ્રેમ કરવાની શક્તિ જ હોતી નથી.'

જ્યારે ઘણીવાર થવા છતાં કમળાચરણ પોતાના ઓરડાની બહાર ન નીકળ્યો, ત્યારે વૃજરાણી જાતે જ ત્યાં પહોંચી અને કહેવા લાગી: "કેમ, આજે અંદર નહિ આવવાની પ્રતિજ્ઞા લીધી છે કે શું? મારી તો રાહ જોતાં જોતાં આંખો પણ થાકી ગઈ!"

કમળા: "અંદર આવતાં ભય લાગે છે."

વૃજરાણી: "ચાલો, હું તમારી સાથે આવું છું. પછી તો ભય નહિ લાગે ને?"

કમળા: "મને તો પ્રયાગ જવાની આજ્ઞા થઇ છે."

વૃજરાણી: "તો હું પણ તમારી સાથે આવીશ."

એમ કહી વૃજરાણીએ કમળાચરણ સામે જોયું. કમળાચરણે જોયું કે તેની આંખોમાં અશ્રુરૂપી મોતીના દાણા ચમકતા હતા. તે

હારી ગયો. આ મોહિની આંખોમાં આંસુ જોઇ એવું કયું હૃદય હશે કે જે પોતાની હઠ પર દૃઢ રહી શકે ? કમળાએ તેને છાતી સરસી ચાંપી અને કહ્યું : "મને ખાત્રી હતી કે તું જીતીશ જ! એટલા માટે જ હું અંદર આવતો નહોતો." અને પછી રાત આખી બન્ને વચ્ચે પ્રણય–વિયોગની વાતો ચાલ્યા કરી. વારંવાર આંખો એક-બીજાને જોતી હતી, જાણે કે એ પછી કયારે ય મળવાની નહોતી. અફસોસ! કોને ખબર હતી કે આ તેમની અંતીમ જ ભેટ હતી! વૃજરાણી પછી પુનઃ કમળાચરણને જોઇ ન શકી!

★

## પ્રકરણ ૧૭ મું : . . . વિરજનને પત્રો

★

(૧)

પ્રિયતમ, મઝગાંવ,

પ્રેમપત્ર મળ્યો. માથે ચડાવી નેત્રોએ લગાવ્યો. આવા પત્રો તમે ન લખશો. તે વાંચી હૃદય વિદિર્ણ થઇ જાય છે. હું લખું તે બરાબર છે, કારણકે અહીં મારું ચિત્ત ખૂબ જ વ્યાકુળ રહ્યા કરે છે. સાંભળ્યું હતું શું અને જોઇ રહી છું શું? ભાગ્યાંતૂટયાં ઘાસનાં ઝૂપડાં, માટીની દિવાલો, ઘરોની સામે જ ગંધ મારતા ખાતરના ઢગલા, કીચડથી લદબદ થયેલી ભેંસો, દુબળીપાતળી મરવાની આળસે જીવતી ગાયો, આ બધું જોઇને મનમાં તો એમ થઈ આવે છે કે અહીંથી કયાંક ચાલી જાઉં. માણસોની દશા પણ એવી જ શોચનીય છે. કોઇના ય શરીર પર લોહીનો છાંટો દેખાતો નથી. એ બધા ય વિપત્તિની જીવંત મૂર્તિઓ તથા દરિદ્રતાના જીવંત ચિત્રો જેવા છે. કોઇના ય દેહ પર આખું વસ્ત્ર જોવામાં નથી આવતું. એમનાં કિસ્મત પણ એવાં ફૂટેલાં છે કે ચોવીસે કલાક

સખત મહેનત કરવા છતાં, તેમને એકે ટંક પેટ ભરીને રોટલો પણ ખાવા નથી મળતો. આપણા ઘરની પછવાડે એક ખાડો છે. માધવી ત્યાં રમતી હતી, એવામાં એનો પગ લપસ્યો અને એ ખાડામાં પડી ગઇ. અહીં એવી એક દંતકથા ચાલે છે કે એક ચૂડેલ આ ખાડામાં રોજ નહાવા આવે છે અને જતા આવતા નિર્દોષ માણસોને પણ હેરાન કર્યા વિના રહેતી નથી. એ જ પ્રમાણે બારણાની સામે એક મોટું પીપળાનું વૃક્ષ છે. એ પણ ભૂતોનું આવાસ મનાય છે. અને આ પીપળાના ભૂત અને ખાડાની ચૂડેલોનો પારસ્પરિક સબંધ છે. ખાડાનો તો બહુ ત્રાસ નથી, પરંતુ આ ભયંકર પીપળાનો ત્રાસ ગામ આખાયના હૃદય પર એટલો તો છવાઇ ગયેલો છે કે સૂર્યાસ્ત થતાં જ એ માર્ગ બંધ થઇ જાય છે. સ્ત્રીઓ અને બાળકો તો એ બાજુ પગ પણ મૂકતાં નથી. હા, કયારેક કોઇ એકલદોકલ પુરુષ ત્યાં થઇને નીકળે છે, પરંતુ એ પણ ગભરાતો ગભરાતો. એ બે સ્થળો જાણે કે એ નિકૃષ્ટ જીવોના કેન્દ્ર સમાન છે. આ સિવાય સેંકડો ભૂત અને ચૂડેલો ભિન્ન ભિન્ન સ્થાનો પર રહેતાં બતાવવામાં આવે છે. આ લોકોના કહેવા મુજબ ચૂડેલો એમની નજરે પણ પડે છે. લોકોએ એમના સ્વભાવ પણ ઓળખી લીધેલા છે. એક ભૂતની બાબતમાં એમ કહેવાય છે કે જો તે કોઇના માથે ચડી બેસે છે, તો પછી મહિનાઓ પર્યંત એનો કેડો નથી મૂકતું, એટલે બેચાર દિવસમાં એનો ભોગ લઇને એ દૂર થઇ જાય છે. ગામના માણસો અંદરોઅંદર આને લગતી એવી તો વાતો કરે છે કે જાણે આ બધી પ્રત્યક્ષ ઘટનાઓ છે. મારે કાને તો એટલે સુધી વાત આવી છે કે આ ચૂડેલો ભોજનપાણી માગવા પણ આવે છે. તે વખતે તેમણે બગલાની પાંખ જેવી સફેદ સાડી પહેરેલી હોય છે. અને એ કાંઇક નાકમાં બોલતી હોય છે. હા, એમની જાતિમાં ઘરેણાંનો પ્રચાર કમ જોવામાં આવે છે. જો સ્ત્રીઓ બની-ઠનીને, શણગાર સજીને તથા ઘરેણાંનો ઠઠેરો કરીને બહાર નીકળી

અને એ જો એની દષ્ટિએ પડી ગઇ, તો એના પર આ ચૂડેલોના આક્રમણનો ભય વધુ રહેતો જોવામાં આવે છે. એમને પુષ્પોની સુગંધ બહુ ગમે છે. પરિણામે કોઇ પણ સ્ત્રી યા બાળક રાતના પોતાની પાસે ભૂલેચૂકે પણ પુષ્પ રાખી સૂતું નથી.

ભૂતનું માન અને પ્રતિષ્ઠાનું અનુમાન પણ અત્યંત ચાતુર્ય-પૂર્વક કરવામાં આવેલું છે. જોગીબાવા મધરાતે કાળો કામળો ઓઢી, પગમાં ખડાઉ ઘાલી, ગામને ચારે છેડે ભ્રમણ કરે છે અને માર્ગ ભૂલેલા પથિકોને માર્ગ બતાવે છે. વર્ષમાં એકવાર એમની પૂજા થાય છે. એમની ગણત્રી હવે ભૂતમાં નહિ, પણ દેવતાઓમાં થાય છે. એ કોઇપણ આપત્તિને યથાશક્તિ ગામની અંદર દાખલ થવા દેતા નથી. એથી ઊલટું ધોબીબાવાથી ગામ આખું ધ્રૂજે છે. જે વૃક્ષ પર એમનો વાસ મનાય છે, ત્યાં થઇ જો કોઈ દિવાબત્તી બાદ નીકળ્યું, તો એની ખેર નથી. એમને નસાડવા માટે બે બાટલી મદિરા બસ છે. એમનો પૂજારી મંગળવારના દિવસે એ વૃક્ષની નીચે ગાંજો અને ચરસ મૂકી આવે છે. એક લાલાસાહેબ પણ ભૂત બની બેઠા છે. આ મહાશય પહેલા પટવારી હતા. એમનાથી ત્રાસેલા ખાતેદારોએ એમને પૂરા કરી નાખ્યા હતા. એમની ચોટ એવી તો ભયંકર મનાય છે કે એ પ્રાણ લીધા વિના કેડો નથી મૂકતા. કોઇ પણ પટવારી અહીં હવે એક વર્ષ કરતાં વધુ નથી જીવતો. ગામથી થોડે આઘે એક વૃક્ષ છે. તેના પર મૌલવી સાહેબ નિવાસ કરે છે. એ બિચારા કોઈને ય હેરાન નથી કરતા. હા, માત્ર જો ગુરુવારે તેમને પૂજા ન પહોંચી, તો એ બાળકોને હેરાન કરે છે !

કેટલી મૂર્ખતા ! કેવી મિથ્યાભક્તિ ! આ ભાવનાઓ આ માણસો પર વજ્રની જેમ ચોટી ગઇ છે. બાળક માંદું પડયું નહિ કે ભૂતની પૂજા થવા લાગે છે. ખેતરખળામાં ભૂતનો ભાગ, લગ્નાદિમાં

ભૂતનો ભાગ, ટૂંકમાં જ્યાં જુઓ ત્યાં ભૂત જ ભૂત ! અહીં ન તો કોઈ દેવી છે કે ન કોઇ દેવતા છે ! જ્યાં જુઓ ત્યાં માત્ર ભૂતોનું જ સામ્રાજ્ય જોવામાં આવે છે. યમરાજ અહીં ચરણ નથી મૂકતા, એમનું કામ ભૂતો જ કરે છે. આ બધામાં ક્યારે સુધારો થશે ? કિમધિકમ્ !

તમારી વિરજન.

(૨)

" પ્રિયતમ, મઝગાંવ.

ખૂબ લાંબો સમય રાહ જોવડાવ્યા બાદ તમારો પ્રેમપત્ર મળ્યો. શું સાચે જ પત્ર લખવાની ફુરસદ નથી મળતી ? અને આ કાંઇ પત્ર લખ્યો છે. માત્ર વેઠ ઊતારી છે. તમે પહેલાં તો આવા નહોતા. શું ત્યાં જઇને તમે બદલાઈ ગયા છો ? તમને અહીંથી ગયે બેમાસ કરતાં વધુ સમય થયો છે. એ દરમ્યાન નાનીમોટી અનેક રજાઓ પડી હશે, પરંતુ તમે એક પણ રજામાં અહીં ન આવ્યા. તમારી સમક્ષ હાથ જોડીને વિનંતી કરું છું કે હોળીની રજાઓમાં તો અવશ્ય પધારશો. જો આ વખતે મને તરસાવી, તો મારે સદા ય તડપ્યા કરવું પડશે !

અહીં આવીને તો મને એમ જ લાગ્યા કરે છે કે જાણે હું કોક જુદી જ દુનિયામાં આવી પડી છું. રાતના હજી પથારીમાં સૂતી નહોતી કે બહારથી 'હાહા હૂહૂ'નો કોલાહલ કાને પડયો. ચમકીને પથારીમાં બેઠી થઇ ગઇ. તપાસ કરતાં તો જણાયું કે ઘેરઘેરથી છોકરા નીકળી લાકડાં ઉઘરાવી રહ્યા છે. હોળીમાતાને ચડાવવા માટેની આ તૈયારી છે. આ ટોળું જ્યાં પહોંચ્યું નહિ કે ત્યાં લાકડાંનું દેવાળું નીકળી ગયું ! કોઈની ય તાકાત નહોતી કે તે આ સેનાને રોકી શકે. એક ખેડૂતની તો આખી કોઢ સાફ થઈ ગઇ. એમાં દસબાર બળદ ખુશીથી બાંધી શકાતા. આ હોળીની ઘેરે કેટલા ય

દહાડાથી એ કોઢને દાઢમાં ઘાલી હતી. તક મળતાં ઊચકી ગયા. એક ચમારનું તો આખું ઝૂંપડું જ ઊપાડી ગયા, કેટલા ય ઘર બારણાં વિનાનાં થઈ ગયાં. લોકો ડરના માર્યા લાકડાં ઘરમાં છુપાવી રાખે છે. લાલાજી એક વૃક્ષ બાળવાનાં લાકડાં સારું વેચાતું લાવ્યા હતા. આજે રાતે એ પણ હોળીમાતાના પેટમાં પહોંચી ગયું. બેત્રણ ઘરનાં કમાડ પણ હોળીમાતાના પેટમાં પહોંચી ગયાં. પટવારી સાહેબ બારણે ખાટલો ઢાળીને બહાર સૂતા હતા. એમને ભોંય પર સુવાડી ખાટલો જ ઊપાડી ગયા. ટૂંકમાં જાણે કે ચારે તરફ લાકડાંની તો લૂંટ જ મચી હતી જે વસ્તુ એકવાર હોળીમાતાને ચડી ચૂકી, તેને પાછી લાવવી એ પાપ મનાય છે. પટવારી સાહેબે ખૂબ ધમકીઓ દીધી, હું જમાબંધી વખતે બતાવી આપીશ, ખળાં નહિ લેવા દઉં, પરંતુ કોઇએ એમનું કશું જ ન સાંભળ્યું. અહીં એવી પ્રથા જ ચાલી આવે છે કે હોળીના દિવસોમાં જે વસ્તુ હાથ ચડે, તે હોળીવાળા બેધડક ઊપાડી જઇ શકે છે. કોણ કોને કહે? નવયુવક પુત્ર પોતાના જ પિતાથી છાનોમાનો પોતાની જ વસ્તુ ઊપાડી જતો હોય છે. જો એ એમ ન કરે તો ઘરમાં તેનું માન ઘટી જાય છે.

મોલ પાકી ગયો છે અને તેને લણવામાં હવે માત્ર પખવાડિયાનો વિલંબ છે. મારી બારીમાંથી માઇલો સુધી પાકથી હિલોળા લેતાં ખેતરો દ્રષ્યમાન થાય છે. ઘઉં અને જવના ભરચક ખેતરોની વાડે વાડે લાગેલાં કુસુમનાં અરુણ અને કેસરવર્ણાં પુષ્પોની હારોની હારો પરમ સોહામણી લાગે છે. પોપટ અને હુડા આખો દિવસ મધુર કલરવ કરે છે.

માધવીએ અહીં કેટલી ય નવી સખીઓ કરી છે. પાડોશમાં એક રબારી રહે છે. રાધા તેનું નામ છે. ગયે વરસે પ્લેગમાં તેનાં માતાપિતા ઝડપાઈ ગયાં હતાં. એટલે ઘરનો આખો ય બોજો તેને

માથે પડેલો છે. તેની સ્ત્રી તુલસી રોજ આપણે ત્યાં આવે છે. નખથી માથા સુધી સૌંદર્યથી ભરેલી છે. સ્વભાવની તો એવી ભોળી છે કે જાણે આખો દહાડો બેઠી બેઠી તેની વાતો સાંભળ્યા કરું. માધવીએ એની જોડે સહીપણાં કર્યાં છે. કાલે એમની ઢીંગલીઓનાં લગ્ન છે. તુલસીની ઢીંગલી અને માધવીનો ઢીંગલો પરણવાનાં છે. સાંભળવા પ્રમાણે તુલસી બિચારી ખૂબ જ નિર્ધન છે, પરંતુ મેં ક્યારે ય તેના મુખ પર ઉદાસીનતાની એક પણ રેખા નથી જોઇ. કહેતી હતી કે છાણાં વેચીને બે રૂપિયા રાખી મૂક્યા છે. એક રૂપિયાની પહેરામણી કરીશ અને એક રૂપિયામાંથી જાનવાળાને જમાડીશ. ઢીંગલીનાં વસ્ત્રાભૂષણનો ભાર રાધાને માથે છે. કેવું સરળ અને સંતોષમય જીવન છે?

લ્યો, હવે રજા માગું છું. મેં નાહકનો તમારો કિંમતી સમય નકામી વાતોમાં બગાડ્યો. માફ કરજો. તમને જ્યારે પણ પત્ર લખવા બેસું છું, ત્યારે લેખિની અટકતી જ નથી. હજી તો ઘણી ઘણી વાતો લખવાની બાકી રહી છે. પ્રતાપચંદ્રને મારા પાલાગણ કહેશો.

તમારી વિરજન

(૩)

" નાથ,

તમારી પ્રેમપત્રિકા મળી. છાતી સરસી ચાંપી. વાહ! એક તો ચોરી અને ઉપરથી વળી શીરજોરી! તમે ન આવ્યા એનો દોષ તમે મારે માથે ઢોળો છો? તમારાં દર્શન માટે હું કેટલી ઉત્સુક છું એ તો કોઇ પૂછતું જ નથી? હવે આ ઉત્સુકતા પ્રતિદિન વ્યાકુળતામાં પરિણિત થતી જાય છે અને એમાં ક્યારેક તો હું બેહોશ જેવી પણ બની જાઉં છું. મારી આવી દશા છેલ્લા થોડા દિવસોથી થવા લાગી છે. તમે અહીંથી ગયા ત્યારે મને ખબર નહોતી કે ત્યાં ગયા પછી તમે આવી ખોટી દલીલો કરતાં શીખશો. ભલે તમે સાચા

અને હું ઝૂકી રહી! તમને મારા બન્ને પત્રો ખૂબ ગમ્યા જાણી મને અત્યંત આનંદ થયો છે, પણ તમે એ નાહકના પ્રતાપચંદ્રને બતાવ્યા, કારણ કે એ પત્રો ખૂબ જ અસાવધાનીપૂર્વક લખાયેલા હતા. સંભવ છે કે તેમાં ઘણી અશુદ્ધિઓ રહી ગઈ હશે. મને વિશ્વાસ નથી પડતો કે તેને પ્રતાપચંદ્રે મૂલ્યવાન માન્યા હોય! જો એ મારા પત્રોનો એટલો બધો આદર કરતા હોય કે એ પત્રોની સહાયતા વડે પોતે આપણા દેશના ગ્રામ્યજીવન પર એક સુંદર નિબંધ લખી શકે, તો તો હું મારી જાતને પરમ ભાગ્યવાન માનીશ.

કાલે અહીં દેવીપૂજા હતી. હળ, કોસ, ચૂલા બધું બંધ હતું. દેવીની એવી આજ્ઞા છે. અને એ આજ્ઞાનું કોણ ઉલ્લંઘન કરી શકે? તેમ કરનારનાં દીવોદેવતા બંધ થઈ જાય. આખા વરસમાં આ જ એક એવો દિવસ છે કે જેને ગામના લોકો આરામનો દિવસ ગણે છે. નહિ તો હોળી કે દિવાળી પણ રોજીંદા કામને નથી રોકી શકતાં. માતાજીને બકરાનો ભોગ ચડાવવામાં આવ્યો. હવે ગામના નાનામાં નાના બાળકને પણ પૂર્ણ વિશ્વાસ બેસી ગયો કે પ્લેગનું આગમન આ ગામમાં નહિ થઇ શકે. આ બધું કૌતુક જોઈ રહ્યા બાદ હું સૂઈ ગઇ હતી. ત્યાં લગભગ બારેક વાગ્યાના સુમારે સેંકડો માણસો હાથમાં મશાલો લઇ કોલાહલ મચાવતા બહાર નીકળ્યા અને ગામ આખાની પ્રદક્ષણા કરી વળ્યા. એનો અર્થ એ હતો કે એટલા સિમાડાની અંદર બિમારી પગ નહિ મૂકી શકે. પ્રદક્ષણા પૂર્ણ થયા બાદ કેટલાક માણસો જોડેના ગામના સિમાડામાં પેસી ગયા અને ત્યાં જમીન પર થોડા ચોખા, પાન, ફૂલ વગેરે વસ્તુઓ મૂકી આવ્યા. એટલે કે પોતાના ગામની બલા બીજા ગામને ગળે પધરાવી આવ્યા. આ લોકો પોતાનું કામ પતાવીને પાછા વળતા હતા કે સામેના ગામના માણસોને આ વાતની જાણ થઇ. તરત જ એ લોકો હાથમાં લાઠી લઇને નીકળી પડ્યા. પરિણામે બન્ને ગામના માણસો વચ્ચે એવી તો સખત મારામારી થઈ કે આજે કેટલા ય હળદર મીઠું ભરેલા નજરે પડે છે.

આજે સવારમાં ગઈ કાલની બાકી રહેલી વિધિ પુરી થઇ, કે જેને અહીં 'કઢાઈ દેવી' એમ કહેવામાં આવે છે. આપણા બારણામાં જ એક ભઠ્ઠી ખોદવામાં આવી અને તે પર દૂધની ભરેલી મોટી કઢાઇ ચડાવવામાં આવી. કાશી નામનો એક ભભૂત છે. એ શરીરે ભભૂતિ ચોળીને આવ્યો. ગામના બધા માણસો ટાટ પર બેઠા. શંખ વાગવા માંડયો, કઢાઇની ચારે તરફ ફૂલ વગેરે પાથરવામાં આવ્યાં. પછી જ્યારે કઢાઇમાં દૂધને ઊભરો આવ્યો, ત્યારે કાશી એકદમ ઊભો થયો અને 'જય કાલીમાતા' કહેતો તેમાં કૂદી પડયો. મને તો લાગ્યું કે તે હવે જીવતો નહિ નીકળે. પરંતુ પાંચ મિનિટ બાદ કાશીએ ફરી છલાંગ મારી અને કઢાઈની બહાર આવીને ઊભો રહ્યો. તેનો તો વાળ પણ વાંકો નહોતો થયો. લોકોએ એને ફુલની માળા પહેરાવી અને પછી હાથ જોડી તેને પૂછવા લાગ્યા : "મહારાજ, આ વર્ષે પાક કેવો ઊતરશે ? ગામના લોકોની કુશળતા કેવી રહેશે ? વરસાદ કેવો આવશે ? બીમારી આવશે કે નહિ ? ગોળના ભાવ કેવા રહેશે ?" વગેરે વગેરે. કાશીએ આ બધા પ્રશ્નોના જવાબ સ્પષ્ટતાપૂર્વક પરંતુ કાંઈક રહસ્યપૂર્ણ શબ્દોમાં આપ્યા. ત્યારબાદ સભા વિસર્જન થઇ. સાંભળ્યું છે કે આવી સભા અહીં પ્રતિવર્ષ થાય છે. કાશીની ભવિષ્યવાણી બધી ય સાચી પડે છે. અને જો કદાચ એકાદ વાત ખોટી પડે, તો પણ કાશી તેનું કુશળતાપૂર્વક સમાધાન કરી દે છે. કાશી ખૂબ પહોંચેલો માણસ છે. ગામમાં જો ક્યાંય ચોરી થઇ, તો કાશી તરત તેનો પત્તો લગાવી દે છે. જે કાર્ય પોલીસના જાણભેદુ નથી કરી શકતા, તે કાશી કરી આપે છે. જો કે એ જાતનો ભભૂત છે, છતાં ગામમાં તેનું ખૂબ માન છે. અને આ બધા કામના પુરસ્કાર પેટે તે મદિરા સિવાય બીજું કાંઈ લેતો નથી. નામ કઢાવો અને તેને એક બાટલી ભેટ ધરો. તમારો જો કચેરીમાં કેસ ચાલતો હોય, તો એને એક બાટલી ભેટ ધરો અને તરત જ એ તમારા લાભમાં અનુષ્ઠાન કરવા બેસી જાય છે.

હોળી હવે ઘણી નજીક આવી પહોંચી છે. હવે માંડ એક અઠવાડિયું રહ્યું છે. અહા! મારું હૃદય અત્યારે કેવું ખીલી ઊઠ્યું છે? મનમાં આનંદનાં રોમાંચ થાય છે! તમને જોવા માટે આંખો તલસી રહી છે! આ અઠવાડિયું મારે માટે ખૂબ વ્યાકુળતાનું વીતશે, ત્યારે જતાં હું મારા પ્રિયતમનાં દર્શન પામીશ!

તમારી વિરજન

(૪)

"પ્રાણનાથ,

તમે તો પાષાણ-હૃદય છો! સાવ હૃદયહીન છો! સ્નેહહીન છો! નિર્દયી છો! અકરુણ છો! જૂઠા છો! હું તો હવે તમને કેટલી ગાળો દઉં અને શું શું કરી નાખું? જો અત્યારે તમે અહીં મારી સન્મુખ હાજર હોત તો તમને આ તમારી વજ્રહૃદયતાનો બરાબર સ્વાદ ચખાડત! તમે પહેલા નંબરના દગાબાજ છો! મારું શું કરી નાખશો? ન આવવું હોય તો ન આવશો. મારો પ્રાણ લેવા માગતા હો તો એ લઈને રાજી થાઓ. રોવડાવવાની ઇચ્છા હોય તો તેમ કરો. પણ હું શા માટે રોવું? મારી તો બલારાત રોવે છે! ત્યારે તમને એટલો પણ ખ્યાલ નથી રહેતો કે માત્ર બે કલાકની જ મુસાફરી છે, જરા એની ખબર તો કાઢી આવું, તો પછી મને વળી એવી તે શી પડી છે કે રોઈ રોઈને પ્રાણ ગુમાવું?

ક્રોધ તો એવો આવે છે કે પત્ર ફાડીને ફેંકી દઉં અને પછી ક્યારે ય તમારી જોડે બોલું નહિ! હાય! તમે મારી બધી ય અભિલાષાઓ ધૂળ ભેગી કરી દીધી છે. હોળી! હોળી! કોઈને મોંએથી એ શબ્દ નીકળતાં જ મારા દેહ પર ઊભાં થઈ જતાં, પરંતુ હાય! હોળી આવી ને ગઈ અને છતાં તમે ન આવ્યા. મારા નસીબમાં માત્ર નિરાશા જ લખાયેલી હતી. પહેલાં તો એ શબ્દ સાંભળતાં હૃદય આનંદથી ઊભરાઈ જતું, હવે હૃદય ફાટી જાય છે. હશે, જેવું મારું

કિસ્મત! ગામના નાગાભૂખ્યા લોકે જેમને માત્ર લંગોટી જ પહેરવા હોવા છતાં ફાગ ખેલે, આનંદ માણે, રંગરાગ ઊડાવે અને હું અભાગિની ખાટલા પર સફેદ સાડલો પહેરી આંખોમાંથી આંસુ ઢાળું! સોગંદ ખાઇને કહું છું કે જો એના પર એક પણ લાલ રંગનો ડાઘો પડયો હોય તો! સોગંદ છે કે જો મેં અબીલ અને ગુલાલને જરા પણ સ્પર્શ કર્યો હોય તો! મેં તો ખાસ અત્તર મિશ્રિત અબીલ, કેવડામિશ્રિત ગુલાલ, બનાવેલાં, પણ એ બધાં ય તમારી અવકૃપાનાં રુદન રોઈ રહ્યાં છે. માધવીએ જ્યારે ખૂબ હઠ કરી, ત્યારે કપાળે માત્ર એક લાલ ચાંલ્લો કરવા દીધો હતો. પરંતુ આજથી હવે આ દોષારોપણોનો અંત આવે છે. હવે જો પુનઃ ક્યારે ય દોષારોપણનો શબ્દ આ મુખેથી નીકળ્યો, તો હું પોતે જ મારી જીભ કાપી નાખીશ.”

પરમ દિવસે સંધ્યા સમયથી જ ગામમાં ધમાલ શરૂ થઇ હતી. નવયુવકોનું એક ટોળું ડફ લઇ, અશ્લીલ શબ્દો બોલતું, બારણે બારણે ફરવા લાગ્યું હતું. મને ખબર નહોતી કે આજે અહીં આટલી બધી ગાળો ખાવી પડશે. જાણે કે ફૂલ ગરતાં હોય એ પ્રમાણે તેમના મુખમાંથી લજ્જાહીન શબ્દો નીકળતા હતા. લજ્જા અને સંકોચનું તો ત્યાં નામનિશાન નહોતું. પિતા પુત્ર સન્મુખ અને પુત્ર પિતા સન્મુખ ગાળો બકતો હતો. પિતા છડેચોક પુત્રવધૂને કહેતો: “આજે તો હોળી છે!” પુત્રવધૂ ઘરમાં શીર નમાવી બધું સાંભળી લેતી અને આછું સ્મિત કરતી હસતી. આપણા પટવારી સાહેબ તો વળી બધાં ય કરતાં ચાર ચંદરવા ચડયા હતા. પોતે મદિરામાં મસ્ત, એક મેલી ટોપી પહેરી આ દળના આગેવાન બન્યા હતા. તેમની પોતાની વહુદીકરીઓ પણ તેમની આ અશ્લીલતાના વેગમાંથી બચી નહોતી. ગાળો ખાઓ અને હસો. જો મોં પર જરા પણ ખિન્નતા દેખાઈ, તો એના બાર જ વાગી ગયા સમજો! સાચી પ્રથા તો અદ્રશ્ય ગઇ છે.

લગભગ રાતના ત્રણ વાગે છેવટે આ દળ હોળીમાતા પાસે

પહોંચ્યું. છોકરાઓ અગ્નિક્રિડાદિમાં તત્પર હતા. હું પણ કેટલીક ઓઓ સાથે જોવા ગઈ હતી—તો એક બાજુ બધી ઓઓ એકત્ર થઇ હોળીનાં ગીત ગાતી હતી. પછી તો હોળીમાતા સળગાવવાનો સમય થયો. અગ્નિ લાગતાં જ ભડકો થયો અને પછી તો સારું ય ગગનમંડળ સ્વર્ણમય થઇ ગયું. દૂર દૂર સુધીનાં ઝાડ અને પાંદડાં પ્રકાશિત થઇ ગયાં. હવે આ અગ્નિરાશિની ચારે બાજુ લોકો 'હોળી-માતાની જય'ની બૂમો પાડતા દોડવા લાગ્યા. સૌના હાથમાં ઘઉં અને જવનાં ડૂંડાં હતાં, જેને તેઓ આ અગ્નિમાં ફેંકતા જતા હતા.

જ્યારે જ્વાળા બરાબર પ્રજ્વલિત થઇ, એટલે લોકો એક બાજુ એકત્ર થઇ 'કબીર' કહેવા લાગ્યા. છ કલાક પર્યંત આ સ્થિતિ ચાલુ રહી. લાકડાંમાંથી પટાક–પટાક અવાજો આવતા હતા. પશુ ભયનાં માર્યાં ખિલ્લે બંધાયેલાં ત્યાંથી ભયની ચીસો પાડતાં હતાં. તુલસીએ મને કહ્યું : "આ વખતે હોળીની શિખા વાંકી જાય છે. એ ચિહ્ન સારું નથી. જ્યારે શીખા સીધી જાય છે, ત્યારે બાર મહિના ગામમાં આનંદ પ્રવર્તી રહે છે, પરંતુ આ શિખા વાંકી જાય છે એ ઠીક ચિહ્ન નથી." પછી અગ્નિ કાંઇક શાંત પડવા લાગ્યો. તાપની પ્રખરતા કાંઇક મંદ પડી ગઈ, એટલે લોકો નજદીક જઇ ધ્યાનપૂર્વક જોવા લાગ્યા. જાણે તેઓ કાંઇક વસ્તુ શોધી રહ્યા હતા. તુલસીએ મને જણાવ્યું કે જ્યારે વસંતના દિવસોમાં હોળીનો ઢગલો શરૂ થાય છે, ત્યારે પહેલાં એક એરંડો દાટે છે. અને પછી તેના પર જ લાકડાં અને છાણાંનો ઢેર લગાવવામાં આવે છે. અત્યારે લોકો એ જ એરંડાના છોડને શોધી રહ્યા છે. જે માણસ સૌથી પ્રથમ તે શોધી કાઢી તેના પર કૂદકો મારી તેને લઇ લે, તેની ગણના વીર પુરુષમાં થાય છે. સૌથી પ્રથમ પટવારી સાહેબ આગળ વધ્યા, પણ દસ ડગલાં દૂરથી જ તાપ સહન ન કરી શકવાથી પાછા વળી ગયા. પછી રાધા હાથમાં એક નાનો દંડૂકો લઇ સાહસ અને દ્રઢતાપૂર્વક આગળ

આવ્યો અને આગમાં તેણે હાથ ઘાલ્યો કે પેલો છોડ તૂટીને આખો પડ્યો. લોકો એને લેવા માટે પડાપડી કરવા લાગ્યા અને એની રાખનો માથે ચાંલ્લો કરવા મંડી પડ્યા, કારણ કે એ શુભ ચિહ્ન મનાય છે.

અહીંથી નવરો થઇ પુરુષ વર્ગ દેવીના ચબૂતરા ભણી વળ્યો. પણ એમ રખે માનતા કે અહીં દેવીની પ્રતિષ્ઠા કરવામાં આવી હશે. આજે તો એને પણ ગાળો સાંભળવી ગમતી હોય છે. નાનાં મોટાં સૌ કોઈ એને ગાળો સંભળાવતાં હતાં. હજી થોડા દિવસો પૂર્વે એ જ માતાની ખૂબ ધામધૂમ સાથે પૂજા થઇ હતી. સાચી વાત તો એ છે કે આજકાલ ગામમાં ઇશ્વરને ગાળો દેવી એ પણ ક્ષમ્ય ગણાય છે. પછી માતા કે બહેનોની તો વાત જ ક્યાં કરવાની રહી !

પ્રભાત થતાં જ સસરાજીએ મહારાજને કહ્યું : “ આજે બશેર ભાંગ લાવી લસોટાવો. બે પ્રકારની જુદી જુદી બનાવજો. મીઠાવાળી અને ગળી ! ” મહારાજ નીકળ્યા અને કેટલાક માણસોને પકડી લાવ્યા. ભાંગ લસોટાવા લાગી. કેટલાંક કૂલડાં મંગાવી તેને ક્રમપૂર્વક ગોઠવવામાં આવ્યાં. બે મોટાં માટલાંઓમાં બન્ને જુદા જુદા પ્રકારની ભાંગ તૈયાર કરવામાં આવી. પછી તો શું કહેવું, ત્રણચાર કલાક ત્યાં ભાંગ પીનારાઓની ઠઠ જામી. લોકો ખૂબ વખાણ કરતા અને મહારાજને તે સાંભળીને પોરો ચડતો. પરિણામે જ્યાં કોઇએ વખાણ કર્યાં નહિ કે મહારાજ તેને બીજું કૂલડું ભરીને આપતા અને કહેતા : “ આ મીઠાવાળી છે. એનો પણ જરા સ્વાદ ચાખતા જાઓ. અરે યાર, પી જાઓને ! શું હોળી રોજ રોજ આવે છે કે તમને અમારા હાથની બનાવેલી ભાંગ વારંવાર પીવા મળવાની હતી ? ”જવાબમાં ખેડૂ એવી નજરથી મહારાજ તરફ જોઇ રહેતો કે જાણે તેને અમૃતનો પ્યાલો પીવા મળતો હતો અને પછી તો એકને બદલે ત્રણત્રણ કૂલડાં ઢીંચી જતો. પટવારીજીના જમાઈ મુન્શી જગદંબાપ્રસાદનું

શુભાગમન થયેલું છે. પોતે કચેરીમાં અરજીઓ લખવાનું કામ કરે છે. તેમને મહારાજે એટલી બધી ભાંગ પાઈ દીધી કે સાવ ભાન ભૂલી ગયા અને નાચવા ને કૂદવા મંડી પડયા. ગામ આખું એમની મશ્કરી કરતું હતું. એકાદ ખેડૂ આવતો અને તેમના તરફ જોઇ સ્મિત કરી કહેતો : "તમે અહીં છો, જાઓ ઘેર જઈ રસોઇ બનાવો, અમે જમવા આવીએ છીએ." એ સાંભળી ચારે બાજુ લોકો ખડખડાટ હસી પડતા. કાશી ભાંગમાં ચકચૂર બની કાંધે લાકડી મૂકી, આવીને એકઠા થયેલા લોકો પ્રતિ કૃત્રિમ ક્રોધ કરી ગરજવા લાગ્યો: "મહારાજ, આ સારૂં નથી થતું, તમે મારી નવી વહુની સાથે આમ છડેચોક મજા લૂંટો, એ ઠીક નથી થતું." અને એમ કહી એ જમાઈરાજને છાતી સરસા ચાંપવા મંડી પડયો હતો!

જમાઈરાજ, બિચારા બેઠા કદના માણસ, છટકવા ઘણા પેંતરા રચે, પણ એ નગારખાનામાં એમની તતૂડી કોણ સાંભળે! કોઇ એમને બચ્ચી કરતું, તો કોઇ એમને વ્હાલ કરતું! બપોર સુધી આ જ પ્રકારે એમની છેડછાડ ચાલી. તુલસી હજી બેઠી હતી. મેં તેને કહ્યું: "આજે તને મારે ત્યાં નોતરું છે. આજે આપણે સાથે બેસીને જમીશું." આવું સાંભળતાં જ રસોયણ બે થાળીઓ પીરસીને મૂકી ગઇ. તુલસી તે સમયે બારી આગળ ઊભી રહી બ્હાર જોઇ રહી હતી. મેં એનો હાથ પકડીને મારા તરફ ફેરવી અને જોયું તો એની બન્ને આંખોમાંથી મોતીના દાણા જેવાં આંસુ ટપકતાં હતાં. મેં એને ગળે વળગી પડી પૂછ્યું : "સખી, સાચું કહેજે, તું શા માટે રુવે છે? મારાથી કશો ભેદભાવ ન રાખોસ." એ સાંભળીને તો એ વધુ ડૂસકાં લેવા લાગી. જ્યારે મેં ખૂબ જ હઠ લીધી, ત્યારે તેણે શીર ઝુકાવીને જણાવ્યું : "બહેન! આજે સવાર-માં જ એ ઝડપાઇ ગયા! કોણ જાણે એમના પર શું ય વીતતું હશે!" એમ કહેતી એ ધ્રૂશકે ને ધ્રૂશકે રોવા મંડી. વાતચીતમાં જણાયું

કે રાધાના પિતાએ કાંઇક દેવું કર્યું હતું અને તે હજી સુધી ચૂકવાયું નહોતું. વાણિયાએ ધાર્યું કે આને પકડાવીશ તો મારા પૈસા વસૂલ થશે, એટલે રાધા તેનાથી છુપાતો ફરતો હતો. આજે એ લોકોને તક મળી ગઈ અને એ ઝડપાઇ ગયા. હાય! મૂળ દેવું તો વીસ રૂપિયા કરતાં અધિક ન હતું. જો મને પહેલેથી ખબર પડી હોત, તો આવા તહેવારના દિવસોમાં તેમના પર આફત આવવા ન દેત. મેં ચૂપચાપ મહારાજને બોલાવ્યો અને તેને વીસ રૂપિયા આપી રાધાને છોડાવી લાવવા મોકલ્યો.

તે સમયે આપણા ઘરના આંગણામાં શેત્રંજી પાથરી હતી. સસરાજી વચમાં ગાદી પર બેઠા હતા. ખેડૂતો ઘૂંટણ પર્યંતનાં ધોતિયાં પહેરી, કોઇ કૂડતાં પહેરી, તો કોઇ સાવ ઉઘાડા દેહે જ, કોઇ માથે ફેંટા બાંધી, તો કોઈ સાવ ઉઘાડા માથે જ અને મોં પર અબીલ લગાવી-કે જે એમના મુખ પર કોઇ ઓર જ છટા દાખવતું હતું-આવવા માંડયા. જે કોઈ આવતું તે સસરાજીના પગ સમક્ષ થોડું અબીલ મૂકતું. સસરાજી પણ પોતાની સમક્ષ પડેલી તાસકમાંથી થોડું અબીલ લઇ તેને માથે લગાવતા અને સ્મિત કરી કાંઇક હસવાની વાત કરતા. ખેડૂત પોતાની જાતને ધન્ય માનતો, તેમને સાદર પ્રણામ કરતો અને એવો તો પ્રસન્નચિત્ત બનીને ત્યાં બેસતો કે જાણે કોઇ રંકને રત્નનો ભંડાર મળી ગયો! મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે સસરાજી આ જડ જેવા ગામડીઆઓ સાથે બેસીને આ પ્રમાણે આનંદથી વાર્તાલાપ કરી શકવાની શક્તિ ધરાવતા હતા. એવામાં ત્યાં પેલો કાશી આવ્યો. તેના હાથમાં એક નાની વાડકી હતી. એમાં પણ અબીલ જ હતું. તેણે બીજા લોકોની જેમ સસરાજીના ચરણ સમક્ષ અબીલ ન મૂક્યું, પરંતુ તેણે તો અત્યંત ધૃષ્ટતાપૂર્વક મૂઠી ભરી અબીલ સસરાજીના મોંએ લગાવી દીધું. મને તે જોઇ ડર લાગ્યો કે ક્યાંક સસરાજી તેના પર ક્રોધે ન ભરાય! પણ એ તો ઊલટાના ખૂબ જ પ્રસન્ન થયા અને પોતે પણ અબીલનો

માત્ર ચાંલ્લો કરવાને બદલે તેના આખા મુખ પર અબીલ ચોપડી દીધું. તેના સાથી તેના પ્રતિ એવી દ્રષ્ટિથી જોઇ રહ્યા હતા કે નિસ્સંદેહ તું વીર છું અને તું જ અમારો નાયક બનવાને યોગ્ય છું. આ પ્રમાણે ત્યાં એકએક કરતાં લગભગ બસોઅઢીસો માણસો જમા થઇ ગયાં. અચાનક તેમણે પૂછ્યું : " આજે રાધા કેમ નથી દેખાતો, શું કારણ છે ? કોઈ જરા એને ઘેર જઇને તો તપાસ કરી આવો ! " મુન્શી જગદંબાપ્રસાદ પોતાની યોગ્યતા પ્રકાશિત કરવાનો આવો સરસ મોકો મળેલો જોઇ બોલી ઊઠયા : " હુજૂર, એને તો કલમ તેર મુજબ ગીરફ્તાર કરવામાં આવ્યો છે. " વારંટ રામદીન પાંડેએ કઢાવ્યું હતું. હરિચ્છાએ રામદીન પોતે ત્યાં જ બેઠો હતો. સસરાજીએ તેના પ્રતિ પરમ તિરસ્કારપૂર્ણ દ્રષ્ટિએ જોતાં કહ્યું : " કેમ પાંડેજી, આવા એક ગરીબ માણસને કેદખાનામાં પુરાવવાથી તમારું ઘર ભરાઈ જશે ? તમને જરા પણ શરમ ના આવી કે આજે હોળી જેવા તહેવારના દિવસે તમે તેને તેની સ્ત્રી અને બાળકોથી વિખૂટો પાડયો ? હું તો સાચું કહું છું કે જો હું રાધા હોઉં, તો બંદીગૃહમાંથી પાછો ફર્યા બાદ પહેલું કામ એ કરું કે મને ત્યાં મોકલનારને છ માસનો ખાટલો કરાવું. તમને જરા પણ લાજ નથી આવતી કે આવડા મોટા શાહુકાર થઈ એક વીસ રૂપરડી જેવી મામુલી રકમ માટે તમે એક ગરીબ માણસ પર આવો અત્યાચાર કર્યો ? એવો લોભ કરવા કરતાં તો ડૂબી મરવું વધારે બહેતર હતું ! " સસરાજીને સાચેજ ક્રોધ આવ્યો હતો. રામદીન એવો તો ઝંખવાણો પડી ગયો કે તે કાળો મેંશ જેવો બની ગયો, કાપો તો લોહી ન નીકળે. તેણે ચૂપચાપ ત્યાંથી ઊઠી કચેરી તરફ ચાલવા માંડયું. જો સસરાજીનો ભય ન હોત, તો તો પાંડેજીનાં હાડકાંપાંસળાં ત્યાં જ ખોખરાં થઇ ગયાં હોત !

એ પછી લોકોએ ગાવાનો પ્રારંભ કર્યો. સૌ કોઇ મદમાં ચકચૂર તો હતા જ, તેમાં સસરાજીના આવા ભાતૃભાવપૂર્ણ

સન્માનથી વધુ ઉત્સાહિત બની ગયા હતા. ખૂબ દિલ ખોલીને ગાવા લાગ્યા. ડફ તો એટલા જોરથી વાગતું હતું કે જાણે હમણા તૂટી જશે એમ હરઘડી લાગ્યા કરતું હતું. જગદંબાપ્રસાદે તો એવડો નશો કર્યો હતો. કાંઇક તો એમના મનમાં સ્વતઃ ઉમંગ ઉત્પન્ન થયો હતો અને કાંઈક લોકોએ તેમને ચડાવ્યા હતા. એ તો પછી બધાની વચ્ચે ઊભા થઇને નાચવા મંડયા—ખાત્રીપૂર્વક કહું છું કે એ નાચતા જ હતા! મેં કયારે ય અચકન, ટોપી, ધોતિયું અને મૂછોવાળા પુરુષને નાચતાં નહોતો જોયો. અડધા કલાક પર્યંત વાંદરાઓની જેમ તેમણે કૂદાકૂદ કર્યા કરી. પછી મસ્તીમાં ચકચૂર બની એ ભોંય પર બેહોશ થઇ ઢળી પડયા. એ પછી એક રબારી ઊઠયો. એક રબારણ પણ સ્ત્રીઓના ટોળામાંથી બહાર આવી અને બન્ને ખુલ્લામાં આવી નૃત્ય કરવા લાગ્યાં. બન્ને નવજુવાન અને સ્ફૂર્તિવાળાં હતાં. તેમની કમર અને પીઠની લચક વિલક્ષણ હતી. તેમના હાવભાવ, કમરની લચક, રોમે રોમનો ફરફરાટ, ગર્દનનો વળાંક, અને અંગમરોડ જોઈ આશ્ચર્ય ઉત્પન્ન થતું હતું. સુંદર નૃત્ય એ ખૂબ જ અભ્યાસ અને પરિશ્રમ પછી આવડે છે!

હજી તો અહીં નાચ ચાલતો હતો કે સામેથી ઘણા માણસો ખાં ધેલાંબી લાંબી લાઠીઓ લઇને આવતા દેખાયા. તેમની પાસે પણ એક ડફ હતું. કેટલાંક મનુષ્યો પાસે મંજીરા અને ઝાંઝ પણ હતા. એ ગાતાવગાડતા આવતા હતા અને આવીને આપણા બારણા આગળ રોકાયા. અકસ્માત ત્રણચાર માણસોએ એકત્ર થઇ એવા તો આકાશભેદી શબ્દોમાં "અરરરરર...કબીર..."નો ધ્વનિ કાઢયો કે ઘર આખું કંપી ઊઠયું. સસરાજી બહાર નીકળ્યા. આ લોકો પેલા એ જ ગામના વતની હતા કે જ્યાં દિવસે સામાસામી લાઠીઓ ઊછળી હતી. સસરાજીને જોતાં જ કેટલાંક માણસો તેમના મુખ પર અબીલ ફેંકવા મંડી પડયા. સસરાજીએ પણ તેમનું તેવી જ રીતે સ્વાગત કર્યું. પછી એ બધા નીચે બેઠા. ઇલાયચી અને પાનથી

તેમનો સત્કાર કરવામાં આવ્યો. પછી ગાવાનો પ્રારંભ થયો. આપણા ગામના માણસોએ પણ તેમના પર અબીલ નાંખ્યો અને નંખાવ્યો. જ્યારે એ લોકો જવા ઊભા થયા, ત્યારે નીચેની હોરી ગાવામાં આવી.
'સદા આનંદ રહે એહિ દ્વારે, મોહન ખેલે હોરી !'

કેટલું સોહામણું ગીત છે? મને તો એમાં રસ અને ભાવ ભારોભાર ભરેલાં દેખાય છે! હોળીના ભાવ કેવા સાધારણ અને સંક્ષિપ્ત શબ્દોમાં ભરી દેવામાં આવ્યા છે? હું વારંવાર એ ગીત ગાઉં છું અને આનંદ લૂટું છું. હોળીનો તહેવાર પરસ્પર પ્રેમ તથા મેળ વધારવા માટે છે. સંભવ નહોતો કે એ જ લોકો કે જેમણે થોડા દિવસ પૂર્વે લાઠીઓથી સામનો કર્યો હતો, તેઓ બેધડક આ ગામમાં ચાલ્યા આવે! પણ આ તો હોળીના દિવસો હતા. આજે કોઇને ય કોઇની સાથે દ્વેષ નથી. આજે તો સર્વત્ર પ્રેમ અને આનંદનું સામ્રાજ્ય પ્રસરેલું છે. આજે તો જો કોઈ દુ:ખી હોય તો માત્ર પરદેશ વસતા બાલમની પ્રિયતમા! રોતી હશે તો જુવાન વિધવા! એ સિવાય સૌ કોઈ માટે આજે આનંદનો દિવસ છે!

સંધ્યા સમયે ગામની બધી ય સ્ત્રીઓ આપણે ત્યાં હોળી ખેલવા આવી. માતાજીએ એમને ખૂબ આદરપૂર્વક બેસાડી. રંગ છાંટ્યો, પાન ખવડાવ્યાં. હું તો ભયની મારી બહાર જ ન નીકળી, એટલે હું તો બચી ગઇ. પણ ત્યાં મેં જોયું તો માધવી બપોરની ગાયબ થઈ ગઈ હતી. મેં માન્યું હતું કે કદાચ ગામમાં હોળી ખેલવા ગઇ હશે. પરંતુ આ સ્ત્રીઓ ભેગી એ ન હતી. તુલસી હજી ચૂપચાપ બારી બહાર તાકતી બેઠી હતી. દીવાબત્તી વેળા થઈ તે વખતે તે એકદમ ઓચિંતી ઊભી થઇ, મારે પગે પડી અને ધ્રૂસકે ને ધ્રૂસકે રોવા માંડી. મેં બારીમાંથી બહાર નજર કરીને જોયું તો સૌથી મોખરે મહારાજ, પાછળ રાધા અને સૌથી પાછળ રામદીન પાંડે એમ એ બધા આવતા હતા. ગામના બીજા પણ અનેક માણસો

એમની સાથે હતા. રાધાનું વદન કરમાયેલું હતું. સસરાજીએ જેવું સાંભળ્યું કે રાધા આવ્યો, કે એકદમ બહાર દોડયા અને તેને ગળે વળગી પડયા. જાણે પોતાના પેટના દીકરાને વહાલ કરતા હતા! રાધા છૂટે મોંએ રોતો હતો. તુલસીથી પણ ન રહેવાયું. એ પણ નીચે આવી અને સસરાજીને પગે પડી. સસરાજીએ તેને પણ પ્રેમપૂર્વક ઊભી કરી. મારી આંખોમાંથી પણ એ સમયે આંસુ વહેવા લાગ્યાં. ગામના ઘણા માણસો એ વખતે રોતા હતા. ખૂબ જ કરુણ એ દ્રશ્ય હતું. સસરાજી નેત્રોમાં મેં ક્યારે ય આંસુ જોયાં નથી. મેં તે વખતે જોયાં. રામદીન પાંડે મસ્તક નમાવી એવી રીતે ઊભો હતો કે જાણે તેણે ગોહત્યા કરી ન હોય! તેણે કહ્યું: "મારા પૈસા તો મને પહોંચી ગયા, પરંતુ મારી ઇચ્છા છે કે એ વડે હું તુલસીને એક ગાય લઇ દઉં!"

રાધા અને તુલસી બન્ને પોતાને ઘેર ગયાં, પરંતુ થોડીવારમાં જ તુલસી માધવીનો હાથ પકડી મારા ઘરમાં આવીને બોલી: "આમને પૂછો કે અત્યારપર્યંત કયાં હતાં?"

મેં પૂછયું: "કયાં હતી? બપોરની ગેબ થઇ ગઇ હતી?"

માધવી: "બીજે કયાં વળી? અહીં જ તો હતી."

મેં: "અહીં વળી કયાં હતી? મેં તો તને બપોરની જોઇ નથી. સાચું કહીશ તો હું ગુસ્સે નહિ થઉં."

માધવી: "તુલસીને ઘેર તો ગઈ હતી."

મેં: "તુલસી તો અહીં બેઠી હતી. ત્યાં એકલી જઇને તું શું ઊંઘતી હતી?,'

તુલસી (હસીને): "ઊંઘતાં નહોતાં, જાગતાં હતાં! ભોજન બનાવ્યું, વાસણ માંજ્યાં!"

માધવી: "હા, હું જ વાસણ માંજવાની હતી, તમારી ચાકરડી ખરીને!"

પછી માલુમ પડયું કે જેવો મેં મહારાજને રાધાને છોડાવી લાવવા માટે મોકલ્યો કે તેવી જ માધવી તુલસીને ત્યાં ભોજન બનાવવા માટે સરકી ગઇ હતી. આપણે ત્યાંથી જ તે લોટ, ઘી, ખાંડ બધું લઈ ગઇ હતી. ચૂલો સળગાવ્યો અને પૂરી, કચોરી, શીરો બધું તેણે બનાવી નાખ્યું હતું. તેણે માન્યું હતું કે આ બધું બનાવીને કોઇને ય ખબર પડે તે પહેલાં પોતે પાછી ચાલી આવશે. પછી જ્યારે રાધા અને તુલસી આવશે ત્યારે બન્ને આશ્ચર્ય પામશે, કે આ બધું કોણ કરી ગયું ! પણ કાંઈક વિલંબ અધિક થઇ ગયો અને ગુનેગાર પકડાઈ ગયો ! જોયુંને, કેવી સુશીલ બાળા છે !

હવે વિદાય લઉં છું. અપરાધની ક્ષમા આપશો. તમારી દાસી છું. જેવી રીતે રાખશો તેવી રીતે રહીશ. સાથે અબીલ અને ગુલાલ મોકલું છું. એ તમારી દાસી તરફથી ઉપહાર છે. તમને મારા સોગંદ છે કે મિથ્યા સભ્યતાના ઉમંગમાં આવી એ ફેંકી ન દેશો, નહિ તો મારા દિલને ખૂબ દુઃખ થશે.

તમારી વિરજન

(૫)

" સ્વામીનાથ !

તમારા પત્રે તો મને ખૂબ રોવડાવી. હવે તો સહ્યું નથી જતું. મને બોલાવી લ્યો. એકવાર તમને નજરે જોઇને તરત જ પાછી ચાલી આવીશ. સાચું કહેજો કે જો હું ત્યાં આવું તો તમે મારી મશ્કરી તો નહિ કરોને ? કોણ જાણે તમે મનમાં શું ય ધારી બેસશો ? પણ મારે આવવું શી રીતે ? તમે સસરાજીને લખો, તો વળી આવવાનું બને ! પણ એ કહેશે કે લ્યો, દિકરાને આ વળી નવી ધૂન લાગી !

કાલે હું સૂતી હતી, સવાર પડી ચૂકી હતી, શીતળ મંદ પવન વાતો હતો કે એવામાં ઓઓના ગાવાનો અવાજ કાને પડયો.

એ બધી સ્ત્રીઓ ખેતરોમાં અનાજ વાઢવા જતી હતી. બારી ખોલી જોયું તો દસદસ બારબાર સ્ત્રીઓ ટોળે વળીને જતી હતી. બધીયના હાથમાં દાતરડાં, ખભે ભારા બાંધવા માટે દોરડાં અને માથે શેકેલા મટરની પોટકીઓ હતી. એ બધી અત્યારે જાય છે, તે બપોરના બાર વાગે પાછી ફરશે. અંદર અંદર ગાતી, એક બીજાની ઠઠ્ઠા-મશ્કરી કરતી એ સૌ જતી હતી.

બપોર સુધી તો સારું રહ્યું. પછી અચાનક આકાશમાં વાદળાં ઘેરાઇ આવ્યાં. આંધી ચડી અને કરા પડવા લાગ્યા. આવડા મોટા કરા પડતા મેં ક્યારે ય જોયા નહોતા. બટાકા કરતાં પણ કદમાંએ મોટા હતા અને એવા તો વેગથી એ પડતા હતા કે જાણે બંદૂકમાંથી ગોળીઓ વછૂટી. ક્ષણવારમાં તો પૃથ્વી પર એક એક ફુટના એના થર જામી ગયા. ચારે બાજુ ખેડૂતો નાસાનાસ કરવા લાગ્યા. ગાયો, બકરીઓ, ઘેટાં, સૌ બૂમબરાડા પાડતાં વૃક્ષોની છાયા શોધતાં હતાં, મને બીક લાગી કે બિચારી તુલસીની શી સ્થિતિ થઈ હશે! દૂર નજર કરી તો રાધા, તુલસી અને તેમની ગાય ખુલ્લા મેદાનમાં ઊભાં હતાં. ત્રણે પર કરાનો માર પડતો હતો. તુલસીને માથે એક નાની ટોપલી હતી અને રાધાને માથે એક મોટો ભારો હતો. એમની એવી સ્થતિ જોઇ મારી આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. અકસ્માત પવનના એક જોરદાર ઝપાટાએ રાધાના માથા પરથી ભારાને નીચે નાખી દીધો. ભારો પડતાં જ તુલસીએ પોતાના માથા પરની ટોપલી રાધાને માથે મૂકી દીધી. પરિણામે કોણ જાણે તુલસીના માથા પર કરાનો કેટલો ય માર પડ્યો હશે. તે વારંવાર કરાના મારમાંથી બચવા ઘડીકમાં હાથ માથા પર ધરતી, તો ઘડીકમાં પીઠ પર ધરતી હતી અને છેવટે તેણે ભારો ઊંચકીને પોતાને માથે લઇ લીધો. કેવો વિશુદ્ધ પ્રેમ એમની વચ્ચે હતો!

અનર્થકારી દુર્દૈવે સારો ખેલ બગાડી નાંખ્યો. સવારમાં સ્ત્રીઓ ગાતી ગાતી અને આનંદ કરતી જતી હતી. સાંજે ઘેર ઘેર

શોક છવાઇ ગયો હતો. કેટલાયના માથાં લોહીલુહાણ થઈ ગયાં હતાં. કેટલાય હળદરમીઠું ચોપડી રહ્યા છે. ખેતીનું તો સત્યાનાશ વળી ગયું. અનાજ બધું નાશ પામ્યું. તાવ પણ સારા પ્રમાણમાં ભિલટયો છે. ગામ આખું હૉસ્પિતાલ બની ગયું છે. કાશીની ભવિષ્યવાણી સાચી પડી છે. હોળીની જ્વાળાનું રહસ્ય હવે સમજાયું. ખેતીની આવી દશા હોવા છતાં મહેસૂલ તો પૂરી તકેદારીથી વસૂલ કરવામાં આવે છે. સાચે જ ગામ આખા પર વિપત્તિનાં વાદળાં ફેલાઇ ગયાં છે. મારપીટ, ગાળો, અપશબ્દો એ બધાં ય સાધનોનો ઉપયોગ થઇ રહ્યો છે. ગરીબો પર જ આવો દૈવી કોપ?

તમારી વિરજન.

## ( ૬ )

"મારા પ્રાણાધિક પ્રિયતમ! મઝગાંવ.

પુરા પંદર દિવસ બાદ તમે તમારી વિરજનની ભાળ લીધી. પત્ર વારંવાર વાંચ્યો. તમારો દરેક પત્ર મને રોવડાવ્યા વિના નથી રહેતો. આમે હું ખૂબ જ રોયા કરું છું. તમને કેટલી કેટલી વાતો જણાવું? મારું હૃદય એવું તો નિર્બળ છે કે જ્યારે એ બાબતો તરફ મારું ધ્યાન જાય છે, ત્યારે મારી દશા વિચિત્ર થઇ જાય છે. શરીરમાં જાણે તાવ લાગવા માંડે છે. એક અત્યંત વ્યગ્ર કરી દેતી, અત્યંત મધુર, ખૂબ જ રોવડાવનારી અને ઘણી જ દુરાશાપૂર્ણ વેદના ઉત્પન્ન થાય છે. જાણું છું કે તમે આવવાના નથી, આવશો પણ નહિ, છતાં વારંવાર બારણે જઇને જોયા કરું છું કે તમે આવી તો નથી ગયાને!

કાલે સાંજે અહીં એક ખૂબ જ ચિત્તાકર્ષક પ્રહસન જોવામાં આવ્યું. એ ધોબીઓનું નૃત્ય હતું. પંદરવીસ માણસોનું એક ટોળું હતું. તેમાં એક નવયુવક શ્વેત પેશવાજ પહેરી, કમરે અસંખ્ય ઘંટડીઓ બાંધી, પગમાં ઘૂઘરા બાંધી, માથે લાલ રંગની ટોપી

પહેરી નૃત્ય કરતો હતો. એના નૃત્યની સાથે જ મૃદંગ પણ વાગ
હતું. પછીથી ખબર પડી કે એ લોકો હોળીની શીખ માગવ
આવ્યા હતા. એ લોકો બધેયથી શીખ ઊઘરાવે છે. આપણે ટ
કાંઈ કામકાજ હોય ત્યારે તેમને શીખ આપવાની અને એમ
પોતાને ત્યાં કાંઈ કામકાજ હોય ત્યારે પણ તેમને ઇનામ આપવા
એ લોકો નાચતાં નાચતાં ગીત નથી ગાતા. એમનું ગીત એમન
કવિતા છે. પેશવાજ પહેરેલો માણસ મૃદંગ પર હાથ રાખી એ
કડી ઉપાડે છે. સામેથી બીજો માણસ આવી તેનો જવાબ વા
છે. અને બન્ને એ કડીઓ ત્યાં જ રચતા હોય છે. એ જાતિ
કવિત્વશક્તિ અધિક પ્રમાણમાં જોવામાં આવે છે. એ કડીર
જો આપણે બરાબર ધ્યાનપૂર્વક સાંભળીએ તો એમાં ઉત્તમ પ્રકાર
કાવ્યના ભાવો જોવામાં આવે છે. પેશવાજ પહેરેલા નવયુવકે
પહેલી કડી ઉપાડી તેનો ભાવાર્થ એવો હતો કે ' હે ધોબીના બાળ
તું કોના દ્વાર પર આવીને ઊભો છું ? ' બીજાએ જવાબ દીધો
' હવે ન તો અકબર બાદશાહ હતા કે ન તો રાજા ભોજ હતો. હ
તો આપણા જે માલિક હોય તેની પાસેથી જ શીખ માગો. ' ત્રી
કડીનો અર્થ એવો થતો હતો કે ' હવે યાચકોની પ્રતિષ્ઠા ઘટતી જત
હતી, માટે કાંઈ પણ માગશો નહિ, માત્ર ગાઇબજાવી ચાલ
માંડો, આપનાર તો વિના માગે જ આપી દેશે ! ' આમ આ લો
કલાકેક પર્યંત આ પ્રમાણે દુહા બોલતા રહ્યા. તમે તો હાજ
નહોતા, એટલે તમને પૂરતો ખ્યાલ નહિ આવે. પરંતુ એ લોકો
રીતે એ કડીઓ બોલતા જતા હતા, તે જોઇ સૌ કોઇ આશ્ચર્ય
મુગ્ધ થઇ જતું હતું. કદાચ આટલી સુગમતાથી તો એ લો
સામાન્ય વાતચીત પણ નહિ કરી શકતા હોય. એ જાતિ ખૂબ
દારૂ પીનારી છે. દારૂ તો પાણીની જેમ ઢીંચે છે. લગ્નમાં દા
પંચાયતમાં દારૂ, દિકરીની વિદાયગીરી વખતે દારૂ, પાઠપૂજા
દારૂ અને શીખ માગશે તો પણ દારૂ પીવા માટે. ધોલાઇ માગ

તો પણ એમ કહીને આજે પીવા માટે પૈસો પણ નથી. વિદાય લેતી વખતે બચુ ધોબી જે કંઈ બોલ્યો હતો, તે કાવ્યાલંકારથી ભરપૂર હતી.

"તમારો પરિવાર એ પ્રમાણે વધે કે જાણે ગંગાજીનું જળ. દિકરા એવા ફૂલેફાલે કે જાણે આંબાના મૉર! માલિકણનું સૌભાગ્ય સદા એવું બન્યું રહે કે જાણે કૂવાકાંઠાની હરિયાળી!" કેવી સુંદર અને અનોખી કવિતા છે!

તમારી વિરજન.

(૭)

"જીવનાધાર!

એક સપ્તાહ પર્યંત ચૂપકીદી ધારણ કરવા માટે તમારી ક્ષમા વાંછું છું. મને આ અઠવાડિયે જરા પણ ફુરસદ નહોતી મળી. માધવી બીમાર પડી હતી. પહેલાં તો એને કવીનાઇનનાં પડીકાં આપ્યાં કર્યાં, પરંતુ જ્યારે એનાથી કાંઈ ફાયદો થતો ન દેખાયો અને એની દશા દિનપ્રતિદિન વધુ ખરાબ થતી ચાલી, એટલે દિહલુરાય વૈદ્યને બોલાવ્યા. વૈદ્યરાજ લગભગ પચાસ વર્ષની ઉમ્મરના હતા. પગ ઉઘાડા, માથે ફાળિયું બાંધી, ખભે એક ઉપરણું નાખી, હાથમાં મોટો સોટો લઈ બારણે આવીને બેઠા. ઘેર પુષ્કળ જમીન છે, છતાં કોઈએ કયારેય તેમના શરીર પર સારી ચાદર જોઈ નથી. તેમને એટલો અવકાશ જ કયાં હતો કે એ પોતાના શરીરપાલન તરફ ધ્યાન આપે! આ બાજુ આઠદસ ગાઉ ફરતામાં લોકોને તેમના પર ખૂબ વિશ્વાસ છે. એ લોકો કોઈ હકીમ કે ડૉકટરને ઓળખતા જ નથી. એમના તો હકીમ ગણો કે ડૉકટર તે આ દિહલુરાય જ છે. સંદેશો પહોંચતાં જ આવી પહોંચ્યા. ડૉકટરોની જેમ આવવા માટે તેમણે ગાડી નહોતી માંગી. એમને તો પાછી ગાડી પણ ઝડપવાળી જોઈએ કે જેથી એમનો સમય નષ્ટ ન થાય.

અને ઘેર આવીને પણ એવી રીતે વર્તવાના કે જાણે કોઈ સાથે બોલતાં અભડાઈ જતા ન હોય! રોગીને જોવા જતાં ઓરડાથી એવા તો દૂર ને દૂર રહેશે કે જાણે ત્યાં બધે ઝેરી હવા ન ભરાઇ ગઈ હોય! રોગપરીક્ષા અને ઔષધનો ઉપચાર માત્ર બે જ મિનિટમાં સમાપ્ત! દિલ્હુરાય ડૉક્ટર નથી, પરંતુ તેમની દ્વારા જેમને ફાયદો થયો છે તેમની સંખ્યા કાંઇ નાનીસૂની નથી. એ સહાનુભૂતિની તો જીવંત મૂર્તિ છે. તેમને જોતાં જ રોગીનો અડધો રોગ તો દૂર થઈ જાય છે. એમનાં ઔષધો એવાં તો સુગમ અને સામાન્ય પ્રકારનાં હોય છે કે વગર પૈસે તે મળી શકે છે. ત્રણ જ દિવસમાં માધવી હરતીફરતી થઇ ગઈ. વસ્તુતઃ ઉત્તમ વૈદ્યના ઔષધમાં ચમત્કાર હોય છે.

આ દિવસોમાં મુગલિયાઓ ખૂબ ધાંધલ મચાવી મૂકે છે. એ લોકો શિયાળામાં કપડાં ઉધાર આપી જાય છે અને ચૈત્ર માસમાં તેનાં નાણાં વસૂલ કરવા આવે છે. એ સમયે તે કોઇ પણ બહાનું કબૂલ નથી કરતા. ગાળગલોચ, મારપીટ બધા ઉપાયો અજમાવે છે. આ વખતે પણ એમણે બેત્રણ માણસોને ખૂબ જ માર્યા. રાધાએ પણ કાંઇક કપડાં તેમની પાસેથી લીધાં હતાં. એને ઘેર જઇને એ બધા ગાળાગાળી કરવા મંડી પડયા. તુલસીએ અંદરથી બારણાં બંધ કરી દીધાં, એટલે એ લોકો બહારથી તેની ગાયને છોડીને ખેંચી લઈ ચાલ્યા. એટલામાં રાધા દૂરથી આવતો દેખાયો, આવતાં જ લાઠીનો એક ઘા તો એવો કર્યો કે એક મુગલિયાનો હાથ ઊતરી ગયો. એટલે એ બધા ખિજાયા. રાધા પણ મરણિયો થઇ ગયો. બીજા ત્રણ દુષ્ટોને તેણે ઘરાશયી કરી દીધા, એટલામાં કાશીએ આવી એક મુગલિયાની ખબર લઇ નાખી. દિલ્હુરાયને આ મુગલિયાઓ પ્રત્યે ખૂબ ચિડ છે. એ તો સાભિમાન કહેતા ફરે છે કે મેં આટલાના પૈસા ઘાલ્યા, અને માર તો એટલાને ખવડાવ્યો કે તેનો કાંઇ હિસાબ જ નથી. આ કોલાહલ તેમને કાને પહોંચતા એ

પણ ત્યાં પહોંચી ગયા. પછી તો સેંકડો માણસો લાઠીઓ લઇને ત્યાં એકત્ર થઇ ગયા. એ બધાએ મળી મુગલિયાઓની બરાબર સેવાચાકરી કરી. આશા છે કે હવે પછી આ બાજુ આવવાનું એ લોકો નામ નહિ લે.

હવે તો મે મહિનો પણ પૂરો થઇ ગયો. શું હજી સુધી ઉનાળાની રજાઓ નથી પડી? રાતદહાડો તમારા આગમનની પ્રતિક્ષા કર્યા કરું છું. શહેરમાં હવે રોગનો ઉપદ્રવ ઓછો થઇ ગયો છે. અમે બધાં હવે ટૂંક સમયમાં જ ત્યાં શહેરમાં પાછાં ફરીશું. અફસોસ! તમે આ ગામડાગામની મજા માણી નહિ શકો!

તમારી વિરજન.

✶

## પ્રકરણ ૧૮ મું: પ્રતાપચંદ્ર અને કમળાચરણ

✶

પ્રતાપચંદ્રને પ્રયાગની કોલેજમાં અભ્યાસ કરતાં ત્રણ વર્ષ થઇ ચૂક્યાં હતાં. એટલા સમયમાં તેણે પોતાના સહપાઠીઓ અને ગુરુજનોની દ્રષ્ટિમાં ખાસ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. કોલેજજીવનનું એવું એક પણ અંગ નહોતું કે જ્યાં તેની પ્રતિભા પ્રદર્શિત થઈ ન હોય. અધ્યાપકો તેને માટે અભિમાન લેતા અને વિદ્યાર્થીઓ તેને પોતાનો નેતા ગણતા. જે પ્રકારે ક્રિડાક્ષેત્રમાં તેનો હસ્તલાઘવ પ્રસંશનીય હતો, તે જ પ્રમાણે વ્યાખ્યાનભવનમાં તેની યોગ્યતા અને સુક્ષ્મદર્શિતા પ્રમાણિત હતાં. કોલેજના આશરા હેઠળ એક મિત્રસભા સ્થાપવામાં આવી હતી. નગરના સામાન્ય નાગરિકો, કોલેજના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ સૌ કોઇ તેના સભાસદ હતા. પ્રતાપ એ સભાનો ઉજ્જવળ ચંદ્ર હતો. અહીં દેશને લગતી તથા સામાજિક બાબતો પર ચર્ચાઓ થતી. પ્રતાપની વાણી એટલી તો ઓજ-

સ્વિની અને તર્કપૂર્ણ હતી કે અધ્યાપકોને પણ તેના વિચારો અને વિષવાયાન્વેષણ માટે આશ્ચર્ય થતું. તેનું વક્તૃત્વ અને તેની લેખિની બન્ને પ્રભાવપૂર્ણ હતાં. જે સમયે તે પોતાનો રોજિંદો પોષાક પહેરી રંગમંચ પર આવતો ત્યારે સભાજનોની દૃષ્ટિ તેના પર સ્થિર થઇ જતી અને તેમના ચિત્તમાં ઉત્સુકતા અને ઉત્સાહના તરંગો ઊઠવા લાગતા. તેનું વાક્ચાતુર્ય, તેના સંકેત, તેનું મૃદુલ ઉચ્ચારણ તેનાં અંગોપાંગની ગતિ એ બધું ય એવું તો પ્રભાવપૂરિત હતું કે જાણે સ્વયં શારદા તેને સહાય કરતી હતી. જ્યાં સુધી તે રંગમંચ પર રહેતો, તેટલો સમય સભાજનો પર એક પ્રકારની મોહિની ફેલાઈ રહેતી. તેનું એકએક વાક્ય હૃદય સોંસરું નીકળી જતું અને મુખમાંથી સહસા 'વાહ–વાહ'ના શબ્દો નીકળી પડતા. આને લઈને જ તેનું વક્તૃત્વ પ્રાયઃ છેલ્લું જ રાખવામાં આવતું, કારણકે બહુધા શ્રોતાજનો તેની વાક્પતીક્ષ્ણતાના આસ્વાદન માટે જ આવતા હતા. તેના શબ્દો અને ઉચ્ચારણોમાં સ્વાભાવિક પ્રભાવ હતો. સાહિત્ય અને ઇતિહાસ તેના અન્વેષણ અને અભ્યાસના ખાસ વિષયો હતા. જાતિઓની ઉન્નતિ તથા અવનતિ તથા તેનાં કારણો અને ગતિ પર એ પ્રાયઃ વિચારો ર્યાં કરતો. અત્યારે તેના આ પરિશ્રમ અને ઉદ્યોગના પ્રેરક તથા વર્ધક, ખાસ કરીને શ્રોતાઓનો સાધુવાદ જ હતો અને તેને જ તે પોતાના કઠિન પરિશ્રમના પુરસ્કારરૂપે ગણતો હતો. હા, તેના ઉત્સાહની આ ગતિ જોઇને એમ અનુમાન કરી શકાતું કે આ ભવિષ્યનો વિરપુરુષ આગળ જતાં કેવાં ફળફૂલ લાવશે અને કેવાં રંગરૂપ ધારણ કરશે! અત્યાર પર્યંત તેણે એક ક્ષણ માટે પણ એવો ખ્યાલ નહોતો કર્યો કે મારા આગામી જીવનનું સ્વરૂપ કેવું હશે. ક્યારેક તો એ વિચાર કરતો કે અધ્યાપક બનીશ અને પુષ્કળ પુસ્તકો લખીશ. તો વળી ક્યારેક વકીલ બનવાનો વિચાર કરતો. ક્યારેક વળી એમ વિચાર કરતો કે જો છાત્રવૃત્તિ મળી તો સીવીલ સર્વીસ માટે મહેનત કરીશ. પણ કોઇ એક પર મન સ્થિર રહેતું નહિ.

પરંતુ પ્રતાપચંદ્ર એવા વિદ્યાર્થીઓમાં ન હતો કે જેઓની બધી ય મહેનત માત્ર વક્તૃતા અને પુસ્તકોમાં જ સમાઇ જતી હતી. તેના સમય અને યોગ્યતાનો એક નાનો ભાગ જનતાના લાભાર્થે પણ વપરાતો હતો. તેને જન્મથી જ ઉદાર અને દયાળુ હૃદય મળ્યું હતું અને સૌ કોઈમાં ભળી જવાની અને કામ કરવાની યોગ્યતા તેને તેના પિતા તરફથી મળી હતી. એ કાર્યોમાં સદુત્સાહ પૂર્ણ રીતે પ્રમાણિત થતો હતો. મોટે ભાગે સાંજની વેળાએ એ કીડગંજ તથા કટરાની દુર્ગંધપૂર્ણ ગલીઓમાં ફરતો દેખાતો—અહીં ખાસ કરીને હલકા વર્ણની વસ્તી વધુ હતી. જે લોકોના પડછાયા માત્રથી ઉચ્ચવર્ણનો હિંદુ નાસતો ફરતો, એની જોડે પ્રતાપ તેના ભાગલાતૂટલા ખાટલા પર બેસી કલાકો પર્યંત વાતો કરતો અને એને લઇને જ એ મહોલ્લાઓના માણસો તેની પાછળ પોતાના પ્રાણ ન્યોછાવર કરવા પણ તૈયાર હતા. પ્રમાદ અને શારીરિક સુખપ્રલોભન એ બે અવ-ગુણો તો પ્રતાપચંદ્રમાં નામમાત્રમાં પણ ન હતા. કોઇપણ અનાથને જોતાં તેને સહાયતા આપવા એ તત્પર થઇ જતો, કેટલી ય રાત્રિઓ તેણે ગંદી ઝૂંપડીઓમાં દરદીઓના માથા આગળ ઊભા રહીને વીતાવી હતી. આ કાર્ય માટે તેણે એક સભાની પણ સ્થાપના કરી હતી અને માત્ર અઢી વર્ષ જેટલી મુદતમાં એ સભાએ એટલી તો લોકપ્રિયતા મેળવી હતી કે પ્રયાગવાસીઓને મન તે પોતાની જ સંસ્થા થઈ પડી હતી.

કમળાચરણ પ્રયાગ આવ્યો, ત્યારે પ્રતાપચંદ્રે તેનું ખૂબ સ્વાગત કર્યું. સમયના વહન સાથે તેના દિલમાંથી દ્વેષની જ્વાળા શાંત પડી ગઇ હતી. જે વખતે એ વિરજનની બીમારીના સમાચાર મળતાં જ બનારસ પહોંચ્યો હતો અને તેના આગમન બાદ વિરજનની દશા સુધરવા માંડી હતી, તે સમયથી જ પ્રતાપચંદ્રને ખાત્રી થઇ ગઇ હતી કે કમળાચરણ વિરજનના હૃદયમાં સ્થાન પામવામાં નિષ્ફળ નીવડયો હતો અને પોતાનું સ્થાન ત્યાં સુરક્ષિત હતું. આ વસ્તુ-

સ્થિતિ તેના દ્વેષાગ્નિને શાંત પાડવા માટે પૂરતી હતી. એ સિવાય તેને એક એવો વિચાર પણ વારંવાર ઉદ્વિગ્ન કર્યા કરતો કે સુશીલાનો ઘાતક હું જ છું. મારી જ કઠોર વાણીએ તેનો અંત આણ્યો અને તે જ સમયથી જ્યારે કે સુશીલાએ મરતી વેળાએ આંખમાં આંસુ સાથે પ્રતાપચંદ્ર સમક્ષ પોતાના અપરાધોની ક્ષમા માગી હતી, પ્રતાપે મનમાં નિશ્ચય કરી લીધો હતો કે અવસર મળશે તો જરૂર પોતે આ પાપનું પ્રાયશ્ચિત કરશે. કમળાચરણના આદરસત્કાર તથા શિક્ષાસુધારના કાર્યમાં તેને કાંઈક અંશે આ પ્રાયશ્ચિત પૂર્ણ કરવાનો અવસર મળ્યો હતો અને તેની સાથે પોતાના સગા નાનાભાઈ જેવો વર્તાવ રાખતો હતો. પોતાના સમયનો કેટલોક ભાગ તેને સહાય કરવામાં તે વ્યતિત કરતો અને સુગમતાથી શિક્ષક તરીકેના કર્તવ્યનું પાલન કરતો કે જે શિક્ષણ એક રસિક કથાનું રૂપ ધારણ કરી લેતી.

પરંતુ પ્રતાપચંદ્રના આટલા બધા પ્રયત્નો હોવા છતાં કમળાચરણનો જીવ અહીં ખૂબ ગભરાતો. આખા ય છાત્રાલયમાં તેના સ્વાભાવાનુકૂળ એક પણ માણસ ન હતો કે જેની સમક્ષ તે પોતાનું હૃદય ખોલે. તે પ્રતાપ સાથે નિસ્સંકોચ રહેતો હોવા છતાં પોતાના અંતરની ઘણી વાતો તેનાથી છુપાવતો. જ્યારે એ એકલતાથી ગભરાતો ત્યારે તે વિરજનને માથે દોષનો ટોપલો ઢોળતો કે મારી આ બધી આપત્તિઓનું કારણ એ જ હતી. તેને મારા પર પ્રેમ નથી. મોઢેથી તથા પત્રથી પ્રેમ દાખવ્યો તેથી શું થઈ ગયું? હું ભલે એના પર મારા પ્રાણ પાથરી દઉં, છતાં તેની પ્રેમવાણી તથા લેખિનીથી આગળ વધવાનો નથી. આવી સ્ત્રી કે જે અંતરથી જરા પણ પીગળતી ન હોય, તેની સમક્ષ માથું કૂટે શો ફાયદો? આ વિચારોએ તેના દિલમાં એટલું બધું જોર પકડયું કે તેણે વિરજનને પત્રો લખવા પણ બંધ કરી દીધા. એ બિચારી પોતાના પત્રોમાં પોતાનું સારું ય અંતઃકરણ ઠાલવી દેતી, પણ કમળાચરણ તેનો

જરા પણ પ્રત્યુત્તર ન વાળતો. ક્યારેક જો જવાબ આપતો, તો તે પણ લુખ્ખો અને હ્રદયવિદારક. વિરજનની એક એક વાત, એક એક બોલ, તેના પ્રેમની શિથિલતાનો કમળાને પ્રતિતિ કરાવતાં હતાં. હા, જો ભૂલાઈ ગઈ હતી તો તે વિરજનની પ્રેમભરી વાતો, પેલી મદભરી આંખો કે જે વિદાય વેળાએ સજળ થઇ ગઈ હતી અને પેલા કોમળ હાથ કે જેણે તેને વિનંતી કરી હતી કે પત્ર નિયમિત લખતા રહેજો. જો તેને એનું સ્મરણ થઈ આવ્યું હોત, તો તો કદાચ તેને કાંઇક સંતોષનો અનુભવ થાત, પરંતુ આવા પ્રસંગોએ માનવીની સ્મરણશક્તિ તેને દગો જ દે છે.

છેવટે કમાળચરણે પોતાના મનને બહેલાવવાનો એક પ્રકાર શોધી કાઢ્યો. જ્યારથી એ કાંઇક ઉમ્મરલાયક અને સમજણો થયો હતો, ત્યારથી તેને સૌંદર્યવાટિકામાં ભ્રમણ કરવા જવાનો ચસ્કો લાગ્યો હતો. સૌંદર્યોપાસના એ તેને માટે સ્વાભાવિક વસ્તુ થઇ ગઈ હતી. શરીરરક્ષા માટે ભોજનની જેમ તેને માટે પણ એ એક અનિવાર્ય વસ્તુ થઈ પડી હતી. છાત્રાલયની જોડાજોડ એક શેઠનો બગીચો હતો અને તેની દેખરેખ માટે ત્યાં એક માળી રહેતો હતો. એ માળીની એક સરયુ નામની કુંવારી દીકરી હતી. જો કે સરયુ કંઇ પરમ સુંદરી ન હતી, તેમ કમળાચરણ પણ સૌંદર્યનો એટલો બધો ઇચ્છુક ન હતો. તેને માટે તો કોઇ પણ સ્ત્રી કે જેના દેહ પર યૌવનનો ચમકાર હોય, તે તેનું મન બહેલાવવા માટે પૂરતી હતી. કમળાએ આ છોકરી પર પોતાની નજર ઠેરવી અને તેને વશ કરવા પેંતરા રચવા માંડયા. સંધ્યા વેળાએ નિરંતર એ બગીચાની દિવાલો અને વાડો આગળ તે ફરતો દેખાતો. બીજા છોકરાઓ જઇને મેદાનમાં કસરત કરતા, પરંતુ કમળાચરણ તો બગીચા આગળ જઇ ડોકિયાં કર્યાં કરતો. ધીરે ધીરે તેને સરયુ સાથે પરિચય થઇ ગયો. તે તેની પાસેથી ફૂલ તથા ગજરા ખરીદતો અને તેનું ચોગણું મૂલ્ય આપતો.

માળીને તહેવારના દિવસે સૌથી વધુ બક્ષીસ કમળાચરણુ પાસેથી જ મળતી. વાત એટલે સુધી વધી કે સરયુ અંતે તેની પ્રીતિરૂપી જાળમાં સપડાઇ ગઈ અને બે એકવાર અંધકારના પડદામાં પરસ્પર સંયોગ પણુ થઇ ગયો.

એક દિવસ સંધ્યાને સમય હતો, વિદ્યાર્થીએ બધા બહાર ફરવા ગયા હતા, કમળાચરણુ એકલો બાગમાં ટહેલતો હતો અને વચ્ચે વચ્ચે માળીની ઝૂંપડી તરફ દૃષ્ટિપાત કરતો હતો. એવામાં ઓચિંતા સરયુએ ઝુંપડીમાંથી તેને સંકેત કરી બોલાવ્યો. કમળાચરણુ ઝડપથી ઝૂંપડીમાં દાખલ થઇ ગયો. આજે સરયુએ કમળાચરણે ભેટ આપેલી મલમલની સાડી પહેરી હતી. કમળાચરણે લાવેલ સુગંધિત તેલ માથામાં તેણે નાખ્યું હતું. અને ભાઈસાહેબે જ લાવી આપેલ છીંટનો કબજો પહેર્યો હતો. આજે સરયુ પોતાને પરમ સુંદરી પ્રતિત થતી હતી, નહિ તો કમળાચરણુ જેવો ધનિક યુવક તેની પાછળ ગાંડો શાનો બને? કમળાચરણુ ખાટલા પર બેસી સરયુના હાવભાવ લોલુપ દૃષ્ટિએ જોઈ રહ્યો હતો. તેને અત્યારે સરયુ વૃજરાણી કરતાં જરાપણુ કમ સુંદર નહોતી લાગતી. દેહના વર્ણમાં જરા અંતર હતું, પરંતુ એ કોઇ એવું મોટું અંતર નહોતું. તેને સરયુનો પ્રેમ સાચો અને ઉત્સાહપૂર્ણ ભાસતો હતો, કારણુકે જ્યારે પણુ તે બનારસ જવાની વાત ઉપાડતો, ત્યારે સરયુ ધ્રૂસકે ને ધ્રૂસકે રોવા મંડતી અને કહેવા લાગતી કે મને પણુ સાથે લઇ ચાલો. હું તમારો સંગ હવે કદાપિ નહિં છોડું! કયાં આ પ્રેમની તીવ્રતા તથા ઉત્સાહનું બાહુલ્ય અને કયાં વિરજનની ઉદાસીન સેવા અને નિર્દયતાપૂર્ણ અભ્યર્થના?

કમળાચરણુ હજી સરયુને ધરાઇ ધરાઇને જોઈ પણુ નહોતો રહ્યો કે એવામાં અકસ્માત માળીએ બહારથી ઝૂંપડીનું બારણું ખટખટાવ્યું. અવાજ સાંભળી કમળાનો ચહેરો ફીક્કો પડી ગયો અને

કાપો તો લોહી પણ ન નીકળે એવો બની ગયો. તે સરયુને વિનંતી કરતો કહેવા લાગ્યો : "હવે હું ક્યાં જાઉં ?" સરયુ પણ શાનશૂન્ય બની ગઇ હતી, ગભરાટમાં તેના મોંમાંથી કાંઇ પણ શબ્દ ન નીકળ્યો. એટલામાં માળીએ પુનઃ બારણું ખટખટાવ્યું. બિચારી સરયુ વિવશ હતી. તેણે ડરતાં ડરતાં બારણું ખોલી નાખ્યું. કમળાચરણ એક ખુણામાં અદ્ધર શ્વાસે ભરાઇ ગયો.

જે પ્રમાણે બલિદાનનો બકરો કટાર જોતાં તડફડે છે, એ જ પ્રમાણે ખુણામાં ઊભેલા કમળાચરણનું કાળજું ધડકતું હતું. તે પોતાના જીવનથી નિરાશ થઈ ગયો હતો અને ઇશ્વરનું સાચા હૃદયથી સ્મરણ કરતો હતો અને યાચના કરતો હતો કે જો આ વખતે આ વિપત્તિમાંથી મુક્ત થઇ ગયો તો પુનઃ આવું કામ કદાપિ નહિ કરું.

એટલામાં માળીની દૃષ્ટિ તેના પર પડી. માળી પહેલાં તો કાંઇક ગભરાયો, પણ પછી નજીક જઇને બોલ્યો : "આ કોણ ઊભું છે? અહીં આ કોણ છે ?"

એટલું સાંભળતાં જ કમળાચરણ ઝડપથી ફ્લાંગ મારી બહાર નીકળી ગયો અને બગીચાના દરવાજા તરફ જીવ હથેળીમાં લઈને નાસવા મંડયો. માળી પણ હાથમાં ડંડો લઇને 'જો જો, નાસી ન જાય' એવી બૂમો પાડતો પાછળ પડયો. આ એ જ કમળાચરણ હતો કે જે વારંવાર માળીને ઇનામો અને ભેટો આપ્યા કરતો હતો. અને જેને માળી પણ 'હુજૂર' અને 'સરકાર' કહ્યા સિવાય બોલાવતો નહોતો. આજે એ જ કમળાચરણ એ જ માળીથી જાન બચાવીને ભાગતો હતો. પાપ અને અગ્નિનો એક એવો કુંડ છે કે જે આદર અને માન, સાહસ અને ધૈર્યને ક્ષણવારમાં બાળીને ભસ્મ કરી દે છે.

કમળાચરણ વૃક્ષો અને લતાઓની ઓથ લેતો દરવાજા બહાર નીકળી ગયો. સામે સડક પરથી ટ્રામ જતી હતી. તેમાં ચડી બેઠો અને હાંફતો હાંફતો ત્યાં જ પાટીયા પર ઢળી પડયો. પરંતુ કમળા-

ચરણ પ્રત્યેક માનવી પ્રત્યે શંકાની નજરથી જોતો હતો, જાણે કે અત્યારે જગત આખું તેનું દુશ્મન બની ગયું હતું દુર્ભાગ્યે તેને એક વધુ ગુલાંટ ખવડાવી. સ્ટેશન પર પહોંચતાં જ ગભરાટનો માર્યો તે ગાડીમાં તો બેસી ગયો, પરંતુ ટિકિટ લેવાની સૂધ ન રહી અને ન તો તેને એ વાતનું ભાન રહ્યું કે હું કયાં જાઉં છું. તે તો અત્યારે કોઇ પણ પ્રકારે આ શહેર છોડી નાસી જવા ઇચ્છતો હતો, પછી ગમે ત્યાં જવાય! ગાડી ચાલ્યા બાદ તેણે જોયું કે પાછલા ડબ્બાથી એક અંગ્રેજ ટિકિટ તપાસનાર હાથમાં ફાનસ લઇને ધીરેધીરે બધાની ટિકિટો તપાસતો આવતો હતો. તેની સાથે એક સિપાહી પણ હતો. તે તો માત્ર મુસાફરોની ટિકિટો જોતો આવતો હતો, પરંતુ કમળાચરણને તો એ કોઇ પોલીસ અમલદાર ભાસ્યો. ભયના માર્યા હાથ પગ ધ્રૂજવા લાગ્યા અને કાળજું ધડકવા લાગ્યું. જ્યાંસુધી એ ટિકિટ તપાસનાર બીજા ડબ્બાઓ જોતો રહ્યો, ત્યાંસુધી તો કાળજું કઠણ કરીને કમળાચરણ બેસી રહ્યો, પરંતુ જેવો એ કમળાચરણના ખાનામાં દાખલ થયો, તેવો જ તે ગભરાઇ ગયો, તેનાં નેત્રો સામે અંધકાર છવાઇ ગયો અને એકદમ કાંઇ પણ વિચાર કર્યા વિના બારણું ખોલી બીજી બાજુએ ચાલતી ગાડીએ બહાર કૂદી પડ્યો. ટિકિટ તપાસનાર તથા સિપાહીએ તેને આ પ્રમાણે કૂદીને નાસતો જોઇ માન્યું કે કોક ચોરડાકુ છે એટલે તેમના તો હર્ષનો પાર ન રહ્યો કે ઇનામ પણ મળશે અને પગારવધારો પણ મળશે. તેમણે તરત જ લાલ બત્તી દાખવી ક્ષણવારમાં જ ગાડી ઊભી રહી ગઇ, એટલે ગાર્ડ, સિપાહી તથા ટિકિટ તપાસનાર તથા અન્ય માણસો નીચે ઊતર્યા અને ફાનસોની સહાય વડે ચારે તરફ તપાસ કરવા લાગ્યા. કોકે કહ્યું: "અરે હવે તો એનો પત્તો મળી રહ્યો, પાકો ડાકુ હતો!" તો વળી બીજાએ કહ્યું: "એ લોકોને તો દેવદેવીની સહાય હોય છે, એટલે એ લોકો તો જે કરે તે થોડું!" પરંતુ ગાર્ડે તો તપાસ જારી જ રાખી. વેતનવૃદ્ધિની આશા તેને આગળ ને આગળ ધકેલતી

જતી હતી. છેવટે કમળાચરણ જે સ્થળે કૂદી પડયો હતો, તે સ્થળે તે આવી પહોંચ્યો. એટલામાં સિપાહીએ એક ખાડા તરફ આંગળી કરીને કહ્યું : "પેલું સફેદ શું દેખાય છે? મને તો કોઇ માણસ પડયું હોય એવું લાગે છે!" બીજા લોકોએ પણ જોયું અને તેમને ખાત્રી થઈ કે 'જરૂર કોક દુષ્ટ ડાકુ અહીં છુપાયેલો છે, ચાલો જઇને એને ઘેરી લઇએ. નહિ તો વળી નાસી છૂટશે—પણ તેમ કરતાં પહેલાં સાવધાન રહેવાની ખાસ જરૂર છે, કારણ કે એ લોકો પ્રાણ લેતા પણ ડરે એવા નથી હોતા.' ગાર્ડસાહેબે પિસ્તોલ તૈયાર કરી, સિપાહીએ લાઠી મજબૂત પકડી. કેટલાક મુસાફરોએ પગમાંથી જોડા હાથમાં કાઢીને લીધા કે કયાંક જો એ સામે થયો તો નાસતાં સુગમતા પડે. બે જણાએ હાથમાં ઢેખાળા લીધા કે દૂરથી જ મારતાં ફાવે. ચોરની નજીક જવાની કોઇની ય હિમ્મત થતી નહોતી, સૌને પોતાનો પ્રાણ વહાલો હતો. પરંતુ છેવટે લોકોએ હિમ્મત કરી પાસે જઇને જોયું તો ત્યાં ન તો કોઈ ડાકુ હતો કે ન હતો કોઇ ડાકુનો ભાઈ, પરંતુ એક સારા ઘરનો યુવક ઉજ્જવળ દેહધારી અને સારાં કપડાં પહેરેલો એ ખાડામાં ઊંધે મોંએ પડ્યો હતો અને તેનાં નાક અને કાનમાંથી ધીરે ધીરે લોહી વહેતું હતું. કમળાએ અહીં પ્રાણ છોડ્યા અને ત્યાં વિરજન એક ભયાનક સ્વપ્ન જોતી ચમકી ઊઠી. સરયુએ વિરજનનું સૌભાગ્ય લૂંટી લીધું.

✶

## પ્રકરણ ૧૯ મું : . . . . દુઃખી દશા

✶

સૌભાગ્યવતી સ્રીને માટે તેનો પતિ એ જ સંસારની સૌથી પ્યારી વસ્તુ હોય છે. તે એને માટે જ જીવતી હોય છે અને એને માટે જ પ્રાણ દેતી હોય છે. તેનું હસવુંબોલવું એ તેને જ પ્રસન્ન કરવા

માટે અને તેના શણગારાદિ પતિને આકર્ષવા માટે જ હોય છે. તેનું સૌભાગ્ય એ જ તેનું જીવન હોય છે અને એ સૌભાગ્યના અંત સાથે તેના જીવનનો પણ અંત આવે છે.

કમળાચરણનું અકાળ મૃત્યુ વિરજન માટે મૃત્યુ કરતાં ઓછું દુઃખજનક ન હતું. તેની આશાઓ અને અભિલાષાઓ બધી ધૂળ ભેગી થઈ ગઇ હતી. મનમાં કેવી કેવી અભિલાષાઓ રચી હતી અને શું થઇ ગયું! પ્રતિક્ષણ મૃત કમળાચરણનું ચિત્ર તેનાં નેત્રો સમક્ષ તરવર્યા કરતું. જો થોડીવાર માટે પણ તેની આંખ મળી જતી, તો એનું સાક્ષાત સ્વરૂપ તેની સન્મુખ આવી ઊભું રહેતું.

કેટલીકવાર ભૌતિક ત્રમતાપોને કોઈ વિશેષ વ્યક્તિ યા કુટુમ્બ સાથે પ્રેમ જેવું થઇ જાય છે. કમળાનો શોક હજી તો શાંત નહોતો પડ્યો, ત્યાં તો બાજુ શ્યામચરણનો વારો આવ્યો. શાખાભેદનથી વૃક્ષને કરમાતું ન જોઇ આ વખતે દુર્દૈવે મૂળ જ કાપી નાખ્યું. રામદીન પાંડે અત્યંત દંભી માણસ હતો. જ્યાં સુધી ડેપ્યુટી સાહેબ ગામમાં હતા, ત્યાં સુધી તો એ ચૂપચાપ બેસી રહ્યો, પરંતુ જેવા એ શહેરમાં પાછા ફર્યા, તે દિવસથી જ તેણે ઉત્પાતનો પ્રારંભ કરી દીધો. ગામ આખું તેનું દુશ્મન હતું. હોળીના દિવસે તેની જે ફજેતી થઇ હતી, તેને તે ભૂલી નહોતો ગયો. જે થાણા તળે મઝગામ આવેલું હતું, એ થાણાના થાણાદાર સાહેબ ખૂબ જ રિશ્વતી માણસ હતા. હજારોની રકમ ઓહિયા કરી જાય છતાં એક ઓડકાર સરખો ન ખાય. ખોટા મુકદમા તથા બનાવટી પુરાવા તૈયાર કરવાના તો એવા અભ્યાસી હતા કે વાટે જતા માણસને ફસાવે અને પછી કોની તાકાત છે કે તેને છોડાવી શકે! અધિકારીવર્ગ આખો તેમના આ સ્વભાવથી પરિચિત હતો, પરંતુ થાણદારની ચતુરાઇ અને કાર્યદક્ષતા સમક્ષ તેમનું કાંઇ પણ ચાલતું નહોતું. રામદીન આ થાણાદાર સાહેબને મળ્યો અને પોતાના દુઃખની ઔષધિ માગી.

એને એક અઠવાડિયું વીત્યું નહિ કે મઝગામમાં ધાડ પડી. એક વાણિયો શહેરમાંથી આવતો હતો. રાતે એ જીવીદારને ત્યાં સૂતો. ડાકુઓએ તેને ઘેર પાછો જવા ન દીધો. તત્કાળમાં જ થાણુદાર સાહેબ તપાસ કરવા આવ્યા અને એક જ દોરડે આખા ગામને બાંધીને લઈ ગયા.

દૈવવશાત્ આ મુકદ્દમો બાબુ શ્યામચરણની અદાલતમાં મોકલવામાં આવ્યો. તેમને તો પહેલેથી જ અંતર્ગત વાતની માહિતી હતી અને આ થાણુદાર સાહેબ પણ ઘણા દિવસો થયા તેમની આંખે ચડેલા હતા. તેમણે મુકદ્દમો એવી તો ઝીણવટથી ચલાવ્યો કે થાણુદાર સાહેબની પોલ ઉઘાડી પડી ગઈ. છ માસ પર્યંત કેસ ચાલ્યો અને તેણે ખૂબ ચકચાર જગાવી. સરકારી વકીલોએ પોતાનો પક્ષ પૂરવાર કરવા ઘણી મહેનત કરી, પરંતુ ઘરના જાણભેદુથી શું છૂપું હોઈ શકે? પરિણામ એ આવ્યું કે ડેપ્યુટી સાહેબે બધા ય આરોપીઓને નિર્દોષ ઠરાવી છોડી મૂકયા અને તે જ દિવસે સાંજે થાણુદાર સાહેબને નોકરીમાંથી છૂટા કરવામાં આવ્યા.

જ્યારે ડેપ્યુટી સાહેબ ફેંસલો આપી પાછા ફર્યા, ત્યારે એક હિતચિંતક કર્મચારીએ તેમને કહ્યું: “હુજૂર, થાણુદાર સાહેબથી સાવધાન રહેજો. આજે એ ખૂબ ખિજાઈ ગયો હતો. પહેલાં પણ બેત્રણ અમલદારોને એ હેરાન કરી ચૂકયો છે, એટલે આપના પર જરૂર એ ઘા કર્યા વિના નહિ રહે.” ડેપ્યુટિ સાહેબે ચુપચાપ સાંભળ્યા કર્યું અને પછી સ્મિત કરી તેનો આભાર માન્યો, પરંતુ પોતાના રક્ષણ માટે કાંઇ વિશેષ ધ્યાન ન આપ્યું. એમાં એમને પોતાના ભિરુતા ભાસતી હતી. રાધા રબારીએ ખૂબ વિનંતી કરી કે મને તમારી સાથે રહેવા દો, કાશી પણ બહુ પાછળ પડયો, પરંતુ એમણે એમાંથી કોઈને ય પાસે ન રાખ્યા. તેમણે તો પૂર્વવત્ પોતાનું કામકાજ અને અવરજવર ચાલુ રાખ્યાં.

થાણુદાર ધૂની માણસ હતો. તે પણ ખાઇપીને બાબુ શ્યામ-ચરણની પાછળ લાગ્યો હતો. એક દિવસ સાંજના વખતે બાબુ શ્યામચરણ ફરવા ગયા હતા. ત્યાંથી જરા મોડું થયે પાછા ફરતા હતા કે ગાંડાની ઇસ્પીતાલ નજીક કાંઇક જોવાથી એમની ગાડીનો ઘોડો ચમક્યો. ગાડી થોભી ગઈ અને બીજી જ ક્ષણે થાણુદારે એક વૃક્ષની ઓથેથી પીસ્તોલનો બાર કર્યો. ગોળી બાબુ શ્યામચરણના વક્ષસ્થળને ભેદીને આરપાર નીકળી ગઇ અને તે તત્ક્ષણ મૃત્યુને વશ થઇ ઢળી પડ્યા. ગોળીબારનો અવાજ સાંભળી ઇસ્પિતાલના સિપાહીઓ દોડી આવ્યા અને તેમણે થાણુદારને પકડી લીધો. બાબુ શ્યામચરણના ગાડીવાને થાણુદારને નાસી જવા દીધો ન હતો.

આ દુર્ઘટનાએ કુટુંબનું સત્યાનાશ વાળી નાખ્યું. પ્રેમવતી જોકે શુશીલ અને હસમુખી સ્ત્રી હતી, પરંતુ ઉપરાઉપરી આવેલી આ દુર્ઘટનાઓએ તેના સ્વભાવ અને વર્તનમાં ખૂબ જ પરિવર્તન કરી નાંખ્યું. તે હવે જરાજરામાં વિરજન પર ચિડાઈ જતી અને તેને કઠોર વચનો કહ્યા કરી આખો દિવસ બાળ્યા કરતી. તેને એવો ભ્રમ થઇ ગયો હતો કે આ બધી આપત્તિઓનું મૂળ આ વહુ જ હતી. એ અભાગિણી જ્યારથી ઘરમાં આવી ત્યારથી ઘરનું સત્યાનાશ વળી ગયું. એનાં પગલાં જ ખરાબ છે. કેટલીય વાર તેણે વિરજનને સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધું કે તારું આ રૂપ જોઈને હું ફસાઇ ગઈ. મને ખબર નહોતી કે તારાં પગલાં આવાં ખરાબ હશે. વિરજન આ બધી વાતો મૂંગે મોંએ સાંભળતી અને મનમાં જ સમસમીને રહી જતી. જ્યારે દિવસો જ ખરાબ આવ્યા હોય, ત્યારે સારી વાતો સાભળવાનું નસીબમાં ક્યાંથી લખેલું હોય? આ ચોવીસે કલાકનો તાપ તેને આંખોમાંથી આંસુ પણ વહાવવા ન દેતો. આંસુ તો ત્યારે જ વહે છે કે જ્યારે કોઇ હિતૈષી હોય અને દુઃખ સાંભળે. મેણાંટોણાં અને વ્યંગ્યના અગ્નિથી તો ઊલટાં આંસુ સુકાઇ જાય છે.

એક દિવસ વિરજનનું ચિત્ત ઘરમાં બેઠે બેઠે એટલું બધું મૂંઝાઈ ગયું કે તે થોડીવાર બગીચામાં ફરવા ગઈ. આહ! આ બગીચામાં કેવા કેવા આનંદના દિવસો વિતાવ્યા હતા! એ બાગનો એક એક છોડ મરનારના અસીમ પ્રેમના સ્મારકરૂપ હતો. એક દિવસ એવો પણ હતો કે આ પુષ્પો અને પત્તીઓ જોઈ ચિત્ત પ્રફુલ્લિત થઈ જતું અને સુરભિત વાયુ ચિત્તને પ્રમાદિત કરતો. આ એ જ સ્થળ હતું કે જ્યાં અનેક સંધ્યાઓ પ્રેમાલાપમાં વિતાવી હતી. તે સમયે પુષ્પોની અણુવિકસિત કળીઓ પોતાના કોમળ અધરો દ્વારા તેમનું સ્વાગત કરતી. પરંતુ હાય! આજે એમનાં મસ્તક નમી ગયાં હતાં અને અધર બીડાયેલા હતા. શું આ એ જ સ્થળ ન હતું કે જ્યાં 'અલબેલી માલણુ' પુષ્પોના હાર ગૂંથતી હતી? પરંતુ એ ભોળી માલણને ક્યાં ખબર હતી કે એ જ સ્થળ પર એક દિવસ તેને પોતાનાં નેત્રોમાંથી ટપકતાં મોતીના બિંદુના હાર ગૂંથવા પડશે? આવા વિચારો દરમ્યાન વિરજનની દ્રષ્ટિ પેલી ઘટા તરફ ગઈ કે જ્યાંથી એક દિવસ કમળાચરણ સ્મિત કરતો બહાર આવ્યો હતો. અત્યારે જાણે કે તેને પાંદડાઓનું હલનચલન અને તેનાં વસ્ત્રોનો ફડફડાટ નજરે પડતો હતો. આ કલ્પનારાશિમાં તે ડૂબી ગઈ હોઈ તેના મુખ પર કાંઈક સ્મિતની આછી આભા ફરકતી હતી, જાણે કે ગંગામાં આથમતા સૂર્યનાં પીળાં અને મલીન કિરણોનું પ્રતિબિમ્બ પડતું ન હોય! ત્યાં તો અચાનક પ્રેમવતી ત્યાં આવી પહોંચી અને તેણે કર્ણકટુ શબ્દોમાં કહ્યું : "હવે તો વહુરાણીને બગીચામાં સહેલ કરવાનો શોખ થયો છે!"

વિરજન ઊભી થઈ ગઈ અને રોતી રોતી બોલી : "બા! જેને ભગવાને મારી છે, તેને તમે શું કામ વધુ મારો છો?"

નિદાન પ્રેમવતીનું દિલ હવે શહેરમાંથી એવું તો ઊઠી ગયું કે તેણે માલમિલકત બધું વેચી માર્યું અને એક માસમાં બધું સમેટી

લઇ તે મઝગામ ચાલી ગઇ. વૃજરાણીને તે સાથે ન લઈ ગઇ. પ્રેમવતીને હવે તેનું મુખ જોવું પણ ગમતું ન હતું.

વૃજરાણી હવે આ વિશાળ ભવનમાં એકલી રહી ગઇ. માધવી સિવાય તેનું કોઇ હિતૈષી નહોતું રહ્યું. પોતાની પેટની દિકરી માટે જેટલો શોક થાય એટલો શોક સુવામાને વિરજન પર પડેલી આફતો માટે થતો હતો. તેણે કેટલાય દિવસો પર્યંત રોયા કર્યું અને કેટલા ય દિવસો પર્યંત તે રોજ વૃજરાણીને દિલાસો દેવા નિયમિત આવ્યા કરી. પછી જ્યારે વૃજરાણી એકલી રહી ગઈ, ત્યારે સુવામાને થયું કે તે હવે મારે ત્યાં આવીને રહે તો સારું કે જેથી તેના ચિત્તને કાંઇક શાંતિ મળે. એટલે એ પોતે તેને કેટલીયવાર બોલાવવા ગઇ, પરંતુ વિરજન આ ભવન છોડી બીજે કયાં ય પણ જવા રાજી ન થઇ. તે વિચારતી હતી કે સસરાજીને સ્વધામ ગયે હજુ પૂરા ત્રણ માસ પણ વીત્યા નહોતા, એટલે જો ઘર સાવ બંધ થઈ જશે તો લોકો કહેશે કે આટલા ટુંકા ગાળામાં જ સાસુવહુ લડી મૂવાં ! એની આવી જીદથી સુવામાને પણ બહુ ખોટું લાગ્યું !

મઝગામમાં જઇ પ્રેમવતીએ ત્યાં પણ ધાંધલ મચાવી મૂકયું હતું. ખાતેદારોને તે કટુ વચનો સંભળાવતી, હાથ નીચેના માણસોને વારંવાર ગમે તેવા શબ્દો કહેતી. પટવારીને પણ તેણે ધમકાવી નાખ્યો. રાધા ભરવાડની ગાય તેણે બળજબરીથી પડાવી લીધી. વાત એટલે સુધી વધી કે ગામના માણસો તેનાથી ગભરાઇ ગયા. તેમણે જઇ બાબુ રાધાચરણને આ બધી વાતની ફરિયાદ કરી. રાધાચરણે જ્યારે આ વાત સાંભળી ત્યારે તેને ખાત્રી થઈ ગઈ કે જરૂર આ બધી દુર્ઘટનાઓએ માતાજીની બુદ્ધિ ભ્રષ્ટ કરી દીધી છે. માટે કોઇ પણ પ્રકારે તેમનું મન બદલવાના ઉપાય લેવા જોઇએ. તેણે સેવતીને પત્ર લખ્યો કે તું જઇને માતાજી પાસે થોડા દહાડા રહે. સેવતી તે વખતે એક બાળકની માતા થઇ હતી અને પતિરાજ

બે માસની રજા લઇને દરબારમાંથી ઘેર આવ્યા હતા. એ હવે રાજા સાહેબના ખાનગી કારભારી બન્યા હતા. એટલે આવી પરિસ્થિતિમાં સેવતી શી રીતે આવી શકે? તેને તૈયારીઓ કરવામાં જ મહિનાઓ વીતી ગયા. ક્યારેક બાળક બીમાર પડી જતું, તો ક્યારેક સાસુ રિસાઈ જતી, તો ક્યારેક મુહૂર્ત ન આવતું. છેવટે મહામુશ્કેલીએ તેને છઠ્ઠે મહિને આવવાની ફુરસદ મળી અને તે પણ કેટલી મુશ્કેલીઓ બાદ !

પરંતુ તેના આવ્યાથી પ્રેમવતીના સ્વભાવમાં કાંઈ ફેર ન પડયો. તે તેને ગળે વળગી પડીને રોઇ પણ નહિ. તેણે દોહિત્ર તરફ આંખ ઊંચી કરીને જોયું પણ નહિ. તેના હૃદયમાંથી હવે મમતા અને પ્રેમનાં ઝરણુ સાવ સુકાઈ ગયાં હતાં. જેમ શેરડીમાંથી રસ ચૂસી લેતાં માત્ર છોડાં જ રહી જાય છે, તે જ પ્રમાણે જે માણસના હૃદયમાંથી પ્રેમ સુકાઈ જાય છે, તે માત્ર હાડમાંસના ઢગલા જેવું બની જાય છે. દેવદેવતાનું નામ કોઇને મોંએ સાંભળતાં જ તેની ભ્રકુટિ વક્ર બની જતી. મઝગામમાં જન્માષ્ટમીનો ઉત્સવ થયો. લોકોએ વ્રત રાખ્યું અને ઉજરાણું કરી તેમાંથી નાચ કરાવવાની તૈયારીઓ થવા લાગી. પરંતુ પ્રેમવતીએ બરાબર કૃષ્ણજન્મોત્સવની વેળાએ જ પોતાના ઘરમાંની મૂર્તિ બહાર ખેતરમાં ફેંકાવી દીધી. એકાદશી વ્રત કરવું પણ તેણે બંધ કરી દીધું, દેવીદેવતાઓની પૂજા કરવી પણ તેણે મૂકી દીધી. એ હવે જાણે કે પહેલાંની પ્રેમવતી જ નહોતી રહી.

સેવતીએ જેમતેમ કરીને અહીં બે મહિના વિતાવ્યા. તેનું ચિત્ત ખૂબ ગભરાતું. કોઈ સરખી સાહેલી પણ ન હતી કે જેની સાથે ઘડીક વાતચીત કરીને પણ દિવસ પૂરો કરે. વિરજાને તુલસીને પોતાની સખી બનાવી દીધી હતી, પરંતુ સેવતીનો સ્વભાવ તેના જેવો સરળ ન હતો. એવી હલકી જાતિની સ્ત્રીઓ સાથે બહુ સંબંધ વધારવામાં તે પોતાની માનહાનિ માનતી હતી. તુલસી ઘણીવાર ત્યાં

આવી હતી, પણ જ્યારે તેણે જોયું કે સેવતી તેની સાથે મન ખોલીને વાત પણ કરતી નહોતી, એટલે એણે પણ હવે આવવુંજવું ઘણું ઓછું કરી નાખ્યું હતું.

તેને આવ્યે ત્રણ માસ થઈ ગયા હતા. એક દિવસ એ મોડે સુધી સૂઇ રહી. પ્રાણનાથે રાતે તેને ખૂબ રોવડાવી હતી. જ્યારે નિદ્રા પૂરી થઈ અને આંખ ખૂલી, ત્યારે તેણે જોયું તો પ્રેમવતી તેના બાળકને તેડીને ખૂબ વહાલ કરતી હતી અને ચૂંબનોથી નવરાવી રહી હતી. કયારેક આંખોએ લગાવતી, તો કયારેક બાળકને છાતી સરસું ચાંપતી. સામે સગડી પર શીરો તૈયાર થતો હતો. બાળક તેની તરફ સંકેત કરતું ઊછાળા મારતું હતું કે જાણે જઇને વાડકા પર ચડી બેસું અને શીરો ખાવા મંડી પડું. કદાચ તેની તીવ્ર દૃષ્ટિએ એ જાણી લીધું હતું કે પ્રેમવતીના શુષ્ક હૃદયમાં આજે પુનઃ પ્રેમે નિવાસ કર્યો છે, તો પણ હજી સેવતીને વિશ્વાસ નહોતો પડતો. તે તો ખાટલા પર પડી પડી અર્ધખુલ્લાં લોચનો વડે આ દૃશ્ય એકીટશે જોઈ રહી હતી. જાણે કોઈ સ્વપ્ન જોતી ન હોય! એટલામાં પ્રેમવતી સ્નેહભર્યા સ્વરે બોલી : "ઊઠ બેટા! ઊઠ! જો સૂરજનારાયણ માથે ચઢલા આવ્યા છે?"

સેવતીનાં રુંવાડાં ઊભાં થઇ ગયાં અને તેની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં. આજે કેટલા દહાડા બાદ તેણે માતાના મુખે પ્રેમભર્યાં વચનો સાંભળ્યાં હતાં! તે ઝડપથી બેઠી થઇ અને માતાને ગળે વળગી પડીને રોવા મંડી. પ્રેમવતીની આંખોમાંથી પણ અશ્રુધારાઓ વહેવા લાગી. સૂકું વૃક્ષ પુનઃ લીલુછમ બની ગયું. જ્યારે બન્નેનાં હૃદય રોઇને હલકાં પડયાં, ત્યારે પ્રેમવતીએ કહ્યું : "સિત્તો! તને આજનું દૃશ્ય જોઈ આશ્ચર્ય થતું હશે. હા, બેટા, એ આશ્ચર્ય જેવું જ છે. મારી આંખોમાં આંસુ જ નહોતાં, પછી મને રોવું ક્યાંથી આવે? જ્યારે કાળજું સુકાઇને પત્થર જેવું થઈ ગયું હતું,

પછી તેમાં પ્રેમ ક્યાંથી લાવું ? એ બધા કિસ્મતના ખેલ છે. આંસુ પ્રેમની સાથે ગયાં અને પ્રેમ કમળાચરણ જોડે ! આજે કોણ જાણે આ બુંદ ક્યાંથી નીકળી પડયાં? દિકરી, મારા અપરાધની ક્ષમા આપજે.''

એમ કહેતાં કહેતાં તેની આંખો ઊંચે ચડી ગઈ. સેવતી ગભરાઈ ગઇ. તેણે માતાને બિછાના પર સુવાડી દીધી અને તેને પંખો નાખવા લાગી. ત્યારથી પ્રેમવતીની એવી દશા બની ગઇ કે જ્યારે જુઓ ત્યારે એ રોતી જ હોય. બાળકને એક ક્ષણ માટે પણ પોતાથી વિખૂટું પડવા દેતી નહિ. દાસીઓ સાથે વિનયપૂર્ણ વર્તન દાખવતી. ટૂંકમાં એ પૂર્વવત્ સુશીલ પ્રેમવતી બની ગઇ. એવું ભાસતું હતું કે જાણે તેના હૃદય પરથી એક પરદો ઊઘડી ગયો હતો. જ્યારે સખ્ત ટાઢ પડે છે, ત્યારે નદીઓનાં જળ ઠરી જઇને બરફ બની જાય છે, તેમાં વસતાં જળચર બરફના પડદામાં છુપાઈ જાય છે, નૌકાઓ તેમાં ફસાઈ પડે છે અને એ મંદ ગતિ, રજત-વર્ણ પ્રાણી–સજજીવન, જળસ્રોતનું સ્વરૂપ કાંઇ જ નજરે પડતું નથી. જો કે બરફની ચાદર નીચે એ મધુર નિદ્રામાં આળસુ બની પડયું રહે છે, પરંતુ છેવટે ગરમીનું સામ્રાજ્ય આવે છે, ત્યારે એ પુનઃ પીગળે છે અને રજતવર્ણ નદી પોતાની બરફની ચાદર કાઢી નાખે છે. પછી પુનઃ માછલાં અને જળજંતુઓ તેમાં આવી વસે છે. નૌકાઓ વિહાર કરવા લાગે છે અને તટ પર માનવી અને પક્ષિઓનો મેળો જામે છે.

પરંતુ પ્રેમવતીની આવી સ્થિતિ લાંબો વખત જારી ન રહી. આ ચેતન જાણે કે મૃત્યુના સંદેશરૂપ હતું. આ ચિત્તોદ્વિગ્નતાએ તેને અત્યાર પર્યંત જીવન–કારાવાસમાં પૂરી રાખી હતી, નહિ તો પ્રેમવતી જેવી કોમળહૃદયા સ્ત્રી આવી આફતોના આઘાત ક્યારે પણ સહન કરી ન શકત.

સેવતીએ બધાને તાર કર્યો કે માતાને છેલ્લીવાર મળવા આવો, પણ કોઇ ન આવ્યું. પ્રાણનાથને રજા ન મળી, વિરજન બીમાર હતી. રહ્યો રાધાચરણ–તે નૈનિતાલ હવા ખાવા ગયો હતો. પ્રેમવતીને પુત્રને છેલ્લીવાર મળી લેવાની ખૂબ લાલસા હતી. પરંતુ જ્યારે એનો કાગળ આવ્યો કે અત્યારે મારાથી આવી શકાય તેમ નથી, ત્યારે તેણે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો, આંખો બંધ કરી દીધી અને પછી એવી તો ગાઢ નિદ્રામાં પડી કે એમાંથી ફરી એ જાગૃત થઈ જ નહિ.

★

## પ્રકરણ ૨૦ મું : . . મનનું પ્રાબલ્ય

★

**માનવહૃદય** એક રહસ્યમય વસ્તુ છે. કયારેક તો એ સેંકડો પ્રતિ આંખ ઊંચી કરીને પણ નથી જોતું અને કયારેક એક કોડી માટે મરી પડે છે. કયારેક સેંકડો નિર્દોષોની હત્યા પર એક 'આહ' પણ નથી કરતું અને કયારેક એક બાળકને જોઇને રોઇ પડે છે. પ્રતાપચંદ્ર અને કમળાચરણ વચ્ચે સગા ભાઇ જેવો પ્રેમ હતો, તથાપિ કમળાચરણના આકસ્મિક મૃત્યુથી પ્રતાપચંદ્રને જે શોક થવો જોઈએ તે તેને નહોતો થયો. મૃત્યુના સમાચાર સાંભળી તે અવસ્ય ચમકી ગયો હતો અને થોડીવાર પર્યંત ઉદાસ પણ થઈ ગયો હતો, તો પણ કોઈ સાચા મિત્રના મૃત્યુથી તેને જે શોક થવો જોઈએ તેવો શોક તેને થયો નહોતો. નિઃસંદેહ તે વિવાહ પૂર્વેથી જ વિર- જનને પોતાની સગી બહેન જેવી માનતો હતો, તો પણ એ ભાવના તેના દિલમાં દ્રષ્ટિભૂત કરવામાં તેને કયારે ય પૂર્ણ સફળતા નહોતી મળી. કયારેક કયારેક તેનું મન આ પવિત્ર સંબંધની સીમાનું ઉલ્લંઘન કરી આગળ ચાલ્યું જતું. કમળાચરણ પ્રત્યે તેને સ્વતઃ કોઇ પ્રેમ ન હતો. તેના પ્રત્યે તે જે કાંઇ માન, પ્રેમ કે આદર દાખવતો

હતો, તે કાંઈક તો તેમ કરવાથી વિરજન પ્રસન્ન થશે તે કારણે તથા કાંઈક આ રીતે સુશીલાના મૃત્યુનું પોતે પ્રાયશ્ચિત કરી રહ્યો છે એવા કારણે દાખવતો હતો. જ્યારે વિરજન સાસરે ગઈ, ત્યારે થોડા દિવસ તો તેને પોતે સાવ ભૂલી ગયો, પરંતુ જ્યારથી એની માંદગીના સમાચાર સાંભળી પોતે બનારસ જઈ આવ્યો હતો અને તેની મુલાકાતે વિરજન પર સંજીવની બૂટીનું કામ કર્યું હતું, તે દિવસથી પ્રતાપને ખાત્રી થઈ હતી કે કમળાચરણ વિરજનના હૃદયમાંથી મારું સ્થાન છીનવી શક્યો ન હતો.

પ્રતાપે વિરજન પર કરુણાપૂર્ણ પર પત્ર લખ્યો, પરંતુ એ પત્ર લખતો જતો હતો અને સાથે વિચાર પણ કરતો જતો હતો કે આ પત્રની વિરજન પરથી અસર થશે? સામાન્યતઃ સમવેદના પ્રેમને પ્રૌઢ કરે છે, તો પછી આ પત્ર પણ કાંઈક એવી જ અસર કરે એમાં કાંઈ નવાઈ નહોતી. તદુપરાંત તેની ધાર્મિકવૃતિએ વિકૃતરૂપ ધારણ કરીને તેના મનમાં એવી એક મિથ્યા કલ્પનાને જન્મ આપ્યો હતો કે ઈશ્વરે મારા પ્રેમને મજબૂત કરવા અને કમળાચરણને મારા માર્ગમાંથી દૂર કર્યો કે હું હવે વિરજન પાસેથી મારા પ્રેમનો પુરસ્કાર મેળવી શકું. પ્રતાપ એટલું તો બરાબર જાણતો હતો કે એવી કોઈ પણ વાત કે જે સદાચાર તથા સભ્યતાથી વિરૂદ્ધની હશે, તો વિરજન પાસેથી એની સંમતિ મેળવવાની આશા રાખવી એ નરી મૂર્ખતા હતી. પરંતુ તેને ખાત્રી હતી કે સતીત્વ અને સદાચારની સીમાન્તર્ગત જો મારી કામનાઓ પૂરી થઈ શકે તેમ હશે, તો વિરજન વધુ સમય મારી સાથે નિર્દયતા નહિ ચલાવી શકે.

એક માસ પર્યંત આવા વિચારે તેને હેરાન કર્યા કર્યો, એટલે સુધી કે વિરજનને એક વાર ગુપ્ત રીતે મળી આવવાની પણ તેના મનમાં પ્રબળ ઈચ્છાએ જન્મ લીધો. તે જાણતો હતો કે હજી

વિરજનના હૃદય પર પડેલો ઘા તાજો જ હતો અને મારી કોઇ વાત યા કોઈ વ્યવહારમાં તેને જો મારા મનની દુષ્ટતાની ગંધ પણ તેને પહોંચી, તો હું હંમેશાને માટે વિરજનની દ્રષ્ટિમાં હલકો પડી જઇશ. પરંતુ જેમ કોઇ ચોર રૂપિયાનો ઢગલો જોઇ મન સ્થિર નથી રાખી શકતો, તે જ પ્રમાણે પ્રતાપ પણ પોતાના મનને કાબૂમાં રાખી ન શકયો. માનવીનું પ્રારબ્ધ ઘણે ભાગે અવસરના હાથમાં રહે છે. અવસર એને સારો પણ બનાવે છે અને ખરાબ પણ. જ્યાં સુધી કમળાચરણ જિવતો હતો, ત્યાં સુધી પ્રતાપના મનને કયારેય આટલું બધું માથું ઊંચું કરવાનું સાહસ નહોતું થયું. તેના મૃત્યુએ જાણે કે તેને આ અવસર મેળવી આપ્યો હતો. આ સ્વાર્થપૂર્ણતાનો મદ એટલે સુધી આગળ વધ્યો કે એક દિવસ તેને એમ જ લાગવા માંડયું કે જાણે વિરજન મારું સ્મરણ કર્યા રહી છે. પોતાની વ્યગ્રતાને તે વિરજનની વ્યગ્રતા માનવા લાગ્યો તેનો બનારસ જવાનો નિર્ણય પાકો થઈ ગયો.

રાતના બે વાગ્યાનો સમય હતો. ચારે તરફ ભયવહ નિરવતા પ્રસરેલી હતી. નિંદ્રાએ સારા ય નગર પર એક ઘટાટોપ ચાદર બિછાવી દીધી હતી. વચ્ચે વચ્ચે કયારેક ઝાડનાં પાદડાં હાલવાનો અવાજ સંભળાતો હતો. ધૂમાડો ઘરો અને વૃક્ષો પર એક કાળી ચાદરની જેમ પથરાઇ ગયો હતો. અને સડક પર ફાનસો ધૂમાડાની કાલિમામાં એવી દ્રષ્ટિગત થતી હતી કે જાણે વાદળામાં છુપાયેલા તારા! પ્રતાપચંદ્ર ટ્રેનમાંથી ઉતર્યો. તેનું કાળજું ધડકતું હતું અને હાથ પગ ધ્રૂજતા હતા. જીવનમાં આ પહેલો જ અવસર હતો કે તેને જ્યારે પાપનો અનુભવ થતો હતો. પરંતુ કમનસીબે હૃદયની આ દશા અધિક સમય પર્યંત સ્થિર ન રહી શકી. તે તો એ દુર્ગમ માર્ગને પૂરો જ કરીને અટકે છે. જે માણસે કયારે ય મદિરા- પાન કર્યું નથી, તેને તેની દુર્ગંધથી પણ ઘૃણા વછૂટે છે અને એ જ્યારે પ્રથમવાર મદિરાપાન કરે છે, ત્યારે તો કલાકો પર્યંત તેનું મુખ

કડવું રહેછે અને તે વારંવાર આશ્ચર્ય પામતો હોય છે કે લોકોને શાથી આવી કડવી અને વિષમય વસ્તુ પ્રત્યે આસક્તિ થાય છે. પરંતુ થોડા દિવસોમાં જ તેની એ ઘૃણા દૂર થઇ જાય છે અને તે પણ લાલપાણીનો દાસ બની જાય છે. અને પાપનો સ્વાદ તો મદિરા કરતાં પણ અનેકગણો વધુ ભયંકર હોય છે.

પ્રતાપચંદ્ર અંધકારમાં ધીરે ધીરે આગળ વધતો હતો. તેના પગ ઝડપથી નહોતા ઉપડતા, કારણ કે પાપે તેમાં બેડીઓ નાખી દીધી હતી. આવા અવસરે જે આહ્લાદ ગતિને તીવ્ર કરી મૂકે છે, તેનો મુખ પર અભાવ હતો. તે ચાલતાં ચાલતાં અટકી જતો અને પછી કાંઈક વિચાર કરી પાછો આગળ ચાલવા લાગતો. પ્રેત તેને પાપના ખાડામાં કેવું ખેંચી લઈ જતું હતું ?

પ્રતાપનું શીર ધમધમ થઇ રહ્યું હતું અને ભયથી તેનો પોંડ કંપી રહ્યો હતો. આમ છેવટે તે મુન્શી શ્યામચરણના વિશાળભવનની પાસે આવી પહોંચ્યો. આજે અંધકારમાં આ ભવન ખૂબ જ ભયાનક પ્રતિત થતું હતું, જાણે કે તે કોઈ પિશાચ જ સમક્ષ ઊભો હતો. પ્રતાપ દિવાલની આડમાં જઈ ઊભો રહ્યો, જાણે કે કોઇએ તેના પગ બાંધી દીધા હતા. અરધા કલાક પર્યંત તેના ચિત્તમાં ઘડભાંજ ચાલ્યા કરી કે અંદર જાઉં કે પાછો વળી જાઉં ? જો કોઇક જોઈ જશે તો ભારે અનર્થ થઈ જશે. વિરજન મને જોતાં મનમાં શું ધારશે ? ક્યાંક એવું ન બને કે મારો આવો વ્યવહાર મને સદાને માટે તેની દ્રષ્ટિમાં હલકો પાડી દે. પરંતુ આ બધા સંદેહો પર પિશાચનું પ્રબળ આકર્ષણ થયું. ઇંદ્રિયોને સ્વાધીન બનતાં માનવી પોતાના પરનો કાબૂ ગુમાવી બેસે છે. તેણે પોતાના ચિત્તને દ્રઢ કર્યું. તે આવી કાયરતા માટે પોતાની જાતને ધિક્કારવા લાગ્યો અને પછી તરત જ ઘરની પાછળ જઇ બાગની દિવાલ પર ચડી અંદર ઊતરી પડયો. બાગમાંથી ઘરમાં જવા માટે એક નાનું બારણું હતું.

દૈવયોગે એ બારણું અત્યારે ખુલ્લું હતું. પ્રતાપને થયું કે ચાલો, શુકન તો સારા થાય છે. પરંતુ વસ્તુતઃ એ અધર્મનું દ્વાર હતું. અંદર દાખલ થતાં પ્રતાપના હાથપગ ધ્રૂજવા લાગ્યા. કાળજું તો એટલા વેગથી ધડકતું હતું કે જાણે હમણાં બહાર નીકળી પડશે. તેનો જીવ મૂંઝાઈ રહ્યો હતો. ધર્મે પોતાના સમગ્ર બળનો અનુભવ કરાવવા માંડયો હતો, છતાં મનના પ્રબળ વેગ સમક્ષ તેનું જોર ધીમું પડી ગયું. પ્રતાપ બારણામાંથી અંદર દાખલ થયો અને આગળ આંગણામાં ચબૂતરાની નજીક જઈ ચોરની જેમ ઊભો રહી વિચાર કરવા લાગ્યો કે વિરજન સાથે મેળાપ કેવી રીતે કરવો? ઘરનાં બારણાં તો બધાં બંધ છે, તો શું વિરજન પણ અહીંથી ચાલી ગઇ હતી? એવામાં અચાનક તેને એક બંધ બારણાની તરડમાંથી પ્રકાશની આછી રેખા દેખાઇ. તે ધીમે પગલે તે તરફ ચાલ્યો અને તરડમાંથી અંદરનું દશ્ય જોવા લાગ્યો.

વિરજન સફેદ સાડલો પહેરી, માથાના વાળ છૂટા મૂકી, હાથમાં લેખિની લઇ ભોંય પર બેઠી હતી અને દિવાલ તરફ વારંવાર નજર નાખતી કાંઈક લખતી હતી. જાણે કોઇ કવિ વિચાર-સમુદ્રમાંથી મોતી કાઢતો હતો. તે વચ્ચે વચ્ચે લેખિનીને દાંતમાં પકડતી, કાંઇક વિચારમાં ડૂબી જતી અને વળી પાછી લખવા માંડતી અને વળી પાછી થોડીવાર દિવાલ તરફ જોઈ રહેતી. પ્રતાપે અદ્ધર શ્વાસે આ દશ્ય કયાં ય સુધી જોયા કર્યું. મન એને વારંવાર ચેતાવતું હતું કે આ ધર્મનો અંતિમ દુર્ગ હતો. આ અવસર પર ધર્મનો પરાજય એટલે હ્રદયમાં પિશાચને સ્થાન આપવા બરાબર હતું. ધર્મે આ વેળાએ પ્રતાપને એ ગર્તામાં પડતો બચાવી લીધો કે જ્યાંથી આજન્મ તેને નીકળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવાનું નહોતું, બલકે એમ કહેવું વધુ ઉચિત હતું કે પાપની ગર્તામાંથી તેને બચાવનાર અત્યારે ધર્મ ન હતો, પરંતુ દુષ્પરિણામ અને લજ્જાનો ભય હતાં. કયારેક જ્યારે આપણો સદ્‌ભાવ પરાજિત થઇ જાય છે,

ત્યારે માત્ર દુષ્પરિણામનો ભય જ આપણને કર્તવ્યચ્યુત થતાં અટકાવે છે. વિરજનના પીળા પડી ગયેલા ચહેરા પર એક એવું તેજ ચમકતું હતું કે જે તેના હૃદયની પવિત્રતા અને વિચારની ઉચ્ચતાનો પરિચય આપતું હતું. તેના મુખમંડળની ઉજ્જવળતા અને દૃષ્ટિની પવિત્રતામાં એ અગ્નિ હતો કે જેણે પ્રતાપની દુષ્ચેષ્ટાઓને ક્ષણ માત્રમાં ભસ્મિભૂત કરી નાખી. તેની જ્ઞાનદૃષ્ટિ સજીવન થઇ અને પોતાના આત્મિક પતન પર તેને એટલી બધી શરમ થઈ આવી કે એ ત્યાં જ ઊભો ઊભો રોવા લાગ્યો.

ઇંદ્રિયોએ જેટલા નિકૃષ્ટ વિચારો તેના હૃદયમાં ઉત્પન્ન કર્યા હતા, એ બધાય આ દશ્યે જેમ પ્રકાશ અંધકારને લોપ કરી દે છે એમ લોપ કરી દીધા. અત્યારે તેને એવી ઇચ્છા થઇ આવી કે જઇને વિરજનના ચરણોમાં માથું મૂકી મારા અપરાધોની ક્ષમા માગું; કોઇ મહાત્મા સંન્યાસીના સન્મુખ જતાં આપણા ચિત્તની જે દશા થઇ જાય છે, તે જ પ્રકારે પ્રતાપના હૃદયમાં પણ સ્વતઃ પ્રાયશ્ચિતના વિચાર ઉત્પન્ન થયા. પિશાચ પ્રતાપને અહીં સુધી તો ઢસડી લાવ્યો, પણ આગળ હવે તે તેને ઢસડી જઇ ન શક્યો. પ્રતાપ ફર્યો અને એટલી ઝડપથી બાગમાં આવી, દિવાલ કૂદી બહાર પડ્યો કે જાણે કોક તેની પાછળ પડયું હતું.

અરુણોદયનો સમય થયો હતો, આકાશમાં તારા ઝગમગતા હતા અને ઘંટીઓના કર્ણમધુર સ્વરો કાને પડતા હતા. પ્રતાપ અવાજ ન થાય અને માનવીઓની નજરે ન પડાય તેવી રીતે સંતાતો-છુપાતો ગંગાજી તરફ ચાલવા લાગ્યો. અચાનક તેણે માથે હાથ મૂક્યો તો તેને માલુમ પડ્યું કે ટોપીનો પત્તો ન હતો, તેમ ખીસામાં ઘડિયાળ પણ ન હતું. આ જોઈ જાણે કે ઠરી જ ગયો અને તેના મુખમાંથી એક હૃદયવેધક નિશ્વાસ નીકળી પડ્યો.

ક્યારેક ક્યારેક જીવનમાં એવી ઘટનાઓ બને છે કે જે ક્ષણમાત્રમાં માનવીનું જીવન પલટાવી નાખે છે. ક્યારેક માતાપિતાનું એક

કઠોર વાક્ય પુત્રને સુયશના શિખર પર પહોંચાડી દે છે અને ક્યારેક પત્નીનો એક બોલ પતિનાં જ્ઞાનચક્ષુઓને ખોલી દે છે. ગર્વશીલ પુરુષ પોતાનાં સગાંઓની દૃષ્ટિમાં અપમાનિત બની સંસારમાં ભારરૂપ બનવા નથી ઇચ્છતો. માનવજીવનમાં આવા અવસર ઇશ્વરદત્ત હોય છે. પ્રતાપચંદ્રના જીવનમાં પણ એ એક શુભ અવસર હતો કે જ્યારે એ સંકીર્ણ ગલીઓમાં થતો ગંગાજીના કિનારે આવીને બેઠો અને શોક અને લજ્જાનાં અશ્રુ પ્રવાહિત કરવા લાગ્યો. મનોવિકારની પ્રેરણાઓ તેને અધોગતિની છેલ્લી કક્ષા સુધી ઢસરડી ગઇ હતી, પરંતુ તેને માટે એ ઠોકર હવે કૃપાળુ ગુરુની શિક્ષારૂપ પૂરવાર થઇ. શું એ અનુભવસિદ્ધ વાત નથી કે ક્યારેક વિષ પણ સમયાનુસાર અમૃતનું કામ કરે છે?

જે પ્રમાણે પવનનો ઝપાટો અગ્નિ પ્રદિપ્ત કરે છે, તે જ પ્રમાણે બહુધા હૃદયમાં દબાયેલા ઉત્સાહને પ્રદિપ્ત કરવા માટે આવા બાહ્ય ઉપયોગની આવશ્યકતા હોય છે. પોતાનાં દુઃખોનો અનુભવ તથા બીજાંઓ પર પડતી આપત્તિનું દ્રશ્ય બહુધા એ વૈરાગ્ય ઉત્પન્ન કરે છે કે જે સત્સંગ, અધ્યયન તથા મનની પ્રવૃત્તિથી પણ શક્ય હોતું નથી. જો કે પ્રતાપચંદ્રના મનમાં ઉત્તમ અને નિઃસ્વાર્થ જીવન વ્યતિત કરવાનો વિચાર પહેલાંથી જ હતો, પરંતુ મનોવિકારના આ આઘાતે એ કામ એક ક્ષણમાં જ પૂરું કરી નાખ્યું કે જે પૂરું થવા માટે સામાન્ય રીતે વર્ષો લાગત. અન્ય સ્થિતિમાં દેશસેવા એના જીવનનું એક ગૌણ અંગ બની રહેત, પરંતુ આ ઘટનાએ સેવાને તેના જીવનનું પ્રધાન અંગ બનાવી દીધું. સુવામાની હાર્દિક અભિલાષા પૂર્ણ થવાનો અવસર આવી પહોંચ્યો. તો શું આ ઘટ-નાઓની અન્તર્ગત કોઇ અજ્ઞાત પ્રેરકશક્તિ હતી? કોણ કહી શકે?

✶

# પ્રકરણ ૨૧ મું : . . . વિદુષી વૃજરાણી

★

**જ્યારથી** મુન્શી સંજીવનલાલ તીર્થયાત્રા કરવા નીકળી પડ્યા હતા અને પ્રતાપચંદ્ર પ્રયાગ ચાલ્યો ગયો હતો, તે દિવસથી સુવામાના જીવનમાં એક મોટો ફેરફાર થઇ ગયો હતો. તે કંટ્રાટી કામમાં ખૂબ જ ધ્યાન આપવા લાગી હતી અને તેમાં તેણે ખૂબ જ પ્રગતિ સાધી હતી. મુન્શી સંજીવનલાલના સમયમાં પણ આટલી વ્યાપારવૃદ્ધિ થઇ નહોતી. સુવામા રાતની રાતો બેઠી બેઠી ઈંટ તથા પત્થરો સાથે મગજ ફોડતી તથા ચૂના તથા ગારાની ચિંતામાં વ્યાકુળ રહેતી. પાઇએ પાઇનો હિસાબ ગણતી તથા કયારેક કયારેક જાતે મજૂરોના કામ પર દેખરેખ રાખતી. આ બધાં કાર્યોમાં તે એટલી બધી ઓતપ્રોત રહેવા લાગી કે હવે દાન તથા વ્રત પ્રત્યે તેને પહેલાં જેવો પ્રેમ રહ્યો નહોતો. પ્રતિદિન આવક વધવા છતાં તેણે ખરચનું પાસું જરા પણ વધવા દીધું નહોતું. પૈસાની જગાએ પાઇથી ચલાવી લેતી અને આ બધું એટલા માટે કે પ્રતાપચંદ્ર ધનવાન બને અને તે જીવન આનંદપૂર્વક વિતાવે.

સુવામાને પોતાના પુત્ર માટે અભિમાન હતું. તેના જીવનની પ્રગતિ જોઇ તેને ખાત્રી થઈ હતી કે મનમાં જે અભિલાષા રાખીને મેં પુત્રેચ્છા કરી હતી, તે અવસ્ય પૂર્ણ થશે. તે મહાવિદ્યાલયના આચાર્ય તથા અધ્યાપકો પાસેથી છાની રીતે પ્રતાપના સમાચાર મેળવ્યા કરતી અને તેમની સૂચનાઓનું અધ્યયન એ તેને માટે એક રોચક કહાણીતૂલ્ય હતું. આવી પરિસ્થિતિમાં પ્રયાગથી પ્રતાપચંદ્રના અદ્રસ્ય થઈ જવાનો તાર મળવો એ તેને માટે વજ્રઘાત સમાન હતો. સુવામા એક દીર્ઘ નિશ્વાસ મૂકી માથે હાથ દઈ બેસી પડી. ત્રીજે દિવસે પ્રતાપનાં પુસ્તકો, કપડાં તથા બીજો સામાન પણ આવી પહોંચ્યો. એ ઘા પર મીઠાનો છંટકાવ હતો.

પ્રેમવતીના અવસાનના સમાચાર મળતાં જ પ્રાણનાથ પટણાથી તથા રાધાચરણ નૈનીતાલથી આવી પહોંચ્યા. વહેલા આવ્યા હોત તો એને જીવતી પણ જોવા પામત, પણ હવે તો એનું શબ પણ જોવા ન પામ્યા. છેલ્લા સંસ્કાર ખૂબ ધામધૂમપૂર્વક કરવામાં આવ્યા. બે અઠવાડિયાં તો ગામ આખામાં ધામધૂમ મચી રહી. ત્યારબાદ રાધાચરણ નૈનીતાલ ચાલ્યા ગયા અને પ્રાણનાથે પણ પટણા પાછા ફરવાની તૈયારી શરૂ કરી દીધી. તેમની ઇચ્છા હતી કે પત્નીને પ્રયાગ મૂકી પોતે પટણા જાય, પણ સેવતીએ હઠ પકડી કે જ્યારે અહીં સુધી આવ્યાં છીએ તો વ્રજરાણીને પણ મળતાં જઇએ, નહિ તો એને ખોટું લાગશે. તેને એમ લાગશે કે હવે હું નિઃસહાય બની એટલે આ લોકોએ પણ મારો ત્યાગ કર્યો.

સેવતીનું આ વિરાટભવનમાં આગમન એ જાણે કે પુષ્પોના પમરાટરૂપ હતું. આઠ દિવસ માટે તો જાણે સુદિનનું શુભાગમન થઇ ગયું. તેને જોતાં વિરજનને ખૂબ આનંદ થયો અને તેને ભેટી પડીને તે ખૂબ રોઈ. માધવીએ બાળકને તેડી લઈને ખૂબ વ્હાલ કર્યું. બહારનું દિવાનખાનું મહિનાઓ થયાં બંધ હતું, આજે તેનું પણ નસીબ જાગૃત થયું. ઉજ્જડ બનેલું ઘર પુન : વસવાટવાળું બની ગયું.

પ્રેમવતી જતાં વિરજન આ ઘરમાં એકલી પડી ગઈ હતી. માત્ર એક માધવી તેની સાથે રહેતી હતી. હૃદયના તાપ તથા માનસિક દુઃખે તેના અત્યાર પર્યંત ગુપ્ત રહેલા ગુણોને બહાર આણ્યા હતા. તે હવે કાવ્ય તથા પદ્યરચનાનો અભ્યાસ કરવા લાગી હતી. કવિતા એ સાચી ભાવનાઓનું પ્રતિબિંબ હોય છે અને સાચી ભાવનાઓ–ભલે એ સુખની હો યા દુઃખની–ત્યારે જ ઉત્પન્ન થાય છે કે જ્યારે આપણે સાચા દુઃખ યા સુખનો અનુભવ કરતાં હોઇએ છીએ. વિરજન આ દિવસોમાં રાતની રાત બેસી સ્વભાષામાં મનોભાવનાં મોતીઓની માળાઓ ગૂંથ્યા કરતી. એ કાવ્યોનો એક એક શબ્દ

કરુણા અને વૈરાગ્યથી પરિપૂર્ણ હતો. અન્ય કવિઓના મનમાં મિત્રોની વાહ વાહ તથા કાવ્યપ્રેમીઓના સાધુવાદથી ઉત્સાહ જાગૃત થાય છે. પરંતુ વિરજન તો પોતાની દુઃખકથા પોતાના જ મનને સંભળાવતી હતી

સેવતીને આવ્યે બેત્રણ દિવસ થયા હતા. એક દિવસે તેણે વિરજનને પૂછ્યું: "હું હંમેશાં તને કશાકમાં ને કશાકમાં ધ્યાનમગ્ન ભાળ્યા કરું છું અને કયારેક કયારેક તને લખતી ભાળું છું. તો તું શું લખે છે તે મને નહિ બતાવે?" એ સાંભળી વિરજન શરમાઈ ગઈ. વાત ઉડાડવા તે કહેવા લાગી:" હું તો કશું જ લખતી નથી, માત્ર એ બહાને હું મારી ઉદાસીનતા ટાળવાનો પ્રયાસ કરું છું." સેવતીએ કહ્યું: "હું એવું કશું નથી માનવાની." કહી એ જઇને અંદરથી વિરજનની પેટી બહાર લઇ આવી કે જેમાં કાવ્યોરૂપી દિવ્ય પુસ્તકો મૂકેલાં હતાં. વિવશ બની વિરજનને પોતાનાં રચેલાં નવાં કાવ્યો સંભળાવવા માંડયાં. મુખમાંથી પહેલા કાવ્યની કડી બહાર નીકળી નહિ કે સેવતીનાં રોમાંચ ઊભા થઇ ગયાં અને જ્યાં સુધી આખુંય કાવ્ય પૂરું થયું નહિ ત્યાં સુધી તન્મય બની તેણે તે એક-ચિત્તે સાંભળ્યાં કર્યું. પ્રાણનાથની સોબતે તેને પણ કાવ્યરસિક બનાવી દીધી હતી. વારંવાર તેનાં નેત્ર ભરાઈ આવતાં. જ્યારે કાવ્ય પૂર્ણ થયું ત્યારે ત્યાં વાતાવરણ એવું તો ઘેરું બની ગયું હતું કે જાણે કોઇ મનોહર રાગ હમણાં જ પૂર્ણ થયો હતો. સેવતી વિરજનને ગળે વિંટળાઇ વળી અને પછી તેનાથી છૂટી પડી તરત જ પ્રાણનાથ પાસે દોડી, જાણે કોઇ બાળક નવું રમકડું મળતાં હર્ષથી તે બતાવવા પોતાના સાથીદારો પાસે દોડી જાય. પ્રાણનાથ પોતાના અમલદારને વિનંતીપત્ર લખતા હતા કે મારી માતા બીમાર થઇ ગઇ હતી, તેથી રજા પરથી હાજર થવામાં વિલંબ થયો હતો, તો મહેરબાની કરી મારી વધુ એક સપ્તાહની રજા મંજુર કરશો.

સેવતીને જોતાં તેમણે એ પત્ર છુપાવી દીધો અને સ્મિત કરવા લાગ્યા. માનવી કેવો ધૂર્ત હોય છે! તે પોતાની જાતને પણ છેતરતાં પાછો નથી પડતો !

સેવતી : " જરા અંદર તો આવો, તમને વિરજનની રચેલી કવિતા સંભળાવું. સાંભળીને દંગ થઇ જશો. "

પ્રાણુનાથ : " ઠીક, તો હવે તેમને પણ કવિતા રચવાનો ચસ્કો લાગુ પડયો છે! એમની ભાભી પણ રોજ ગાતી હતી કે " તુમ તો શ્યામ બડે બેખબર હો ! "

સેવતી : " પહેલાં જરા અંદર આવી એ સાંભળો, પછી હસવું હોય એટલું હસજો. મને તો એની કવિતાઓ સાંભળી આશ્ચર્ય થાય છે."

પ્રાણુનાથ : " હું એક કાગળ પૂરો કરીને આવું છું."

સેવતી : " મને હવે આ વસ્તુ જ ગમતી નથી. હું આવીને એ કાગળ ફાડી નાખીશ."

કહી સેવતી પ્રાણુનાથનો હાથ પકડીને ઘસડી લઇ આવી. પ્રાણુનાથ તો અદ્યાપી પર્યંત એમ જ માનતા હતા કે વિરજને એકાદ સામાન્ય ભજન બનાવ્યું હશે અને તે સંભળાવવા માટે તે ઊંચીનીચી થતી હશે. પણ જ્યારે એ અંદર આવીને બેઠા અને વિરજને શરમાતાં શરમાતાં પોતાની રચેલી ' પ્રેમકી મતવાલી ' નામની કવિતા ગાઇ સંભળાવી, ત્યારે એ પણ આશ્ચર્યથી ચકિત બની ગયા. એ માત્ર કવિતા જ નહોતી—એ તો હતી હૃદયના દર્દની એક ધારા અને પ્રેમરહસ્યની એક ગાથા. જેમ જેમ કવિતા સાંભળતા જતા હતા, તેમ તેમ તે વધુ ને વધુ મુગ્ધ થતા જતા હતા. એક એક શબ્દ પર અને કાવ્યના એક એક ભાવ પર એ મુગ્ધ બનતા જતા હતા. એમણે ઘણાં કવિઓનાં કાવ્યો વાંચ્યાં હતાં, પણ આવા ઉચ્ચ ભાવ, આ નાવીન્ય અને આવા શબ્દાલંકારો

મણે ક્યાં યે જોયા નહોતા. ત્યાં જાણે કે એવું વાતાવરણ ફેલાઈ ગયું
જાણે અરુણોદય પૂર્વેનો મલયાનિલ લહેરી રહ્યો છે, કળિયો વિકસે
, ફૂલ મહેકે છે અને આકાશ પર હલકી લાલિમા છાઈ ગઈ છે.
ક એક શબ્દમાં નવવિકસિત પુષ્પોની શોભા અને હિમકણોની
તળતા વિદ્યમાન હતી. તેમાં વિરજનના કંઠની મીઠાશ અને
રીલાપણું મળતાં સોનામાં સુગંધ ભળતાં હતાં. પ્રાણનાથ તો
ડસનના ઉદ્દેશથી આવ્યા હતા, પણ જ્યારે કાવ્ય સાંભળીને ઊભા
યા ત્યારે તેમને લાગ્યું કે એ હૃદય તો અહીં જ મૂકતા જાય છે.
ારબાદ એક દિવસ તેમણે વિરજનને કહ્યું : " જો તમે તમારા
વ્યો છપાવશો, તો એનો ખૂબ આદરસત્કાર થશે. " વિરજને
સ્તક નત કરી જવાબ આપ્યો : " મને તો વિશ્વાસ નથી પડતો કે
ાઈને ય એ પસંદ આવે. "

પ્રાણનાથ : " એવું તો કદાપિ ન બને. જેના હૃદયમાં રસિકતાનો
ઈક પણ અંશ હશે, તેને તો જરૂર એ કાવ્યો ગમશે. હજી જગતમાં
વા માણસો વિદ્યમાન છે કે જેઓ પુષ્પોની સુગંધથી આનંદિત
ની ઊઠે છે, જેઓ પક્ષીઓના કલરવ તથા ચાંદનીની મનોહારિણી
ટાનો આનંદ માણી શકે છે, તેઓ તો તમારાં કાવ્યોને જરૂર
અપનાવી લેશે. " એ સાંભળી વિરજનના હૃદયમાં એ તાલાવેલી
ાગી કે જેથી દરેક કવિને પોતાનાં કાવ્યોની પ્રશંસા સાંભળીને
ને તે છપાઈને બહાર પડશે એવા વિચારથી ઉત્પન્ન થાય છે. એ
ોકે બહારથી તો ના ના કહેતી હતી, પણ એ નકાર હકાર
માન હતો. એ સમયમાં પ્રયાગથી 'કમળા' નામક એક સુંદર
ાસિક બહાર પડતું હતું. પ્રાણનાથે 'પ્રેમની મતવાલી' કાવ્યને એ
ાસિક પર પ્રગટ થવા માટે મોકલી આપ્યું. એ માસિકના સંપાદક
ક કાવ્યરસિક મહાનુભાવ હતા. કાવ્ય મળતાં જ તેમણે હાર્દિક
ભિનંદન પાઠવ્યા અને જ્યારે એ કાવ્ય પ્રગટ થયું, ત્યારે તો

સાહિત્ય જગતમાં ધૂમ મચી ગઇ. ભાગ્યે જ કોઇ કવિને તેના પ્રથમ કાવ્ય પર આટલી બધી ખ્યાતિ મળી હશે. લોકો એ કાવ્ય વાંચતા અને એકબીજાના મુખ પ્રતિ જોઇ રહેતા. કાવ્યપ્રેમીઓમાં કેટલાંય અઠવાડિયાં પર્યંત એ કાવ્યની ચર્ચા ચાલ્યા કરી. કોઇને પણ વિશ્વાસ નહોતો પડતો કે આ એક નવજાત કવિની રચના છે.

હવે તો દર માસે વિરજનનાં કાવ્યો 'કમળા'માં પ્રકાશિત થવા લાગ્યાં અને આ 'ભારત–મહિલા'ને લોકમતે કવિઓના અગ્રપદે બેસાડી દીધી. સૌ કોઇને મુખે 'ભારત મહિલા'નું નામ રટણ થવા લાગ્યું. કોઈ વર્તમાનપત્ર યા માસિક બાકી નહોતું રહ્યું કે જે ભારત મહિલાનાં કાવ્યો પ્રગટ કરવા ઉત્સુક ન હોય. પત્ર ખોલતાં જ વાચકો 'ભારત–મહિલા'નું કાવ્ય ક્યાં છે તે શોધવા પાનાં ફેરવવા મંડી પડતા. હા, તેની દિવ્ય શક્તિઓ હવે કોઇને ય વિસ્મયમાં નહોતી નાખતી. તેણે સ્વયં કવિતાનો આદર્શ ઉચ્ચ કરી દીધો હતો.

ત્રણ વર્ષ પર્યંત કોઈને ય ખબર ન પડી કે 'ભારત મહિલા' કોણ છે! છેવટે પ્રાણનાથથી ન રહેવાયું. એ તો વિરજનના ભક્ત બની ગયા હતા. એમણે કેટલોક સમય થયાં વિરજનનું જીવનચરિત્ર લખવાનું નક્કી કર્યું હતું. સેવતી દ્વારા તેમણે ધીરે ધીરે તેના જીવનનો ઇતિહાસ મેળવી લીધો હતો અને 'ભારત–મહિલા' એ નામે તેમણે તે પર એક લાંબો લેખ તૈયાર કર્યો. પ્રાણનાથે આ પૂર્વે ક્યારે ય કશું લખ્યું નહોતું, પરંતુ શ્રદ્ધાએ અભ્યાસની ખોટ પૂરી પાડી દીધી હતી. એ લેખ અત્યંત રોચક, સમાલોચનાત્મક તથા ભાવપૂર્ણ હતો.

એ લેખ પ્રગટ થયો નહિ કે વિરજનને ચારે તરફથી પ્રતિષ્ઠાનો ઉપહાર મળવા લાગ્યો. રાધાચરણ મોરાદાબાદથી તેને ખાસ મળવા આવ્યા. કમળા, ઉમાદેવી, સીતા, ચંદ્રકુંવર અને બીજી કેટલીય જૂની સખીઓ, કે જે એને ભૂલી ગઈ હતી, તે સૌ પ્રતિદિન વિરજનને

મળવા આવવા લાગી. મોટા મોટા માન્યગણુ સજ્જનો કે જેઓ મમતાના અભિમાનથી મોટા મોટા હાકેમો સમક્ષ પણુ મસ્તક ઝુકાવતા ન હતા, તેઓ પણુ વિરજનને બારણે દેખા દેવા લાગ્યા. ચંદ્રા સ્વયં તો આવી ન શકી, પણુ તેણે પત્રમાં લખ્યું : "મનમાં થઈ આવે છે કે આવીને તમારા ચરણોમાં માથું મૂકી કલાકો પર્યંત હૃદયને ખાલી કરું !"

★

## પ્રકરણુ ૨૨ મું : . . . . માધવી

★

કયારેક કયારેક વનવગડામાં ઊગેલાં પુષ્પોમાં એવાં સૌરભ અને રંગરૂપ મળી આવે છે કે જે મહેનત લઇ ઊછેરેલી વાટિકાઓના પુષ્પોમાં પણુ નથી મળતાં. માધવી જો કે હતી એક મૂર્ખ અને દરિદ્ર માનવીની પુત્રી, પરંતુ વિધાતાએ તેને નારીમાં હોવા જોઇતા સર્વ ગુણોથી અલંકૃત કરી હતી. તેનામાં શિક્ષણુ તથા સુધારણા ગ્રહણુ કરવાની વિશેષ યોગ્યતા હતી. વિરજન સાસરે આવી ત્યારબાદ એ બન્ને વચ્ચે મિત્રતા બંધાઇ હતી. આ ભોળી ને નિર્દોષ કન્યા વિરજનને જોતાં વેંત તેના પ્રત્યે આકર્ષાઇ હતી અને પછી તો રાતદિવસ તેની પાસે જ તેણે રહેવા માંડયું હતું. જાણે કે વિરજન દેવી હતી અને માધવી તેની પૂજારણુ ! ક્યારે ય તે વિરજન વિરૂદ્ધ એક શબ્દ પણુ ન બોલતી. વિરજન પણુ તેને પોતાની જોડે સુવાડતી, ખવડાવતી-પીવડાવતી અને તેને પોતાનાં સારાં સારાં રેશમી વસ્રો પહેરવા આપતી. તે માધવીને પોતાની નાની બહેન કરતાં પણુ વધુ લાડથી રાખતી. હૃદયને હૃદય સાથે સંબંધ હોય છે. જો પ્રતાપને વૃજરાણી સાથે હાર્દિક સંબંધ હતો, તો વૃજરાણી પણુ પ્રતાપને સાચા દિલથી ચાહતી હતી. પછી જ્યારે કમળાચરણુ સાથે તેનાં લગ્નનું નક્કી

કરવામાં આવ્યું, ત્યારે તેને પ્રતાપચંદ્ર કરતાં ઓછું દુઃખ નહોતું થયું. અલબત્ત લજ્જાવશ બની તે ક્યારે ય પોતાના હૃદયની મનોવેદન બહાર પ્રગટ કરતી નહિ. લગ્ન થઇ ગયા બાદ તેને દરરોજ એ વાતની ચિંતા રહ્યા કરતી કે પ્રતાપના દુઃખી હૃદયને કેવી રીતે સાંત્વન આપવું? મારું જીવન તો જાણે એક પ્રકારે આનંદમાં વીતે છે, પરંતુ પ્રતાપ પર તો કોણ જાણે શી ય વીતતી હશે? તે સમયે માધવી આશરે અગિયારેક વર્ષની હતી. તેના રંગરૂપનું સૌંદર્ય, તેના ગુણ તથા તેનો મિલનસાર સ્વભાવ જોઇ સૌ કોઇને આશ્ચર્ય થતું હતું. અચાનક એક દિવસ વિરજનને થઈ આવ્યું કે મારી માધવી શું પ્રતાપના કંઠનો હાર થવાને યોગ્ય નથી? બસ, તે દિવસથી તેણે માધવીને પ્રતાપને યોગ્ય શિક્ષણ અને તાલીમ આપવામાં જ પોતાનો બધો સમય વિતાવવા માંડયો. તે મનમાં ને મનમાં વિચાર કરી ફૂલી ન સમાતી કે જ્યારે માધવી સોળ સત્તર વર્ષની થશે, ત્યારે હું પ્રતાપ પાસે જઇશ અને તેને હાથ જોડીને કહીશ કે માધવી મારી બહેન છે. તેને તમે આજથી તમારી દાસી ગણો. શું પ્રતાપ મારી વાત નહિ માને? ના, એ જરૂર મારી વાત માનશે. પણ ખરી મજા તો ત્યારે જ આવે કે જ્યારે કાકી પોતે માધવીને પોતાની પુત્રવધૂ બનાવવાની ઇચ્છા મારી સમક્ષ પ્રગટ કરે. આ હેતુથી વિરજને પ્રતાપચંદ્રના પ્રશંસનીય ગુણોનું વર્ણન માધવી સમક્ષ દરરોજ કરવા માંડયું કે જેથી કરીને માધવીને સ્વયં પ્રતાપ માટે આકર્ષણ ઉત્પન્ન થાય. વિરજન જ્યારે પ્રતાપચંદ્રનું વર્ણન કરવા માંડતી ત્યારે શબ્દો આપોઆપ અસામાન્ય રીતે મધુર અને સરળ બની જતા. શનૈઃ શનૈઃ માધવીનું કોમળ હૃદય પ્રેમરસનો આસ્વાદ લેવા લાગ્યું. તેના હૃદયમાં પ્રતાપચંદ્રનું ચિત્ર અંકિત થઈ ગયું.

ભોળી માધવી વિચારતી હતી કે હું કેવી નસીબવાન છું! મને એવા સ્વામી મળશે કે જેના ચરણ ધોઇને પીવાને પણ હું યોગ્ય નથી, પરંતુ શું એ મને તેમની દાસી નહિ બનાવે? ગમે તે થાય

પણ હું તો તેમને જ વરીશ. જો પ્રેમમાં કાંઈ પણ આકર્ષણ હશે, તો જરૂર હું તેમને મારા બનાવીશ; પરંતુ એ બિચારીને ક્યાં ખબર હતી કે આશાઓ શોક બની નેત્ર માર્ગે વહી જશે. તેને હજી પંદરમું વર્ષ ચાલતું હતું કે વિરજન પર ગૃહવિનાશની આપત્તિઓ આવી પડી. એ આંધીના ઝપાટાએ માધવીની આ કલ્પિત પુષ્પવાટિકાનું પણ સત્યાનાશ વાળી નાંખ્યું. એ દરમ્યાન પ્રતાપચંદ્રના અદ્રશ્ય થઈ જવાના સમાચાર મળ્યા. આંધીએ જે થોડું ઘણું બાકી રાખ્યું હતું તે આ અગ્નિએ આવીને બાળીને ભસ્મ કરી નાંખ્યું.

આમ ટૂંકમાં માનસદૃષ્ટિએ માધવી પ્રતાપચંદ્રની પત્ની બની ચૂકી હતી. તેણે પોતાનાં તન અને મન તેને સમર્પણ કરી દીધાં હતાં. પ્રતાપ આ વાતથી અજાણ હતો, પરંતુ તેને એવી એક અમૂલ્ય વસ્તુ મળી હતી કે જેની જગત આખામાં તૂલના થઇ શકે તેમ નહોતી. માધવીએ કેવળ એક વાર પ્રતાપને જોયો હતો અને કેવળ એક જ વાર તેને બોલતો સાંભળ્યો હતો. પરંતુ વિરજને પહેલાંથી તેના હૃદય પર પ્રતાપચંદ્રનું જે ચિત્ર અંકિત કરી દીધું હતું, તેને માધવીએ તે કરતાં પણ વધુ ઉજ્જવળ કરી મૂક્યું હતું. પ્રતાપનો પત્તો નહોતો. છતાં માધવી તેના પ્રેમાગ્નિમાં દિનપ્રતિદિન બળતી જતી હતી. તે દિવસથી એવું એક પણ વ્રત નહોતું રહ્યું કે જે માધવીએ કર્યું ન હોય. કોઇ એવાં દેવદેવી નહોતાં રહ્યાં કે જેની તેણે પૂજા કરી ન હોય અને આ બધું માત્ર એટલા જ માટે કે પ્રતાપ જ્યાં હોય ત્યાં ઇશ્વર તેને ક્ષેમકુશળ રાખે. આ પ્રેમકલ્પનાઓએ એ નિર્દોષ બાલિકાને તે પહેલાં હતી તે કરતાં પણ વધુ દૃઢ, સંયમી અને કોમળ બનાવી દીધી હતી. કદાચ તેના ચિત્તે તો એમ નિર્ણય કરી લીધો હશે કે મારાં તો પ્રતાપચંદ્ર સાથે લગ્ન થઈ ગયાં. વિરજન તેની આ દશા જોતી અને રોતી કે આ આગ મારી જ સળગાવેલી છે! આ નવકુસુમ

હવે કોના કંઠનો હાર બનશે? આ કોની બનીને રહેશે? હાય! જે બીજને આટલી મહેનત લઈને મેં વાવીને અંકુરિત કર્યું અને તેનું મધુક્ષીરથી સિંચન કર્યું, તેનું પુષ્પ ડાળી ઉપર જ કરમાઈ જાય છે. વિરજન તો કાવ્યરચનામાં પણ મનને રોકી રાખતી, પરંતુ માધવીને તો એનો પણ આશરો નહોતો. પોતાના પ્રિયતમનું ધ્યાન એ જ તેનાં એકમાત્ર પ્રેમી અને સાથી હતાં અને એ પ્રિયતમ એવો હતો કે જે પોતાના માટે સર્વથા અપરિચિત હતો. પ્રતાપના ચાલ્યા ગયા બાદ કેટલાય માસ પછી એક રાતે માધવીએ સ્વપ્નમાં જોયું કે તે સંન્યાસી થઈ ગયો છે. આજે માધવીને અપાર પ્રેમ પ્રગટ થયો હતો. તેને જાણે આકાશવાણી દ્વારા સમાચાર મળ્યા હતા કે પ્રતાપે ચોક્કસ સંન્યસ્ત ગ્રહણ કર્યું હતું. પરિણામે તે દિવસથી તે પણ તપસ્વિની બની ગઈ. તેણે પોતાનાં સુખ અને વિલાસની લાલસાને હૃદયમાંથી સદાને માટે હાંકી કાઢ્યાં.

જ્યારે ક્યારેક બેઠાં બેઠાં માધવીનો જીવ બહુ વ્યાકુળ થઈ જતો, ત્યારે એ પ્રતાપને ઘેર જઈ પહોંચતી. ત્યાં તેના ચિત્તને થોડા સમય માટે શાંતિ મળતી. આ ભવન માધવીને મન એક પવિત્ર મંદિર સમાન હતું. જ્યાં સુધી વિરજન અને સુવામા વચ્ચે મનમેળ નહોતો, ત્યાં સુધી માધવી ત્યાં બહુ ઓછું જતી, પરંતુ જ્યારે અંતે વિરજનના પવિત્ર અને આદર્શ જીવનમાંથી એ ગાંઠ દૂર થઈ ગઈ અને બન્ને વચ્ચે ગંગાયમુના જેવો પરસ્પર મેળ થઈ ગયો, એટલે માધવીનું આવાગમન પણ વધી ગયું. પછી તો એ સુવામા પાસે આખો દહાડો બેસી રહેવા લાગી. આ ભવનની તસુએ તસુ જમીન પ્રતાપના સ્મરણ રૂપ હતી. આ જ આંગણામાં પ્રતાપે લાકડાના ઘોડા પર સ્વારી કરી હતી. અને આ જ કુંડમાં કાગળની નાવો દોડાવી હતી. એ નૌકાઓ તો કદાચિત કાળના ચક્રમાં આવી ડૂબી ગઈ હતી, પરંતુ ચોબો કાષ્ટનો ઘોડો તો હજી પણ વિદ્યમાન હતો. માધવીએ તેના

જર્જરિત અસ્થિઓમાં પ્રાણ અંકિત કર્યાં હતા અને તેને લઈ જઈને બાગમાં એક વૃક્ષ જોડે છાયામાં બાંધ્યો હતો. આ જ ભવન પ્રતાપનું શયનાગાર હતું. માધવી હવે તેને પોતાના પ્રિયદેવનું મંદિર ગણતી હતી. આ પલંગે પ્રતાપને કેટલાય દિવસો સુધી પોતાના ખોળામાં થાબડી થાબડીને સુવાડ્યો હતો. માધવી હવે તેને રોજ પુષ્પોથી શણગારતી હતી. ટૂંકમાં માધવીએ એ ઓરડાને ખૂબ જ શણગારી દીધો હતો. ચિત્રોના મુખ પરથી ધૂળની યવનિકા ઊડી ગઈ. લેમ્પનું ભાગ્ય પુનઃ જાગૃત થઈ ઊઠયું. માધવીની આવા પ્રકારની અનન્ત પ્રેમભક્તિ જોઈ સુવામા પણ પોતાનું દુઃખ ભૂલી ગઈ. ઘણા લાંબા સમયથી પ્રતાપચંદ્રનું નામ તેણે મુખે નહોતું લીધું. વિરજન સાથે પુનઃ મનમેળો થઈ જવા છતાં, એ બન્ને સ્ત્રીઓ વચ્ચે ક્યારે ય પ્રતાપચંદ્રની ચર્ચા નહોતી થતી. વિરજન લજ્જાની મારી સંકોચાતી હતી અને સુવામા ક્રોધની મારી તેનું નામ લેતી નહોતી. પરંતુ માધવીના પ્રેમાનલ સમક્ષ પત્થર પણ પીગળી ગયો. જ્યારે એ પ્રેમવિહ્વલ બની પ્રતાપના બાળપણની વાતો પૂછવા બેસતી ત્યારે સુવામાથી સહ્યું ન જતું. તેની આંખોમાં અશ્રુ ઊભરાઈ આવતાં અને બન્ને રોવા માંડતી. અને પછી તો દિવસ આખો પ્રતાપની જ વાતો ચાલ્યા કરતી. શું હજી પણ માધવીના ચિત્તની દશા સુવામાથી છૂપી રહી શકે એમ હતી? તે વારંવાર વિચાર કર્યા કરતી કે શું આ તપસ્વિની આ જ રીતે પ્રેમાગ્નિમાં સદા સળગ્યા કરશે અને તે પણ કશી ય આશા વિના? એક દિવસ વ્રજરાણીએ 'કમળા'નું પેકેટ ખોલ્યું તો પહેલા જ પાના પર એક પરમ પ્રતિભાપૂર્ણ ચિત્ર વિવિધ રંગોમાં નજરે પડયું. આ કોઈ મહાત્માનું ચિત્ર હતું. તેને લાગ્યું કે આ મહાત્માને મેં ક્યાંક જોયા છે. એમ વિચારતાં વિચારતાં અકસ્માત તેનું ધ્યાન પ્રતાપચંદ્ર પર જઈને કેંદ્રિત થયું. તે એકદમ્ આનંદના ઉમંગમાં આવી ગઈ અને બોલી ઊઠીઃ

"માધવી, જરા અહીં આવજે તો!"

માધવી તે વેળાએ બાગમાં પુષ્પોની ક્યારીઓને પાણી પાતી હતી. તેના ચિત્તવિનોદનું આજકાલ આ જ કામ હતું. તે પાણીમાં લથરપથર થયેલી સાડી, માથાના વિખરાયેલા વાળ, કપાળે પ્રસ્વેદનાં બિંદુ અને નેત્રોમાં પ્રેમરસ એવી સ્થિતિમાં ત્યાં આવીને ઊભી રહી. વિરજને કહ્યું: "આમ આવ, તને એક ચિત્ર દેખાડું!"

માધવીએ જણાવ્યું: "કોનું ચિત્ર છે? લાવો, જોઉં તો ખરી!"

કહી માધવીએ એ ચિત્ર હાથમાં લીધું અને તેને તે ક્યાં ય સુધી ધ્યાનપૂર્વક જોઈ રહી. જોતાં જોતાં તેની આંખોમાં આંસુ આવી ગયાં.

વિરજન: "ઓળખ્યા?"

માધવી: "કેમ? આ સ્વરૂપ તો હું કેટલી ય વાર સ્વપ્નમાં જોઇ ચૂકી છું. વદનથી કાંતિ નીતરે છે!"

વિરજન: "જો, કાંઈક હકીકત પણ લખેલી છે." એ સાંભળી માધવીએ પાનું ફેરવ્યું તો 'સ્વામી બાલાજી' શીર્ષક લેખ તેના જોવામાં આવ્યો.

થોડીવાર પર્યંત બન્નેએ તન્મય બની એ લેખ વાંચ્યા કર્યો અને પછી વાતચીત કરવા લાગી.

વિરજન: "હું તો પહેલેથી જ જાણી ગઇ હતી કે એમણે જરૂર સન્યસ્ત ગ્રહણ કર્યું હશે."

માધવી નીચું મોં કરી ઊભી હતી. તે કશું ન બોલી.

વિરજન: "તે વખતનામાં અને અત્યારનામાં કેટલું બધું અંતર છે? મુખમંડળથી દિવ્ય કાંતિ ચમકી રહી છે. પૂર્વે તે આવા સુંદર નહોતા."

માધવી : "હં!"

વિરજન : "ઇશ્વર એમને સુખી રાખે. એમણે પણ ભારે તપસ્યા કરી છે. (નેત્રોમાં આંસુ ભરી) કેવા સંયોગ છે? હું અને એ સાથે રમતાં, સાથે જ ખાતાંપીતાં અને આજે—એ સંન્યાસી છે અને હું એક વિયોગિની! કોણ જાણે એમને આપણી કાંઇ ખબર પણ હશે કે કેમ એ પણ શંકા પડતી વાત છે. જેણે સન્યસ્ત જ લઇ લીધું તેને સગાંસંબંધીઓની શી પરવા? જ્યારે કાકીને પણ એકાદ કાગળ નથી લખ્યો, તો પછી આપણી સંભાળ લેવાની તો વાત જ કયાં રહી? માધવી! બાલ્યાવ્યાસ્થામાં એ કયારેક કયારેક યોગી યોગીની રમત રમતા, ત્યારે હું તેમને મીઠાઈની ભીક્ષા આપતી."

માધવી રોતાં રોતાં બોલી : "કોણ જાણે હવે કયારે ય પુનઃ દર્શન થશે!" કહી તેણે લજ્જાથી મોં નીચું કરી લીધું.

વિરજન : "હવે તો તુરતમાં જ આવશે. પ્રાણનાથે આ ખૂબ સુંદર લેખ લખ્યો છે."

માધવી : "શબ્દે શબ્દે ભક્તિ ટપકે છે."

વિરજન : "તેમની વૃકતૃતાની કેવી પ્રશંસા કરી છે! એમની વાણીમાં તો પહેલાં પણ જાદુ હતું, એટલે હવે તો પૂછવું જ શું? જેણે પ્રાણનાથ જેવા પર પોતાની વાણીનો પ્રભાવ પાડયો, તે સમસ્ત પૃથ્વી પર પોતાનું જાદુ ફેલાવી શકે છે."

માધવી : "ચાલો, કાકીને ત્યાં જઇએ."

વિરજન : "હા, આપણને એમનો તો ખ્યાલ જ ન રહ્યો. જોઇએ, એ શું કહે છે! રાજી તો શાનાં થાય?"

માધવી : "એમની તો એ અભિલાષા જ હતી. પછી રાજી શું કામ ન થાય?"

વિરજન : "ચાલ, ચાલ! કોઈ પણ માતા એવા સમાચાર સાંભળી પ્રસન્ન ન થાય."

પછી બન્ને અબળાઓ ઘરની બહાર નીકળી. વિરજનનું મુખ-કમળ કરમાયેલું હતું, પરંતુ માધવીનું તો અંગેઅંગ હર્ષથી ફૂલ્યું માતું ન હતું. કોઈ જો અત્યારે તેને પૂછે કે: "તારા ચરણ પૃથ્વીને કેમ અડકતા નથી? તારા પીળા મુખ પર આ શાની પ્રસન્નતાની લાલી છવાઇ ગઇ છે! તને એવી તે શી સંપત્તિ મળી ગઈ છે! તું હવે શોકાન્વિત તથા ઉદાસ કેમ નથી દેખાતી? તને તારો પ્રિયતમ મળવાની તો હવે કાંઇ આશા છે નહિ, તારા પર તેમની પ્રેમની દૃષ્ટિ તો ક્યારે ય પડી નથી! તારા કાન સુધી તેમના પ્રેમનો ધ્વનિનો ક્યારે ય પહોંચ્યો નથી, તો ય તું તો ફૂલી કેમ સમાતી નથી?" એનો ઉત્તર માધવી શું આપત? કશો જ નહિ. તે શીર નમાવી લેત અને આંખો નીચી ઢાળી દેત, જેમ ડાળીઓ પુષ્પોના ભારથી લચી પડે છે! કદાચિત તેમાંથી થોડાં અશ્રુબિંદુ ટપકી પડત, પરંતુ તેની જીભ્હામાંથી તો એક પણ શબ્દ બહાર ન નીકળત.

માધવી તો પ્રેમના મદથી મસ્ત બની હતી. તેનું હૃદય પ્રેમથી ઉન્મત્ત બની ગયું હતું. તેનો પ્રેમ એ કાંઇ બજારુ સોદો નહોતો. તેનો પ્રેમ કોઇ વસ્તુનો ભૂખ્યો નહોતો. એ પ્રેમને બદલે પ્રેમ નહોતી માગતી. તેને તો ઊલટાનું અભિમાન હતું કે આવા પવિત્ર પુરુષની મૂર્તિ મારા હૃદયમાં પ્રકાશમાન છે. અને આ અભિમાન જ તેની ઉન્મત્તતાનું કારણ હતું–તેના પ્રેમનો પુરસ્કાર હતો.

બીજા મહિને વ્રજરાણીએ 'બાલાજી' ના સ્વાગતમાં એક પ્રભાવશાળી કાવ્ય લખી નાખ્યું. આ એક વિલક્ષણ રચના હતી. જ્યારે એ કાવ્ય છપાઇને પ્રગટ થયું, ત્યારે વિદ્યાજગત વિરજનની કાવ્ય પ્રતિભાથીપરિચિત હોવા છતાં પણ આશ્ચર્યથી દંગ થઇ ગયું. એ કલ્પનારૂપી પક્ષી જે કાવ્યગગનમાં વાયુમંડળથી પણ આગળ નીકળી જતું, તે આ વખતે માત્ર તારિકારૂપે ચમકી રહ્યું. એક એક છંદ આકાશવાણીની જ્યોતિથી પ્રકાશિત હતો. જે

જે લોકોએ એ કાવ્ય વાંચ્યું, એ સૌ બાલાજીના ભક્ત બની ગયા. કવિ એ એક એવો મદારી છે કે જેની ટોપલીમાં સર્પોના સ્થાને હૃદયો પુરાઈ રહેતાં હોય છે.

★

## પ્રકરણ ૨૩ મું . . . . કાશીમાં આગમન

★

**જ્યારથી** વ્રજરાણીનો કાવ્યચંદ્ર ઉદય પામ્યો, ત્યારથી તેને ત્યાં સદૈવ મહિલાઓની ઠઠ જામેલી જ રહેવા લાગી હતી. શહેરમાં અનેક મહિલામંડળો હતાં. એ બધાં ય મંડળોનો ભાર તેને જ વહેવો પડતો એ સિવાય બીજાં શહેરોમાંથી પણ નિરંતર અનેક સ્ત્રીઓ તેને મળવા આવ્યા કરતી. જે કોઈ તીર્થયાત્રા કરવા કાશી આવતું, તે અવશ્ય વિરજનની મુલાકાતે આવતું. રાજા ધર્મસિંહે તેનાં કાવ્યોનો સર્વાંગસુંદર સંગ્રહ પ્રકાશિત કર્યો હતો. આ સંગ્રહે તેના કાવ્યચમત્કારનો સર્વત્ર ડંકો વગાડી દીધો હતો. માત્ર ભારતવર્ષના જ નહિ, પરંતુ યુરોપ અને અમેરિકા જેવા પશ્ચિમાત્ય દેશોના અગ્રગણ્ય કવિઓએ પણ તેની કાવ્યમનોહરતા પર ધન્યવાદ ઢાલવ્યા હતા. ભારતવર્ષમાં તો કોક જ રસિક પુરુષ એવો બાકી રહ્યો હશે કે જેના પુસ્તકાલયમાં તેનાં પુસ્તકો ન હોય. વિરજનનાં કાવ્યોની પ્રતિષ્ઠા કરનારાઓમાં બાલાજીનું સ્થાન સૌથી મોખરે હતું. તે પોતાની પ્રભાવશાલિની વકતૃતાઓ તથા લેખોમાં બહુધા વિરજનનાં કાવ્યોનું જ પ્રમાણ આપ્યા કરતા તદુપરાંત 'સરસ્વતી' માં પણ તેમણે તેનાં કાવ્યોની એક સવિસ્તર સમાલોચના લખીને પ્રગટ કરી હતી.

એક દિવસ પ્રાતઃકાળમાં જ સીતા, ચંદ્રકુંવર, રુકમણી તથા રાણી વિરજનને ત્યાં આવી પહોંચ્યાં. ચંદ્રાએ એ સૌ મહિલાઓને

જાજમ પાથરી આદરસહ બેસાડી. તે વખતે વિરજન ત્યાં નહોતી, કારણકે તેણે પ્રભાતનો સમય કાવ્યચિંતન માટે નિયત કર્યો હતો. તે વખતે તે કોઇ ખાસ આવશ્યક કાર્ય સિવાય કોઇને પણ મળતીહળતી નહિ. વાટિકામાં એક રમણિય કુંજ હતો. ગુલાબની સુગંધિથી ભરપૂર સુરભિત વાયુ વાતો હતો. ત્યાં જ વિરજન એક શિલાસન પર બેસી કાવ્યરચના કરતી. એ કાવ્યરૂપી સમુદ્રમાંથી જે મોતી તે બહાર કાઢતી, તેને માધવી લેખિનીની માળામાં પરોવી લેતી. આજે ઘણા દિવસો બાદ, નગરનિવાસીઓના ખૂબ જ અનુરોધ પછી, વિરજને બાલાજીને કાશીમાં આમંત્રણ આપવા માટે લેખિની હાથમાં લીધી હતી. માત્ર બનારસ જ એક એવું નગર હતું કે જેનું સ્મરણ ક્યારેક ક્યારેક બાલાજીને વ્યગ્ર કરી મૂકતું. પરંતુ કાશીનિવાસીઓનો નિરંતર આગ્રહ હોવા છતાં, તેમને કાશી આવવાનો અવકાશ મળતો નહોતો. એ લંકા તથા બ્રહ્મદેશ પર્યંત જઇ આવ્યા હતા, પરંતુ તેમણે કાશીને તો જતું જ કર્યું હતું. આ નગરને તે પોતાનું પરીક્ષા-ભવન માનતા હતા, એટલા માટે જ આજે વિરજન તેમને આ આમંત્રણ આપતી હતી અને લોકોને ખાત્રી હતી કે તેનું નિમંત્રણ તેઓ પાછું ઠેલી શકશે નહિ. જ્યારે કોઈ નવીન વિચાર આવતો, ત્યારે વિરજનનું ચંદ્રાનન ચમકી ઊઠતું અને માધવીના વદન પર પ્રસન્નતાની લાલી ખીલી ઊઠતી. વાટિકામાં પાટલિપુષ્પો પુષ્કળ ખીલ્યાં હતાં અને રજનીના ઓસમાં મળી એ અત્યારે પરમ શોભા આપતાં હતાં પરંતુ અત્યારે આ બન્ને નવયૌવનાઓરૂપી પુષ્પો પર જે નવવિકાસ અને છટા દેદિપ્યમાન થતાં હતાં, તે જોઈને એ પાટલીપુષ્પો પણ લજ્જિત થઇ ગયાં હતાં.

નવ વાગતાં વાગતાં વિરજન ઘરમાં આવી.

સેવતી બોલી : "આજે તો તે ખૂબ મોડું કર્યું!"

વિરજન : "કુંતિએ સૂર્યને બોલાવવા માટે કેટલું તપ કર્યું હતું?"

સીતા : "બાલાજી તો ખૂબ જ નિષ્ઠુર છે. હું તો એવા માણસ સાથે જરા પણ ન બોલું."

રુકમણી : "જેણે સન્યસ્ત લઇ લીધું તેને પછી ઘરબાર સાથે શો સંબંધ?"

ચંદ્રકુંવર : "અહીં આવશે ત્યારે હું તો તેમના મોંએ જ ઝાપટીશ કે મહાશય આવાં નખરાં ક્યાંથી શીખ્યા?"

રુકમણી : "મહારાણી! જરા મહાત્માપુરુષો સાથે શિષ્ટાચાર રાખતાં શીખો. તમારી તો જીભ નથી, કાતર છે કાતર!"

ચંદ્રકુંવર : "તો પછી ક્યાં સુધી ધીરજ રાખવી! બધે ય જવા વખત મળે છે, માત્ર અહીં આવતાં જ એમના ટાંટિયા ભાગી જાય છે."

વિરજન : "(સ્મિત કરી) હવે તો થોડા સમયમાં જ દર્શન પામશો. મને વિશ્વાસ છે કે આ મહિનામાં એ જરૂર આવશે."

સીતા : "ધનભાગ્ય કે દર્શનનો લહાવો મળશે. હું તો જ્યારે જ્યારે તેમના સમાચાર વાંચું છું ત્યારે મને તો મનમાં થઇ આવે છે કે તેમના ચરણોમાં પડી કલાકો પર્યંત રોઇ મારું હૃદય ખાલી કરું."

રુકમણી : "ઇશ્વરે તેમને યશ પણ ખૂબ આપ્યો છે. દારાનગરની મહારાણી છેલ્લો અણી પર હતી, મોટો શ્વાસ ઉપડ્યો હતો કે એવામાં બાલાજીને સમાચાર મળ્યા. એ તુરત ત્યાં આવી પહોંચ્યા અને ચપટી વગાડતામાં તો તેને બેઠી કરી દીધી. મારા પતિ તે વખતે ત્યાં હતા. કહેતા હતા કે રાણીજીએ ભંડારની ચાવી બાલાજીના હાથમાં મૂકી દીધી અને કહ્યું : "હવે આના માલિક તમે છો." બાલાજીએ જણાવ્યું : "મને ધનની આવશ્યકતા નથી, તમે તમારા રાજ્યમાં ત્રણ ગૌશાળાઓ બંધાવી દો." એ બોલે એટલી જ વાર હતી. આજે દારાનગરમાં દૂધની તો ધારાઓ વહે છે. એવા મહાત્માઓ ઘણા ઓછા હોય છે."

ચંદ્રકુંવર : "રાજા નવલખાનો ક્ષયરોગ તેમની જડીબુટ્ટીઓથી જ દૂર થયો. નહિ તો એકેએક ડાક્ટર અને વૈદ્ય હાથ ધોઇ બેઠા હતા. બાલાજી ત્યાંથી નીકળ્યા ત્યારે રાણીએ નવ લાખ રૂપિયાની કિંમતનો સાચાં મોતીનો હાર તેમનાં ચરણો આગળ મૂક્યો હતો, પરંતુ બાલાજીએ તો એના તરફ નજર સરખી પણ કરી નહોતી."

રાણી : "કેવા જડ જેવા માણસ છે!"

રુકમણી : "ના, તારા હિસાબે તો એમણે એ હાર લઇ પોતાના ગળામાં નાખવો જોઇતો હતો, નહિ?"

નિરંજન : "ના, ના, એમણે એ હાર લઈ રાણીને પહેરાવવો જોઇતો હતો. કેમ ખરું ને?"

રાણી : "હા, હા, વળી. હું તો એવા હાર ખાતર જિંદગીભરનું ગુલામીખત લખી આપું."

ચંદ્રકુવર : "મારે એ તો ભારતસભાના સભ્ય છે. માંડ માંડ કરી અઢીસો રૂપિયા એકઠા કર્યા હતા, તે એમ કહીને ઉપાડી ગયા, કે એમાંથી ઘોડો લેવાનો છે. તો શું ભારતસભાવાળાથી ઘોડા વિના ચલાતું નહિ હોય?"

રાણી : "કાલે તો એ લોકો સરઘસરૂપે મારા ઘર આગળથી નીકળ્યા હતા. મને તો એ બધા બહુ ભલા માણસ લાગ્યા હતા."

એવામાં સેવતી તે દિવસનાં વર્તમાનપત્રો લઇ ત્યાં આવી પહોંચી.

નિરંજને પૂછ્યું : "કેમ, કાંઇ નવીન સમાચાર છે?"

સેવતી : "હા, બાલાજી મણિકપુર આવ્યા છે. એક ભરવાડે પોતાની પુત્રીનાં લગ્નમાં તેમને નિમંત્રણ આપ્યું હતું. તેથી પ્રયાગની ભારતસભાના સભ્યો સહિત રાતના ચાલતા નીકળીને એ ત્યાં જઇ પહોંચ્યા હતા. ભરવાડોએ ખૂબ જ ઉત્સાહ અને ઠાઠમાઠ સાથે

તેમનું સ્વાગત કર્યું અને બધાએ મળી તેમને પાંચસો ગાયો ભેટ આપી બાલાજીએ નવવધૂને આશિર્વાદ આપ્યા અને વરરાજાને હૃદય સાથે ચાંપી પોતાની જોડે બેસાડયો હતો. પાંચ ભરવાડ ભારતસભાના સભ્યો થયા. ”

વિરજન : “ ઘણા સારા સમાચાર છે. માધવી, એ સમાચારની કાપલી કાપી લેજે. બીજું કાંઈ? ”

સેવતી : “ પટણાવાસીઓએ એક ઠાકુરદ્વારો બંધાવ્યો છે ત્યાંની ભારતસભાએ ખૂબધામધૂમ અને સમારંભ સાથે તેની ઉદ્‌ઘાટનક્રિયા કરી. ”

વિરજન : “ પટણાના લોકો ખૂબ જ ઉત્સાહપૂર્વક કામ કરતા લાગે છે. ”

ચંદ્રકુંવર : “ ચમારણો પણ હવે તો અંબર પહેરતાં શીખી. હરિજનો ઠાકુરદ્વારા બંધાવતા શીખ્યા ! ”

રુકમણી : “ તો શું એ લોકો આપણા જેવા માણસ નથી ? તેમને પણ શું આપણી માફક ભગવાને નથી જન્મ આપ્યો ? માત્ર તમે જ એક તમારા સ્વામીની પૂજા કરવાનો ઇજારો રાખ્યો હશે !

ચંદ્રકુંવર : “ ચાલ ચાલ હવે, હરિજનો સાથે મારી સરખામણી કરતાં તને શરમ નથી આવતી ? જો એ સારું નથી લાગતું.”

રૂકમણી : “ ક્યાંથી સારું લાગે ! તું તો ગોરી ગોરી અને એ લોકો બિચરા કાળા કાળા ! ઉપરાંત તું તો વસ્ત્રાભૂષણોથી પણ સુસજ્જિત ! બસ આટલો જ ફરક કે છે કાંઈ વધારે ? ”

ચંદ્રકુંવર : “ એટલો જ ફરક કેમ છે ? પૃથ્વીને આકાશ સાથે સરખાવે છે ? મને એ સારું નથી લાગતું. હું કછવારોના વંશની ( ક્ષત્રિય ) છું. એ તો તું જાણે છે ને ? ”

રુક્મિણી : “ હા જાણું છું. અને નહોતી જાણતી, તો આજથી જાણ્યું. તારા ઠાકુર પતિ કોઈ હરિજન સાથે હરિફાઇમાં

ઊતરી મલ્લયુદ્ધ કરવા તૈયાર થશે ખરા ? કે પછી માત્ર છોગાં સાફો બાંધતા જ શીખ્યા છે ! મારી તો ખાત્રી છે કે કોઇ પ હરિજનનું એક નાનુશું છોકરું પણ તેમને ચપટીમાં ચિત્ત કરી દે !

વિરજન : "ઠીક, હવે એ વાદવિવાદને જવા દો. તમે બ તો જ્યારે અહીં આવો છો, ત્યારે લડયા વિના રહેતી જ નથી.

સેવતી : "પિતા અને પુત્ર બન્નેના કેવા સંયોગ આવ્યા એવું જ લાગે છે કે મુન્શી શાલીગ્રામે પ્રતાપચંદ્ર ખાતર જ સંન્યા લીધું હતું. આ બધું એમના જ શિક્ષણનું પરિણામ છે."

રુકમણી : "નહિ તો બીજું શું? મુન્શી શાલિગ્રામ હ તો સ્વામી બ્રહ્માનંદના નામે ઓળખાય છે. પ્રતાપને તો જોતાંવે એ ઓળખી ગયા હશે."

સેવતી : "તેમના તો આનંદનો પાર રહ્યો નહિ હોય!"

રુકમણી : "એ પણ એક ઈશ્વરની જ પ્રેરણા હશે, ન તો પ્રતાપચંદ્ર માનસરોવર શું કરવા જાય?"

સેવતી : "ઇશ્વરની આજ્ઞા વિના એક પાંદડું પણ હાલ શકતું નથી."

વિરજન : "તમે બધીઓ મારા પિતાજીને તો ભૂલી જ ગઇ ઋષિકેશમાં સૌથી પ્રથમ પિતાજી સાથે જ પ્રતાપચંદ્રની મુલાકાત થઇ હતી. પ્રતાપ તેમની સાથે એક આખું વરસ રહ્યા હતા. પછ એ બન્ને ત્યાંથી માનસ સરોવર ગયા હતા."

રુકમણી : હા, પ્રાણનાથના લેખમાં આ હકીકત હતી. બાલાજ તો એમ જ કહે છે કે જો મુન્શી સંજીવનલાલ સાથે મારી મુલાકાત થઇ ન હોતો તો હું પણ ભીખમંગો સાધુઓમાંનો એક બન ગયો હોત!"

ચંદ્રકુંવર : "એમની આત્મોન્નતિ માટે વિધાતાએ પહેલેથ બધી તૈયારી કરી રાખી હતી."

સેવતી : "ત્યારે જ આટલી નાની વયમાં ભારતેન્દુ બની ગયા છે ને! નહિ તો હજી તો એમને માંડ પચીસ વર્ષ થયાં હશે."

વિરંજન : "ના, ત્રીસ વર્ષ થયાં. મારા કરતાં બાર મહિને મોટા છે."

સેવતી : "સુવામા તો એમની કીર્તિ સાંભળીને ખૂબ જ ખુશ થતાં હશે."

રુકમણી : "ના, ના, હું તો જ્યારે જોઉં છું ત્યારે એ તો શોકાતુર જ હોય છે."

ચંદ્રકુંવર : "એમની તો બધી ય અભિલાષાઓ પર પાણી ફરી વળ્યું. પછી શોકાતુર કેમ ન રહે.

રુકમણિ : "તેમણે દેવી પાસે આ જ વરદાન માંગ્યું હતું ને?"

ચંદ્રકુંવર : "તો શું સંસારમાં રહીને સમાજસેવા ન થઇ શકત?"

રુકમણી : "એક સમાજસેવા જ નહિ, પરંતુ બીજી કોઈ પણ પ્રકારની સેવા સંસારમાં રહીને નથી થઈ શકતી, કારણકે ગૃહસ્થ તો માત્ર પોતાનાં બાળબચ્ચાંની જ સેવા કરી શકે છે."

ચંદ્રકુંવર : "કરનાર તો બધું ય કરી શકે છે, બાકી તો કશું ન કરવાનાં એ બધાં બહાનાં છે."

બીજો એક માસ વીત્યો. વિરંજનનું નવું કાવ્ય સ્વાગતનો સંદેશો લઇને બાલાજી પાસે જઇ પહોંચ્યું, પરંતુ એ ખબર ન પડી કે તેમણે એ નિમંત્રણનો સ્વીકાર કર્યો હતો કે નહિ. કાશીનિવાસીઓ બાલાજીની પ્રતિક્ષા કરતાં કરતાં થાકી ગયા. અને બાલાજી તો પ્રતિદિન દક્ષિણ તરફ આગળ વધ્યે જતા હતા. છેવટે સૌ નિરાશ બની ગયા અને સૌથી અધિક નિરાશા વિરજનને થઇ.

એક દિવસ જ્યારે કોઇને ય સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે બાલાજી કાશી આવશે, કે ઓચિંતા પ્રાણનાથે આવીને

કહ્યું: "બહેન! લ્યો, ખુશ થાઓ! આજે બાલાજી આવે છે!"

વિરંજન કાંઇક લખતી હતી, તે આ સમાચાર સાંભળી એકદમ ચમકી ઊઠી અને લેખિની તેના હાથમાંથી પડી ગઈ. માધવી ઊઠીને બારણા તરફ દોડી. પ્રાણનાથે હસીને કહ્યું: "અરે હજી ક્યાં આવી ગયા છે કે એટલી વારમાં જ આટલી બધી ઉદ્વિગ્ન બની ગઇ?"

માધવી: "ક્યારે આવવાના છે? અહીં થઇને જ જશે ને?"

પ્રાણનાથ: "એ જ વાતની માહિતી નથી કે ક્યાંથી આવવાના છે? એમને આડંબર અને ધામધૂમ પ્રત્યે ખૂબ જ ઘૃણા છે. એટલા માટે જ આવવાની તિથિ પહેલેથી નિયત નથી કરતા. રાજાસાહેબ પાસે એક જણે આવીને આજે પ્રાતઃકાળમાં જ સમાચાર આપ્યા કે બાલાજી આવે છે અને એમણે કહ્યું કે મારા સ્વાગતની કશી ધામધૂમ ન કરે, પરંતુ અહીંના માણસો ક્યાં માને એવા છે? ક્યારની ય સમારંભની તૈયારીઓ થવા માંડી છે અને સ્વાગત તો એવું અપૂર્વ થશે કે કાશીના ઇતિહાસમાં એ ચિરસ્મરણીય થઇ રહેશે. ચારે તરફ માણસો ફરી વળ્યા છે. જેવા એ કાશીના દરવાજામાં પગ મૂકશે કે ટેલીફોનદ્વારા બધે ખબર પહોંચી જશે. કૉલેજ અને હાઇસ્કૂલોના વિદ્યાર્થીઓ તો ગણવેશ પહેરી હાથમાં ઝંડા લઈ ક્યારના ય તેમની રાહ જોતા ઊભા છે. ઘેરઘેર પુષ્પવર્ષાની તૈયારીઓ ચાલી રહી છે. બજારમાં દુકાનો શણગારાવા માંડી છે. શહેર આખામાં ધામધૂમ થઇ રહી છે."

માધવી: "અહીં થઇને નીકળશે તો અમે એમને અહીં જ રોકી રાખશું."

પ્રાણનાથ: "આપણે કશી તૈયારી તો કરી નથી, પછી એમને રોકીને શું કરીશું? અને એ પણ ખબર નથી કે કયે રસ્તે થઇને આવવાના છે!"

વિરજન : "(જરા વિચાર કરીને) આરતી ઉતારવાનો તો પ્રબંધ કરવો જ પડશે."

પ્રાણનાથ : "હા, વધારે નહિ તો એટલું તો છેવટે કરવું જ પડશે. હું બહાર બેઠકમાં ગાદીગાલીચા પથરાવવાની વ્યવસ્થા કરું છું."

કહી પ્રાણનાથ બહાર જઇ ત્યાંની તૈયારીઓમાં ગુંથાયા. માધવી પુષ્પો ચૂંટવા ગઇ અને વિરજન આરતી માટે ચાંદીનાં વાસણો માંજીને તૈયાર કરવામાં પરોવાઇ. સેવતી અને ચંદ્રા ઘરમાં બધી વસ્તુઓની સજાવટ કરવા લાગી.

માધવીના તો હર્ષનો પાર નહોતો. તે વારંવાર ચમકીને બારણે દોડી જતી અને જોવા લાગતી કે ક્યાંક આવી તો નથી ગયા! વારંવાર કાન માંડી સાંભળતી કે ક્યાંક દૂરથી વાજીંત્રોનો ધ્વનિ સંભળાય છે કે નહિ. હૃદય હર્ષનું માર્યું ધડકતું હતું. તે પુષ્પો ચૂંટતી હતી, પણ તેનું ધ્યાન તો બીજે જ હતું, પરિણામે હાથમાં કેટલા ય કાંટા વાગ્યા. પુષ્પો ચૂંટતાં ચૂંટતાં કેટલી ય ડાળીઓ ભાંગી નાખી. કેટલી ય વાર ઠેસ ખાઇને હેઠી પડી. કેટલીયવાર સાડી પુષ્પછોડના કાંટાઓમાં ભરાઇ. ટૂંકમાં તેની દશા સાવ નાના બાળક જેવી થઇ ગઇ હતી.

કિંતુ વિરજનનું વદન તો ખૂબ જ મલીન હતું. જેમ કોઈ જળપૂર્ણ પાત્ર જરાક હાલતાં છલકાઇ જાય છે, તેમ જેમ જેમ પ્રાચીન ઘટનાઓ તેના સ્મરણમાં આવતી જતી હતી, તેમ તેમ તેનાં નેત્રોમાં અશ્રુપ્રવાહ વધતો જતો હતો. આહ! એવા પણ દિવસો હતા કે અમે સગાં ભાઇબહેનની જેમ સાથે રમતાં, ખાતાં અને સૂતાં! અને આજે ચૌદ ચૌદ વર્ષનાં વહાણાં છતાં કે તેમનું મુખ જોવાનું પણ સૌભાગ્ય પ્રાપ્ત થયું નથી. એ સમયે તો મારી આંખમાં જરાક આંસુ દેખાતાં કે તરત જ એ લૂછવા મંડી પડતા અને મારું

મન બહેલાવવા કાંઇ કાંઈ કરતા. હવે એમને ક્યાં ખબર છે કે આ આંખો રોઇરોઇને આંધળી થવા આવી હતી ! આ હૃદયે કેવાં કેવાં કષ્ટો સહન કર્યાં છે ! શી ખબર કે અમારા બન્નેના ભાગ્યમાં આવું આવું લખેલું હશે કે એક બનશે વિયોગિની અને બીજો થઇ જશે સંન્યાસી !

અકસ્માત માધવીને ખ્યાલ આવ્યો કે કદાચિત સુવામાને બાલાજીના આગમનના ખબર પહોંચી ન હોય તો ! તે વિરજન પાસે આવીને બોલી : " હું જરાક કાકીને ત્યાં જઇ આવું. કોણ જાણે કોઇએ તેમને ખબર કહેવડાવ્યા હશે કે નહિ ! "

પ્રાણનાથ તે વેળાએ બહારથી આવતા હતા. તે આ સાંભળીને બોલ્યા : " ત્યાં તો સૌથી પહેલા સમાચાર પહોંચાડવામાં આવ્યા છે. ત્યાં પણ તૈયારીઓ પૂર જોરથી ચાલી રહી છે. બાલાજી પણ સીધા ત્યાં ઘેર જ જવાના છે. એ આ બાજુ નહિ આવે."

વિરજન : " તો પછી હવે આપણે બધાં ત્યાં જઇએ. ક્યાંક મોડું ન થઇ જાય ! "

માધવી : " આરતીનો થાળ લાવું ? "

વિરજન : " એ કોણ ઉપાડી લેશે ? ચાકરડીને બોલાવ. (ચમકીને) અરે, તારા હાથે આ લોહી શાનું છે ? "

માધવી : " ઊંહ ! એ તો ફૂલ ચૂંટતી હતી, તે ક્યાંક કાંટો-બાંટો વાગ્યો હશે ! "

ચંદ્રા : " હજી હમણાં જ નવી સાડી પહેરવા કાઢી હતી, તેને એક દહાડામાં જ ફાડીચીરીને પૂરી કરી નાખી ? "

માધવી : " ભલે ફાટી ગઇ ! "

માધવી બોલતાંશું બોલી ગઈ, પણ પછી તરત જ તેની આંખોમાં આંસુ ઊભરાઇ આવ્યાં. ચંદ્રા સામાન્ય રીતે સરળ

સ્વભાવની સ્ત્રી હતી, પરંતુ જ્યારથી તેના પતિ રાધાચરણે સમાજ-સેવા ખાતર નોકરીનું રાજીનામું આપી દીધું હતું, ત્યારથી એ બાલાજીનું નામ સાંભળતાં ક્રોધે ભરાઈ ઊઠતી. વિરજનને તો એ કાંઇ કહી શકતી નહિ, પરંતુ માધવીને જ્યારે ત્યારે કટાક્ષબાણ માર્યા કરતી. વિરજને ચંદ્રા તરફ ડોળા કાઢતાં માધવીને કહ્યું : "જા, જઇને પેટીમાંથી બીજી સાડી કાઢીને પહેર. આને મૂકી આવ! રામ રામ! કાંટા વગાડી વગાડીને હાથ આખો ચારણી કરી નાખ્યો છે!"

માધવી : "મોડું થઈ જશે. હું તો આમ જ આવીશ."

વિરજન : "ના, હજી તો કલાકેકની વાર છે."

એમ કહી વિરજને પાણી લાવી માધવીના હાથ પરથી રક્ત ધોઈ નાખ્યું, તેના વાળ હોળ્યા, તેને એક સુંદર સાડી પહેરાવી. ઉપર ચાદર ઓઢાડી અને પછી તેને હૃદય સરસી ચાંપી તેના સામું જોઇ કહેવા લાગી : "બહેન! જોજે, ક્યાંક આકળી ન થઇ બેસતી."

માધવી સ્મિત કરી બોલી : "તમે મારી સાથે જ રહેજો, મને સંભાળી લેજો! મને આજે મારા દિલનો ભરાંસો પડતો નથી."

વિરજન સમજી ગઈ કે આજે પ્રેમ ઉન્મત્તતાના શિખરે પહોંચ્યો હતો અને કદાચિત આ એની જ પરાકાષ્ટા હતી. હા! આ ગાંડી રેતીમાં મહેલ ચણુતી હતી!

થોડી વારમાં માધવી તથા વીરજન, સેવતી, ચંદ્રા અને બીજી અનેક સ્ત્રીઓ સાથે સુવામાને ઘેર જવા નીકળી. એ સૌ ત્યાંની તૈયારીઓ જોઇ સ્તબ્ધ બની ગઇ. બારણે એક મોટો ચંદરવો બાંધ્યો હતો અને નીચે મોટા તકતા વગેરે લટકાવી એક સુશોભિત મંડપ બનાવી દીધો હતો. વાજિંત્રો વાગતાં હતાં. મોટા મોટા ટોપલાઓ ભરીને મીઠાઈઓ અને મેવાઓ ગોઠવેલાં હતાં. નગરના પ્રતિષ્ઠિત સજ્જનો ઉત્તમોત્તમ વસ્ત્રો પરિધાન કરી સ્વાગત અર્થે ત્યાં ઊભા હતા.

એક પણ ઘોડાગાડી ત્યાં નજરે પડતી નહોતી, કારણકે બાલાજી સદૈવ પગપાળા જ મુસાફરી કરતા. કેટલા ય માણસો ગળામાં ઝોળી નાખેલા દેખાતા હતા. એ ઝોળીઓ બાલાજીને સમર્પણ કરવા માટે રૂપિયા અને પૈસાથી ભરેલી હતી. રાજા ધર્મસિંહના પાંચે પુત્રો રંગીન વસ્ત્રો ધારણ કરી, કેસરી સાફા બાંધી, રેશમી વાવટા કમરે વળગાડી, બ્યુગલ બજાવતા હતા. જેવી લોકોની દ્રષ્ટિ વિરજન પર પડી કે સહસ્રો મસ્તક શિષ્ટાચાર અર્થે નમી પડ્યાં. જ્યારે એ બધી સ્ત્રીઓ ઘરમાં દાખલ થઇ, તો ત્યાં પણ આંગણું, ચોક તથા ઓરડાઓ કોઇ નવવધૂની જેમ સુસજ્જિત અને શણગારેલા દૃષ્ટિ-ગોચર થયા. સેંકડો સ્ત્રીઓ મંગળગીતો ગાવા એકત્ર થઈને બેઠી હતી. પુષ્પહારો અને ગજરાઓના તો ઢેર ઢેર જંગના જંગ ખડકેલા હતા. સુવામા એક શ્વેત સાડી પહેરી સંતોષ તથા શાંતિની મૂર્તિ બની બારણામાં જ ઊભી હતી. માધવી તથા વિરજનને જોતાં જ એની આંખો સજળ બની ગઇ. વિરજન બોલી : "કાકી! આજે આ ઘરનાં ભાગ્ય જાગી ઊઠ્યાં!" સુવામા આંખોમાં અશ્રુસહ કહેવા લાગી : "તારે લીધે જ હું આજે આવો સુદિન જોવા પામી છું. પ્રભુ જરૂર તને એનો બદલો આપશે!"

દુઃખી માતાના અંતઃકરણમાંથી આ આશિર્વાદ નીકળ્યો હતો. એક દુઃખી માતાના શ્રાપે રાજા દશરથને પુત્રશોકમાં મૃત્યુનો સ્વાદ ચખાડયો હતો. તો શું સુવામાનો આ આશિર્વાદ પ્રભાવહીન નીવડશે?

બન્ને હજી આ પ્રમાણે વાતો કરતી હતી, ત્યાં તો દૂરથી ઘંટ અને શંખના ધ્વનિ આવતા સંભળાયા. તરત જ હોહા થઇ રહી કે બાલાજી આવી પહોંચ્યા. સ્ત્રીઓએ મંગળગીતો ગાવાં શરૂ કર્યાં. માધવીએ આરતીનો થાળ લીધો અને આવવાના માર્ગ તરફ એકી-નજરે તાકી રહી. થોડીવારમાં જ અદ્વૈતામ્બરધારી એક નવયુવકોનું ટોળું નજરે પડ્યું. ભારતસભાના સવાસો સભ્યો ઘોડા પર સ્વાર

થઇને આવતા હતા. તેમની પાછળ અગણિત મનુષ્યોનું ઝૂંડ હતું. જાણે નગર આખું ઊછળી પડયું હતું. થાળી નાખી હોય તો ભોંય પર ન પડે એટલી માનવમેદની જામેલી હતી. જાણે સમુદ્રનાં મોજાં પર મોજાં ઊલટયાં આવતાં હતાં. આ મેદનીમાં બાલાજીનું મુખચંદ્ર એવું ભાસતું હતું કે જાણે મેઘાચ્છાદિત ગગનમાં ચંદ્રનો ઉદય થયો હતો. લલાટ પર અરુણ ચંદનનું તિલક હતું અને ગળામાં ભગવા રંગની ચાદર નાખેલી હતી.

સુવામા બારણામાં જ ઊભી હતી. જેવું બાલાજીનું સ્વરૂપ તેની નજરે પડયું કે તે સ્વસ્થતા ગુમાવી બેઠી. તે તરતજ દોડી અને માથું નમાવી નેત્રોમાંથી મુક્તાહાર ગૂંથતી બાલાજી પ્રતિ આગળ વધી. આજે તેણે પોતાનો ગુમાવેલો પુત્ર પાછો મેળવ્યો હતો. તે એને હૃદય સરસો ચાંપવા માટે ઉદ્વિગ્ન બની ગઈ હતી.

સુવામાને આ પ્રકારે આવતી જોઇ લોકોએ તેને માર્ગ કરી આપ્યો. ત્યાં જાણે એવું ભાસતું હતું કે કોક દેવી ઉપર સ્વર્ગમાંથી ઊતરી આવી હતી. ચારે તરફ નિસ્તબ્ધતા છવાઇ ગઇ હતી. બાલાજીએ પણ થોડાં ડગલાં આગળ વધી માતાને પ્રણામ કર્યા અને એમના ચરણોમાં બેસી ગયા. સુવામાએ તેનું મસ્ત પોતાના અંકમાં લીધું. આજે તેને પોતાનો ગુમાવેલો પુત્ર મળ્યો હતો. તેના પર આંખોમાંથી અશ્રુરૂપી મોતીઓનો વરસાદ વરસતો હતો.

આવું ઉત્સાહવર્ધક દૃશ્ય જોઇને લોકોનાં હૃદય પણ જાતિભાવનાના ગર્વથી મસ્ત બની ગયાં. પચાસ હજાર કંઠમાંથી અવાજ નીકળ્યો ' બાલજીની જય ' અને ચારે તરફ પુષ્પવર્ષા થઇ રહી. પુનઃ એ જ પ્રકારે બીજીવાર જયધ્વનિ થયો ' મુન્શી શાલિગ્રામનો જય ! ' અને હજારો માનવીઓ સ્વદેશપ્રેમમાં મસ્ત બની આગળ દોડ્યા અને સુવામાના પગની ચરણરજ લઇને માથે ચડાવી. આ બધા જયધ્વનિથી સુવામા એવી તો મસ્ત બની ગઈ હતી કે

જાણે મોરલીનો અવાજ સાંભળી નાગણ મસ્તીએ ચડી હોય ! આજે તેણે પોતાનો ગુમાવેલો પુત્ર પાછો મેળવ્યો હતો. આ અમૂલ્ય રત્ન પાછું મેળવી તે આજે રાજરાણી બની ગઇ હતી. એ રત્નને કારણે જ તેના ચરણોની રજ લોકોના નેત્રોનું અંજન તથા માથાનું ચંદન બની ગઈ હતી.

દ્રષ્ય અપૂર્વ હતું. વારંવાર જયજયકારનો ધ્વનિ થતો હતો અને સ્વર્ગના નિવાસીઓને તે ભારતની જાગૃતિનો શુભ સંદેશો પહોંચાડતો હતો. માતાએ પુત્રને હૃદય સરસો ચાંપી રાખ્યો હતો. ઘણા દિવસોના વિયોગ બાદ માતાએ પોતાના ખોવાઈ ગયેલા પુત્રને પાછો મેળવ્યો હતો, એ પુત્ર કે જે તેની જન્મભરની કમાણીના ફળરૂપ હતો. ચારે તરફથી પુષ્પવર્ષા ચાલુ જ હતી. વચ્ચે સ્વર્ણ અને રત્નોની પણ વર્ષા થતી હતી. માતા અને પુત્ર બન્ને કમર પર્યન્ત પુષ્પોના ઢગમાં દબાઈ ગયાં હતાં. આવું પ્રભાવશાળી દશ્ય કોનાં નેત્રોએ નિહાળ્યું હશે ?

સુવામા બાલાજીનો હાથ પકડીને ઘર તરફ ચાલી. બારણે પહોંચતાં જ સ્ત્રીઓ મંગળગીતો ગાવા લાગી અને માધવી સ્વર્ણરચિત થાળમાં ધૂપ, દીપ તથા પુષ્પો વડે આરતી ઉતારવા લાગી. વિરજને પુષ્પોની માળા—જે પુષ્પોને માધવીએ સ્વરક્ત વડે અભિસિંચિત કર્યાં હતાં—તે બાલાજીના ગળામાં પહેરાવી દીધી. બાલાજીએ સજળ નેત્રો વડે વિરજન તરફ જોયું અને તેને પ્રણામ કર્યાં.

માધવીને બાલાજીનાં દર્શનની કેટકેટલી અભિલાષા હતી ! પરંતુ અત્યારે તો એ શીર ઝુકાવી ચુપચાપ ઊભી હતી. તે બાલાજી સામું નહોતી જોઇ શકતી. તેને ભય રહેતો હતો કે ક્યાંક મારાં નેત્ર હૃદયનો ભેદ ખોલી ન દે. એ નેત્રોમાં શુદ્ધ પ્રેમરસ ભર્યો હતો. અત્યારપર્યન્ત તેની સૌથી મોટી અભિલાષા એ હતી કે બાલાજીનાં દર્શન કરવા પામું. આજે પહેલી જ વાર માધવીના હૃદયમાં એક

નવીન અભિલાષાનો ઉદય થયો. એ અભિલાષાએ માથું ઊંચું કર્યું હતું, પરંતુ તે પૂર્ણ થવાનો સંભવ નહોતો; આજે એની અભિલાષ-વાટિકામાં નવીન કળી આવી હતી, પરંતુ એ ખીલીને પુષ્પ થવા માટે નહિ, બલ્કે કરમાઈ જવા માટે-માત્ર કરમાઇ જવા માટે જ નહિ, પરંતુ કરમાઇને માટીમાં મળી જવા માટે ! માધવીને કોણ સમજાવે કે તું આ અભિલાષાઓને હૃદયમાં ઉત્પન્ન થવા દઇશ નહિ ! એ અભિલાષાઓ તને ખૂબ જ રડાવશે. તારો પ્રેમ કાલ્પનિક છે. તું એના આસ્વાદથી પરિચિત છે. તો શું હવે તું વાસ્તવિક પ્રેમનો આસ્વાદ લેવા ઇચ્છા ધરાવતી હતી ?

★

## પ્રકરણ ૨૪ મું : . . . . પ્રેમનું સ્વપ્ન

★

**માનવીનું** હૃદય અભિલાષાઓનું ક્રિડાસ્થળ અને કામનાઓનું નિવાસસ્થાન હોય છે. એક સમય એવો હતો કે માધવી પોતાના ખોળામાં રમતી હતી. તે સમયે મન અભિલાષાહીન તથા ચેષ્ટાહીન હતું. પરંતુ જ્યારે માટીનાં રમકડાં બનાવતાં શીખી, ત્યારે તેના મનમાં ઇચ્છા ઉત્પન્ન થઇ કે હું પણ મારી ઢીંગલીઓના વિવાહ કરું. બધી ય છોડીઓ તેમની ઢીંગલીઓના વિવાહ કરે છે, તો શું મારી ઢીંગલી કુંવારી રહેશે ? હું મારી ઢીંગલી માટે ઘરેણાં બનાવરાવીશ. તેને વસ્ત્રો તથા આભૂષણો પહેરાવીશ અને ખૂબ ધામધૂમ સાથે તેમનાં લગ્ન કરીશ. આ ઇચ્છાએ તેને કેટલાય માસ પર્યંત રડાવી હતી. પરંતુ ઢીંગલીના નસીબમાં લગ્ન લખેલાં નહોતાં. એક દિવસ વાદળાં છવાઈ ગયાં અને મૂશળધાર વરસાદ તૂટી પડ્યો. માટીનાં રમકડાં પાણીમાં પલળી જઈ તણાઈ ગયાં અને ઢીંગલીઓના વિવાહની અભિલાષાઓ અપૂર્ણ જ રહી ગઇ.

એ વાતને કેટલોક સમય વીતી ગયો અને માધવી તેની માતા સાથે વિરજનને ત્યાં આવવા જવા લાગી. વિરજન માધવીની કાલી કાલી ભાષામાં તેની મીઠી મીઠી વાતો સાંભળતી અને પ્રસન્ન થતી. તેની થાળીમાં ખાતી અને તેના ભેગી સૂતી. તે સમયે પણ તેના નાનાશા દિલમાં એવી ઈચ્છા તો રહ્યા જ કરતી કે મારે એક પરમ સુંદર ભવન હોય, તેને ચાંદીનાં કમાડ હોય, ફરસબંધી એવી તો સુંવાળી અને ચોકખી હોય કે માખી બેસે તો તે પણ લપસી પડે. હું વિરજનને મારે ત્યાં લઈ જાઉં. તેને સારી સારી રસોઈ બનાવીને જમાડું, સુંદર પલંગ પર સુવાડું અને તેની સરસ સેવા કરું. આ ઇચ્છાએ વર્ષો પર્યન્ત તેના મનને સતાવ્યા કરી હતી. પરંતુ એ ઘરની જેમ આ ઘર પણ ભસ્મીભૂત થઇ ગયું હતું અને તેની આશાઓ નિરાશાઓમાં પરિવર્તિત થઇ ગઈ હતી.

એ વાતને પણ વળી પાછો કેટલોક સમય વીત્યો અને યૌવનાવસ્થાનો પ્રારંભ થયો. વિરજને તેના ચિત્ત પર પ્રતાપચંદ્રનું ચિત્ર દોરવાનો પ્રારંભ કર્યો. એ દિવસોમાં પ્રતાપચંદ્રની વાતો સિવાય બીજી કોઇ પણ વાતમાં તેને રસ પડતો નહિ. પરિણામે તેના હૃદયમાં પ્રતાપચંદ્રની દાસી બનવાની ઇચ્છા પગભર થઇ. તે રાતે સૂતી સૂતી એકલી જ પોતાના હૃદય સાથે વાતો કર્યા કરતી. રાતે જાગરણ કરી હવાઇ કિલ્લા રચતી. આવા વિચારોને પરિણામે તેનું મન ઉન્મત્તશું બની જતું, પરંતુ એવામાં પ્રતાપચંદ્ર પોતે જ ગુમ થઇ ગયો અને પહેલાંની જેમ આ હવાઈ કિલ્લો પણ નાશ પામ્યો. આશાને સ્થાને મન પર માત્ર શોકની છાયા જ છવાઇ રહી.

હવે નિરાશાએ તેના હૃદયમાં આશા માટે જરા પણ સ્થાન રાખ્યું નહોતું. તે હવે દેવદેવીઓની ઉપાસના કરવા લાગી, વ્રતો કરવા લાગી કે જેથી પ્રતાપચંદ્રને કોઈ વિઘ્ન ન નડે. આ પ્રકારે

તેણે પોતાના જીવનનાં કેટલાંય વર્ષ તપસ્વિની બનીને વ્યતિત કર્યાં. તે કલ્પિત પ્રેમના ઉલ્લાસમાં મસ્ત રહેતી, કિંતુ આજે એવી એ તપસ્વિનીનું પણ વ્રત તૂટી ગયું. મનમાં નૂતન અભિલાષાઓએ મસ્તક ઊંચું કર્યું. દસ વર્ષની તપસ્યા એક ક્ષણમાં ભંગ થઇ ગઈ. તો શું તેની આ ઇચ્છા પણ પેલાં માટીનાં રમકડાંની જેમ પદદલિત થઇ જશે ?

આજે જ્યારથી માધવીએ બાલાજીની આરતી ઉતારી છે, ત્યારથી તેનાં આંસુ નથી રોકાયાં. દિવસ આખો પૂરો થઈ ગયો. આકાશમાં એક પછી એક તારા ચમકવા લાગ્યા. સૂર્ય પણ થાકીને છુપાઇ ગયો અને પક્ષીઓ પોતપોતાના માળામાં જઈ વિશ્રાંતિ લેવાં લાગ્યાં, કિન્તુ માધવીનાં નેત્રો હજી નહોતાં થાક્યાં. તે મનમાં વિચારતી હતી કે ' શું મારે જીવનભર આ પ્રમાણે રોયા જ કરવાનું છે ? ભગવાને મને શું રોવા માટે જ સર્જી છે ? હું ક્યારેય હસી હતી ખરી કે તેને ખાતર મારે આટલું બધું રોવું પડે છે ? હાય ! રોતાં રોતાં અર્ધું આયુષ્ય તો વીતી ગયું, તો શું બાકીનું આયુષ્ય પણ આ પ્રમાણે રોવામાં જ વિતશે ? શું મારા જીવનમાં એક પણ દિવસ એવો નહિ આવે કે જેનું સ્મરણ કરીને પણ મને સંતોષ વળે કે મેં પણ ક્યારેક સુદિન જોયા હતા ? ' આજ પૂર્વે માધવી ક્યારેય આવી નૈરાશ્યપીડિતા તથા છિન્નહૃદયા નહોતી થઇ ગઈ. તે પોતાના કલ્પિત પ્રેમમાં નિમગ્ન રહેતી. આજે તેના મનમાં નવીન અભિલાષાઓ જાગૃત થઇ હતી. અશ્રુ એ અભિલાષાઓનાં જ પ્રેરિત હતાં. જે હૃદય સોળ સોળ વર્ષો પર્યંત આશાઓનું નિવાસ-સ્થાન બની રહ્યું હોય, તે મન જ અત્યારે માધવીની ભાવનાઓનું સાચું અનુમાન કરી શકે તેમ હતું.

સુવામાના હૃદયમાં પણ નવીન ઇચ્છાઓ જાગૃત થઈ હતી. તેણે જ્યાં સુધી બાલાજીને જોયો નહોતો, ત્યાં સૌથી તેની સૌથી

મોટી અભિલાષા એ હતી કે તેને એકવાર જોઇ હું મારી આંખો શીતળ કરું. આજે જ્યારે એને એણે જોયો ત્યારે તેને હવે વધુ કાંઇક જોવાની ઇચ્છા પ્રદિપ્ત થઇ હતી. અફસોસ! તેની એ ઇચ્છા પણ માધવીનાં માટીનાં રમકડાંની જેમ માટીમાં ભળી જવા માટે જ પ્રદિપ્ત થઈ હતી!

આજે સુવામા, વિરજન તથા બાલાજી વચ્ચે સાયંકાળ પર્યંત વાતો ચાલ્યા કરી. બાલાજીએ પોતાના અનુભવોનું વર્ણન કર્યું. સુવામાએ પોતાની રામકહાણી કહી સંભળાવી. અને વિરજને કહ્યું થોડું પરંતુ સાંભળ્યું બહુ! મુન્શી સંજીવનલાલે સંન્યસ્ત ગ્રહણ કર્યું હતું, એ સમાચાર સાંભળી બન્ને ખૂબ રોઈ. જ્યારે દિવાબત્તીનો સમય થયો ત્યારે બાલાજી ગંગાજી પર સ્નાનસંધ્યા કરવા ચાલ્યા ગયા અને સુવામા રસોઇ તૈયાર કરવા લાગી. આજે કેટલાય દિવસો બાદ મન પરોવીને સુવામા રસોઇ તૈયાર કરવામાં મશગૂલ બની હતી! રસોઈ કરતાં કરતાં સુવામા વિરજન સાથે વાતો કરવા લાગી.

સુવામા : "બેટા! મારી એ હાર્દિક અભિલાષા હતી કે મારો દિકરો દુનિયામાં નામ કાઢે અને ઇશ્વરે મારી એ અભિલાષા પાર પાડી. પ્રતાપે તેના પિતા તથા કુળનાં નામ ઉજ્જવળ કર્યાં છે! આજે જ્યારે સત્કારમાં મારા સ્વામીના નામનો જયજયકાર થતો હતો, ત્યારે મારું મન તે સાંભળી હર્ષથી ફાટફાટ થતું હતું. હું તો હવે માત્ર એટલું જ ઇચ્છું છું કે પ્રતાપ તેના આ વૈરાગ્યવેશનો ત્યાગ કરે. દેશસેવા કરતાં હું તેને નથી અટકાવતી. મેં પણ દેવી પાસે એ જ વરદાન માગ્યું હતું, પરંતુ તેને સંન્યાસીના વેશમાં જોઇને મારું કાળજું કપાઇ જાય છે!"

વિરજન સુવામાના કહેવાનો ભાવાર્થ જાણી ગઇ. તે બોલી : "કાકી! એ વાત તો મારા મનમાં ક્યારની ય ઘોળાયા કરે છે, તક મળતાં જરૂર હું એ વાત ઉપાડીશ."

સુવામા : "તક તો ભાગ્યે જ મળે. એનું શું ઠેકાણું ! અત્યારે એને ધૂન ભરાય તો એ ચાલવા માંડે. સાંભળ્યું છે કે હાથમાં માત્ર એક સોટો લઈ એ ભયંકર અરણ્યોમાં એકલો ઘૂમતો ફરે છે. મારાથી તો હવે બિચારી માધવીની દશા જોઈ નથી જતી. તેને જોઉં છું અને મારું કાળજું કપાઈ જાય છે. મેં ઘણીઘણી સ્ત્રીઓ જોઇ છે અને ઘણીઘણી સ્ત્રીઓની વાતો પુસ્તકોમાં વાંચી છે, પરંતુ આવો પ્રેમ તો મેં ક્યાં ય નથી જોયો. બિચારીએ અડધું આયુષ્ય તો રોઇરોઇને પૂરું કર્યું, છતાં કોઇ દહાડો ય મોં ઉદાસ નથી કર્યું. મેં એને ક્યારે ય રોતાં નથી જોઈ, પરંતુ રોતાં નયનો તથા હસતું મુખ ક્યારે ય છૂપાં નથી રહેતાં. મને આવી જ પુત્રવધૂની લાલસા હતી. એ પણ ઈશ્વરે પૂરી કરી. હું તારી આગળ સાચું જ કહું છું કે હું તેને મારી પુત્રવધૂ જ માનું છું. આજથી નહિ—વર્ષો થયાં !"

વૃજરાણી : "આજે તો એણે આખો દહાડો રોઇરોઇને જ પૂરો કર્યો છે. ખૂબ જ ઉદાસ દેખાતી હતી."

સુવામા : "તો તો આજે જ એ વાત ઉપાડ. એવું ક્યાંક ન બને કે એ આવતી કાલે જ અહીંથી પ્રસ્થાન કરે અને પછી આપણે એક આખો યુગ તેમના આગમનની પ્રતિક્ષા કરવી પડે."

વૃજરાણીએ જરા વિચાર કરીને કહ્યું: "વાત છેડવા ખાતર ભલે હું એ છેડું, બાકી માધવી પોતે જે રીતે આ કામ કરી શકે તેમ છે, તેવું તો બીજા કોઇથી થાય એમ નથી."

સુવામા : "એ બિચારી પોતાના મોંએથી શું કહી શકશે?"

વૃજરાણી : "તેનાં નેત્રો જ બધું કહી દેશે."

સુવામા : "પ્રતાપ મનમાં શું ધારશે?"

વૃજરાણી : "ધારશે શું? એ તો તમારો ખાલી ભ્રમ છે કે તમે હજી એને કુંવારી માનો છો. એ તો પ્રતાપચંદ્રની પત્ની થઈ

ચૂકી. ઈશ્વરને ત્યાં તો એ એની સાથે પરણી ચૂકી. જો એમ ન હોત, તો શું જગતમાં પુરુષોનો તોટો હતો? માધવી જેવી સ્ત્રીને કોણ પોતાની કરવા રાજી ન હોય? તેણે પોતાનું અરધું યૌવન વ્યર્થ રોઈરોઈને વીતાવ્યું છે. તેણે આજપર્યંત સ્વપ્નમાં પણ કોઈ અન્ય પુરુષને સ્થાન નથી આપ્યું. બાર બાર વર્ષ થયાં તપસ્વિનીનું જીવન વ્યતિત કરી રહી છે. એ પલંગ પર સૂતી નથી કે તેણે નથી કોઈ દહાડો રંગીન વસ્ત્રો પહેર્યાં! વાળ સુદ્ધાં નથી હોળતી. શું આ બધાથી એમ પૂરવાર નથી થતું કે માધવીનાં લગ્ન થઈ ચૂક્યાં છે! હૃદયે હૃદયનો મેળાપ એ જ સાચાં લગ્ન કહેવાય. કપાળે કંકુનો ચાંલ્લો, વરમાળા અને ઢોલતાંસાં એ તો બધું જગતને દેખાડવાનો દંભ હોય છે."

સુવામા : "ઠીક બાઈ, તને જેમ ઠીક લાગે તેમ કર. મને તો માત્ર દુનિયા હસે નહિ એટલો જ ડર રહ્યા કરે છે."

રાતના નવ વાગ્યા હતા. આકાશમાં તારા ચમકતા હતા. માધવી વાટિકામાં એકલી બેઠી બેઠી તારાઓ જોતી હતી અને મનમાં વિચારતી હતી કે 'એ જોવામાં કેવા સુંદર ભાસે છે, પરંતુ એ કેટલા બધા દૂર છે? કોઈ ત્યાં સુધી પહોંચી શકતું હશે ખરું? તો શું મારી આશાઓ પણ એ તારાઓ જેવી જ છે?' એટલામાં વિરજને પાછળથી આવી તેને ઢંઢોળી. માધવીએ ચમકીને વિરજન તરફ જોયું.

વિરજન : "અંધારામાં બેઠી બેઠી એકલી શું કરે છે?"

માધવી : "કશું જ નહિ, આ તારા જોતી હતી. એ કેટલા સોહામણા લાગે છે, છતાં કોઈ તે પામી શકતું નથી."

આ શબ્દો સાંભળી વિરજનનું કાળજું વિંધાઈ ગયું. સ્વસ્થતા ધારણ કરી તે બોલી: "અત્યારે તારા ગણવાનો સમય નથી. જે અતિથિ માટે આજે મોટી પરોઢની ફૂલી નહોતી સમાતી, તેની શું આવી રીતે જ અતિથિસેવા કરીશ કે!"

માધવી : "હું એવા અતિથિની સેવાને યોગ્ય ક્યાં છું?"

વિરજન : "ઠીક, હવે અહીંથી ઊઠ, પછી તને હું અતિથિ-સેવાની બધી ય રીત દાખવું છું."

એમ કહી વિરજને માધવીનો હાથ પકડી તેને ઊભી કરી. બન્ને અંદર આવી. સુવામાએ રસોઇ તૈયાર કરી નાંખી હતી. બાલાજીને માતાના હાથની બનાવેલી રસોઈ ઘણા દિવસ બાદ મળી હતી. તેમણે ખૂબ જ પ્રેમપૂર્વક ભોજન કર્યું. સુવામા જમાડતી જતી હતી અને સાથે જ આંસુ ઢાળતી જતી હતી. જ્યારે બાલાજી ખાઇપી પરવાર્યાં અને આરામ કરવા આડા પડ્યા, એટલે વિરજને માધવીને કહ્યું : "હવે અહીં મોં છુપાવી ક્યાં સુધી બેસી રહેવું છે?"

માધવી : "કાંઇક આપો તો ખાઈને સૂઇ જાઉં બસ એટલું જ મનમાં થાય છે."

વિરજન : "માધવી! એમ નિરાશ ન બન. શું આટલા દિવસોનું વ્રત આમ એક જ દિવસમાં તોડી નાખીશ?"

માધવી ઊભી થઇ, પણ તેનું મન તો ઢીલું પડતું જતું હતું. જેમ આકાશમાં કાળાં વાદળાં છવાઇ જતાં એવું પ્રતિત થાય કે હમણા ચારે તરફ જળબંબાકાર થઈ જશે, પરંતુ ત્યાં તો અચાનક પવન શરૂ થઇ વાદળાંને વીખેરી નાખે, તેવી જ સ્થિતિ અત્યારે માધવીની હતી.

આવો શુભ દિવસ જોવાની લાલસા તેના અંતરમાં ઘણા દિવસથી હતી. દરરોજ એવા વિચાર કર્યા કરતી કે શું એવો દિવસ આવશે ખરો કે જ્યારે હું તેમનાં દર્શન કરવા ભાગ્યશાળી થઇશ? અને એમની અમૃતમય વાણીથી મારા હૃદયને તૃપ્ત કરી શકીશ? આ દિવસ માટે તેણે કેટકેટલી માનતાઓ રાખી હતી! આ દિવસની કલ્પનામાત્રથી તેનું હૃદય કેવું ખીલી ઊઠતું હતું!

આજે પ્રાતઃકાળથી જ માધવી ખૂબ પ્રસન્ન હતી. તેણે ખૂબ જ ઉત્સાહપૂર્વક પુષ્પોનો હાર ગૂંથ્યો હતો. તેમ કરતાં તેને સેંકડો કાંટા હાથે વાગ્યા હતા. દિવાનીની જેમ જ્યાં ત્યાં ગમડી પડતી હતી. અને આ હર્ષ અને ઉમંગ માત્ર એટલા માટે હતાં કે આજે એ મનઇચ્છિત શુભ દિન આવ્યો હતો. જેના તરફ ચિરકાળથી આંખો માંડેલી હતી, તે શુભ દિન આખરે આજે આવ્યો હતો. આ અભિલાષા ક્યારે ય મનમાંથી ક્ષણભર માટે પણ અદ્રષ્ય થઈ હોય, એવું તેને સ્મરણમાં આવતું નહોતું. પરંતુ અત્યારે માધવીની સ્થિતિ એ પ્રકારની નહોતી રહી. આનંદની પણ મર્યાદા હોય છે. ગાંડા જેવી બની એણે વાટિકામાંથી પુષ્પો એકત્ર કરી માળા ગૂંથી હતી, એ જ કદાચિત તેના આનંદની સીમા હતી. જેણે કયારે ય સુખનો સ્વાદ નથી ચાખ્યો, તેને માટે આટલો પણ આનંદ ઘણો છે. એ બિચારી આથી વધુ આનંદનો ભાર વહન કરી શકે એમ ન હતી. જે અધરો પર હાસ્ય નહોતું દેખાતું, ત્યાં આછું સ્મિત એ પણ હાસ્ય બરાબર હોય છે. તમે એવાઓ પાસેથી વધુ હાસ્યની શા માટે આશા રાખો છો? માધવી બાલાજી પાસે જવા ઊઠી, પરંતુ એક નવોઢા આશાભરી, શૃંગાર સજી પોતાના પ્રિયતમ પાસે જતી હોય, તેવી રીતે તે નહોતી ઊઠી. આ એ જ ઘર હતું કે જેને તે પોતાના પ્રિય દેવતાનું મંદિર ગણતી હતી. જ્યારે એ મંદિર શૂન્ય હતું, ત્યારે તો એ રોજ ત્યાં આવી આંસુનાં પુષ્પો ચડાવતી હતી. આજે જ્યારે દેવતાએ એ મંદિરમાં વાસ કર્યો હતો, તો શાથી એ આ પ્રકારે સંકોચ અનુભવતી હતી?

રાતના લગભગ દસ વાગી ગયા હતા. બહાર મોટી સડકો પરથી ટ્રામ્વેની ઘંટડીઓના અવાજ કવચિત કવચિત સંભળાતા હતા. માધવી ધીમે પગલે બાલાજીના ઓરડાનાં દ્વાર સુધી પહોંચી. તેનું હૃદય ધડકતું હતું. દ્વાર ખોલી અંદર દાખલ થવાની તેની હિમ્મત ચાલી નહિ, જાણે કે કોઇએ તેના પગ પકડી રાખ્યા હતા. તે પાછી ફરી

અને નીચે ભોંય પર બેસી રોવા લાગી. તેના ચિત્તે કહ્યું : "માધવી! આ તો ખૂબ જ લજ્જાની વાત કહેવાય. બાલાજીની તું ભલે ચેલી રહી, ભલે તેં એમ પણ કબૂલ કર્યું કે તને એમના પર પ્રેમ છે, પરંતુ તું એમની પત્ની તો નથી જ! તારે અત્યારે એમના ઓરડામાં જવું ઉચિત નથી. તારો પ્રેમ તને એમની પત્ની નથી બનાવી શકતો. પ્રેમ એ એક વસ્તુ છે અને સૌભાગ્ય એ બીજી વસ્તુ છે. પ્રેમ એ ચિત્તની પ્રવૃત્તિ છે, જ્યારે લગ્ન એ એક પવિત્ર ધર્મ છે." પછી માધવીને એક લગ્નનું સ્મરણ થઇ આવ્યું. વરરાજાએ ભરસભામાં વધૂનો હાથ ઝાલ્યો હતો અને કહ્યું હતું કે આ સ્ત્રીને હું મારા ગૃહની સ્વામિની તથા મનોરાજ્યની મહારાણી સ્થાપું છું. આ સભાના માણસો, આકાશ તથા અગ્નિદેવતા એના સાક્ષી છે. હા! એ કેવા શુભ શબ્દો હતા! મને ય શું એવા શબ્દો સાંભળવાનું સૌભાગ્ય પ્રાપ્ત નહિ થાય? હું ન તો અગ્નિદેવને મારા સાક્ષી બનાવી શકું છું કે ન તો આકાશના દેવતાઓને કે ખુદ આકાશને પણ! પરંતુ હે અગ્નિ! હે આકાશના તારાગણ! અને હે દેવલોકવાસીઓ! તમે સાક્ષી રહેજો કે માધવીએ બાલાજીની પવિત્ર મૂર્તિને પોતાની હૃદયમાં સ્થાન આપ્યું હતું, પરંતુ તેણે કોઇ નિકૃષ્ટ વિચારને હૃદયમાં પ્રવેશ કરવા દીધો નહોતો. જો મેં ઘરની અંદર પગ દીધો હોય તો હે અગ્નિ! મને અત્યારે જ બાળીને ભસ્મ કરી દેજો! હે આકાશ! જો તમે તમારાં અનેક નેત્રોથી મને એમના ગૃહમાં જતી જોઇ હોય તો અત્યારે–આ પળે જ–મારા પર ઇંદ્રનું વજ્ર ફેંકી મારો નાશ કરજો!"

આમ માધવી ક્યાં ય સુધી આવા વિચારોમાં મગ્ન બની બેસી રહી. અચાનક તેના કાને ભકભકનો અવાજ આવ્યો. તેણે ચમકીને જોયું તો બાલાજીનો ઓરડો એકદમ ખૂબ જ પ્રકાશિત બની ગયો હતો અને એ પ્રકાશ બારીઓ બહાર નીકળી આંગણામાં ફેલાતો જતો હતો. હવે માધવીને સારી ય વસ્તુસ્થિતિનું ભાન થયું. તે એકદમ બાલાજીના ઓરડામાં દાખલ થઈ અને જોયું તો લેંપ ફાટીને

ભોંય પર પડયો હતો અને નીચે પાથરેલી જાજમ પર ઘાસલેટ ઢોળાવાથી આગ લાગી હતી. બીજી બાજુ બાલાજી હજી નિદ્રાવશ જ હતા, હજુ સુધી એ જાગ્યા ન હતા. તેમણે તળાઇ વાળીને એક ખૂણામાં મૂકી દીધી હતી. માધવીએ ઝડપથી એ તળાઇ લઈ જ્યાં આગ લાગી હતી ત્યાં ફેંકી. તળાઇ પડતાં ધમ કરતો અવાજ થયો અને તેથી બાલાજી ચમકીને જાગી ઊઠયા. તેમણે જોયું તો ઓરડો આખો ધૂમાડાથી ભરાઈ ગયો હતો અને ચારે તરફથી ઘાસલેટની વાસ આવતી હતી. તરત એ વસ્તુસ્થિતિ કળી ગયા અને બોલ્યા. "સારું થયું, નહિ તો હમણા ઘર આખું સળગી જાત."

માધવી : "હા, આ લેમ્પ પડવાથી આમ બન્યું।"

બાલાજી : "તમે બરાબર વખતસર આવી પહોંચ્યાં."

માધવી : "હું અહીં બહાર જ બેઠી હતી."

બાલાજી : "તમારે ખૂબ તકલીફ લેવી પડી. હવે જઈને આરામ કરો. રાત પણ ઘણી વીતી ગઈ છે."

માધવી : "જઈશ હમણા! રોજ આરામ તો કરવાનો જ છે ને! પરંતુ આવો અવસર કોણ જાણે ફરીથી ક્યારે મળશે?"

માધવીના શબ્દોમાં અપૂર્વ કારુણ્ય ભર્યું હતું. બાલાજી તેના તરફ ધ્યાનપૂર્વક જોઇ રહ્યા. તેમણે માધવીને પહેલાં જ્યારે જોઇ હતી, ત્યારે તે એક ખીલતી કળી સમાન હતી અને આજે હવે એ કરમાઈ ગયેલા પુષ્પ સમાન ભાસતી હતી. ન તો મુખ પર સૌંદર્ય હતું કે ન તો નેત્રોમાં આનંદનો ચળકાટ, ન તો સેંથામાં સૌભાગ્યનું સિંદૂર કે ન તો લલાટે કુંકુંમનો ચાંલ્લો! અંગ પર આભૂષણ એક પણ નહોતું. બાલાજીએ અનુમાનથી નક્કી કર્યું કે બરાબર ખરી તરુણાવસ્થામાં જ વિધાતાએ આ દુખિનીનું સૌભાગ્ય છીનવી લીધું છે. પરમ ઉદાસ બની એ બોલ્યા : "કેમ માધવી! તારાં લગ્ન તો થઇ ગયાં છે ને!"

માધવીના કાળજામાં જાણે કટારી વાગી. સજળ નેત્રે તેણે કહ્યું: "થઈ ગયાં છે."

બાલાજી : "અને તારા પતિ?"

માધવી : "એમને મારી કશી જ પડી નથી. એમનાં લગ્ન મારી સાથે નથી થયાં."

બાલાજી વિસ્મિત બની પૂછવા લાગ્યા : "તારા પતિ શું કરે છે?"

માધવી : "દેશની સેવા!"

બાલાજીની આંખો સમક્ષથી જાણે એક પડદો દૂર થઈ ગયો. એ માધવીના મનોરથ કળી ગયા અને બોલ્યા : "માધવી! એ લગ્ન થયે કેટલો સમય થયો?"

માધવી : "મને યાદ નથી, ઘણો સમય થયો!"

બાલાજીનાં નેત્ર સજળ બની ગયાં અને મુખ પર દેશપ્રેમનો મદ ઉન્માદશો છવાઈ ગયો. "ભારતમાતા! આજે તારી આવી અધોગતિની સ્થિતિમાં પણ તારા ખોળામાં એવી એવી દેવીઓ ઝૂલે છે કે જેઓ એક ભાવના પાછળ પોતાનાં યૌવન અને જીવન સમગ્રની આશાઓનું સમર્પણ કરી દે છે." તેમણે કહ્યું : "તો પછી એવા પતિનો ત્યાગ કેમ કરી દેતી નથી?"

માધવીએ બાલાજી તરફ અભિમાનથી જોયું અને કહ્યું: "સ્વામીજી! આપ આપના મુખેથી એવું ન બોલો. હું એક આર્ય-બાળા છું. મેં પણ ગાંધારી અને સાવિત્રીના કુળમાં જન્મ ધારણ કર્યો છે. જેને મેં એકવાર મારા મનથી પતિ માન્યો, તેનો હું ક્યારેય ત્યાગ નથી કરી શકતી. કદાચ મારું આયુષ્ય સમસ્ત આ પ્રકારે રોતાં રોતાં જ પૂરું થઈ જશે તો પણ મારા પતિ પ્રત્યે મને જરાક પણ ખેદ પેદા નહિ થાય. જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ રહેશે, ત્યાં સુધી હું ઈશ્વર પાસે તેમના હિત માટે પ્રાર્થના કરતી

રહીશ. મારે માટે શું એટલું જ બસ નથી કે આવા મહાત્માના પ્રેમે મારા મનમાં નિવાસ કર્યો છે? હું તો એને જ મારું સૌભાગ્ય—મારું અહોભાગ્ય માનું છું. મેં એકવાર મારા પતિને દૂરથી જોયા હતા. એ દ્રશ્ય એક ક્ષણુ માટે પણુ મારી આંખો આગળથી ખસ્યું નથી. જ્યારે ક્યારેક બીમારી આવી છે ત્યારે એ દ્રશ્યે જ મારી સુશ્રુષા કરી છે. જ્યારે ક્યારેક મેં વિયોગનાં આંસુ વહાવ્યાં હશે, ત્યારે મને એ દ્રશ્યે જ સાંત્વના આપી છે. એવા પતિનો હું શી રીતે ત્યાગ કરું? હું તેમની જ છું અને સદૈવ તેમની જ રહીશ. મારું હૃદય તથા મારું સર્વસ્વ તેમને અર્પણુ થઇ ચૂક્યું છે. આજે જો એ મને કહે તો અગ્નિના ખોળામાં પણુ જઇને એવી હર્ષપૂર્વક બેસું કે જાણે ફૂલોની શય્યા પર બેઠી! જો મારા પ્રાણુ તેમના કામમાં આવે તેમ હોય તો હું—જેમ કોઇ ઉપાસક પોતાના ઇષ્ટદેવને ફૂલ ચડાવે તેમ—તે પણુ પ્રસન્નતાપૂર્વક આપી દેવા તૈયાર છું!"—

માધવીનું મુખમંડળ પ્રેમજ્યોતિથી અરુણુ બની ગયું હતું. બાલાજી આ બધું સાંભળી ચૂપ થઈ ગયા અને મનમાં જ વિચાર કરવા લાગ્યા: "આ એ સ્ત્રી છે કે જેણે કેવળ મારા ધ્યાન પર જ પોતાનું જીવનસંમસ્ત સમર્પણુ કરી દીધું છે." એ વિચાર માત્રથી બાલાજીનાં નેત્રો અશ્રુપૂર્ણ બની ગયાં. જે પ્રેમે એક સ્ત્રીનું જીવન બાળીને ભસ્મ કરી દીધું હોય, તેને માટે એક માનવીના ધૈર્યને બાળી નાખવું એ કોઈ મોટી મુશ્કેલીની વાત નહોતી. પ્રેમ સમક્ષ ધૈર્ય કશી જ વિસાતમાં નથી. તેમણે કહ્યું: "માધવી! તારા જેવી અબળાઓ જ ભારતનું ગૌરવ છે. હું મારી જાતને ખૂબ જ અહોભાગી માનું છું કે તારા પ્રેમ જેવી અણુમૂલ વસ્તુ આ પ્રકારે મારા હાથમાં આવે છે. જો તેં મારે ખાતર યોગિની બનવાનો નિર્ણય કર્યો છે, તો હું પણુ તારે ખાતર આ સંન્યસ્ત અને આ વૈરાગ્યનો ત્યાગ કરી શકું તેમ છું. જેને ખાતર તેં તારી જાતને મિટાવી દીધી છે,

તે તારે ખાતર ભારેમાં ભારે બલિદાન આપતાં જરા પણ આંચકો નહિ ખાય !"

માધવી આ માટે પહેલાંથી જ પ્રસ્તુત હતી. તે બોલી : "સ્વામીજી ! હું તો એક પરમ અબળા અને બુદ્ધિહીન સ્ત્રી છું, પરંતુ હું તમને ખાત્રી આપું છું કે નિજ વિલાસનો વિચાર એક ક્ષણ માટે પણ મારા મનમાં કયારે ય નથી આવ્યો. જો તમે મનમાં એમ ધાર્યું હોય કે મારા પ્રેમનો ઉદ્દેશ કેવળ એ જ છે કે તમારા ચરણોમાં સાંસારિક બંધનોની બેડીઓ નાખું, તો ( બન્ને હાથ જોડી ) મારે કહેવું પડશે કે તમે હજી મારા પ્રેમનું સાચું તત્ત્વ સમજી નથી શકયા. આજે હું જે પામવા ભાગ્યશાળી થઈ છું, એ જ મારા સાચા પ્રેમનું રહસ્ય છે. આજનો દિવસ એ મારા જીવનનો સૌથી પરમ ભાગ્યવાન દિવસ છે. આજે હું મારા પ્રાણનાથ સમક્ષ ઊભી છું અને મારા સગા કાન વડે તેમની અમૃતમય વાણી સાંભળવા ભાગ્યશાળી થઇ છું. સ્વામીજી ! મને આશા નહોતી કે આ જીવનમાં હવે હું આવો દિવસ જોવા ભાગ્યશાળી થઇશ. જો મારી પાસે આજે દુનિયાનું રાજ્ય હોત, તો આ આનંદના બદલામાં તેને પણ ન્યોછાવર કરી દેતાં ખચકાત નહિ. હું હાથ જોડીને આપને પ્રાર્થના કરું છું કે હવે મને આ ચરણોમાંથી દૂર ન કરશો. હું પણ સંન્યસ્ત ધારણ કરીશ અને આપની સાથે રહીશ. હું વૈરાગિની બનીશ, ભભૂતિ ચોળીશ, પરંતુ હવે આપનો સંગ કદાપિ કાળે નહિ છોડું. પ્રાણનાથ ! મેં ઘણાં ઘણાં દુઃખ વેઠયાં છે, હવે વધુ વેઠવાની મારામાં શક્તિ રહી નથી."

એમ કહેતાં કહેતાં માધવીનો કંઠ રુંધાઇ ગયો અને તેની બન્ને આંખોમાંથી પ્રેમાશ્રુની ધારા વહેવા લાગી. તેનાથી ત્યાં હવે બેસી ન શકાયું. તેણે ઊભા થઇ બાલાજીને પ્રણામ કર્યાં અને આવીને વિરજનની સોડમાં ભરાઈ. વ્રજરાણીએ તેને હૃદય સરસી ચાંપી અને પૂછયું : "શું વાતચીત થઇ ?"

માધવી : "જેવી તમે ઇચ્છતાં હતાં તેવી જ !"

વિરજન : "સાચું ! કહે તો ખરી, એમણે શું કહ્યું ?"

માધવી : "એ તો હું નહિ કહું."

વ્રજરાણીને જાણે કોઈ દાટેલો ભંડાર મળી ગયો. તેણે કહ્યું : "ઇશ્વરે ઘણા સમયે મારો મનોરથ પાર પાડ્યો. લગ્નાદિ કાર્ય હું મારે ત્યાં જ કરીશ."

માધવીએ નિરાશાભર્યું મુખડે સ્મિત કર્યું. વિરજને કંપતા સ્વરે પૂછ્યું : "પછી અમને બધાંને ભૂલી તો નહિ જાય ને ?" એમ કહેતાં તેની આંખોમાંથી આંસુ વહેવાં લાગ્યાં. પછી એણે સ્વસ્થતા ધારણ કરી કહ્યું : "હવે તું અમારાથી જુદી પડવાની !"

માધવી : "હું તમને મૂકીને ક્યાં ય નથી જવાની."

વિરજન : "ચાલ, બહુ ડાહી ન થા."

માધવી : "જો જો !"

વિરજન : "અમે તો બહુ જોયું છે. પાનેતર કેવું પહેરીશ ?"

માધવી : "સફેદ બગલાની પાંખ જેવું."

વિરજન : "લગ્નમાં તો પાનેતર કેસરિયા રંગનું જોઇએ."

માધવી : "પણ મારું તો શ્વેત જ રહેશે."

વિરજન : "તને ચંદ્રહારનો બહુ શોખ છે. હું તને મારો ચંદ્રહાર આપી દઇશ."

માધવી : "હારને રહેવાને સાદી કંઠી આપજો."

વિરજન : "તું શાની વાત કરે છે ?"

માધવી : "મારા શણગારની !"

વિરજન : "તારી તો કશી વાત જ સમજાતી નથી. તું અત્યારે આટલી બધી ઉદાસ કેમ છું ? તેં આ રત્ન મેળવવા કેટ-

કેટલી તપસ્યાઓ કરી, કેવી કેવી યોગસાધના કરી, કેવાં કેવાં વ્રત કર્યાં અને આજે જ્યારે તને એ રત્ન મળી ગયું, ત્યારે જરા ય હર્ષિત નથી દેખાતી !"

માધવી : "તમે લગ્નની વાતચીત કરો છો, તેથી મને દુઃખ થાય છે."

વિરજન ; "લે, એ જ આનંદ થવાની તો વાત છે."

માધવી : "બહેન ! મારા ભાગ્યમાં એ આનંદ નથી લખાયો. જે પક્ષી આકાશમાં માળો કરવા ઈચ્છે છે, તે સદા ય ડાળ પર જ રહે છે. મેં નિર્ણય કર્યો છે કે હું મારું બાકીનું આયુષ્ય આ જ પ્રમાણે પ્રેમનું સ્વપ્ન જોવામાં જ પૂરું કરીશ."

★

## પ્રકરણ ૨૫ મું . . . . . વિદાય

★

બીજે દિવસે બાલાજી સ્નાનસંધ્યાથી પરવારી રાજા ધર્મસિંહની પ્રતિક્ષા કરવા લાગ્યા. આજે રાજદ્વાર પર એક વિશાળ ગોશાળાનું શિલારોપણ થવાનું હતું. શહેરનાં બજારો તથા ગલીગૂંચીઓ જાણે કે હાસ્યથી ઊભરાઈ જતાં હતાં. મુખ્ય મુખ્ય રસ્તાઓની બન્ને બાજુઓ પર વાવટા અને તોરણો હીલોળા લેતાં હતાં. ઘેર ઘેર સૌ કોઈ પુષ્પહાર પહેરી સ્વાગત માટે તૈયાર થઈ ઊભું હતું, કારણ કે આજે એક એવા સ્વદેશપ્રેમીનું શુભાગમન થયું હતું કે જેણે દેશને ખાતર પોતાનું બલિદાન આપ્યું હતું.

હર્ષની દેવી પોતાની સખીઓ અને સાહેલીઓ સાથે ટહેલતી હતી. વાયુની લહેરીઓ ફરકતી હતી. દુઃખ અને વિષાદનું તો ક્યાં ય નામ માત્ર ન હતું. ઠેર ઠેર વાજિંત્રો મીઠા સૂર કાઢતાં હતાં. પુરુષો

સુંદર કપડાં પહેરી આમથી તેમ ઘૂમતા હતા. સ્ત્રીઓ સોળે શણગાર સજી મંગળગીતો ગાતી હતી. બાળકમંડળીઓ કેસરીયા સાફા પહેરી કિલ્લોલ કરતી હતી. એકેએક પુરુષ તથા સ્ત્રીના મુખ પર પ્રસન્નતા ચમકતી હતી, કારણ કે આજે એક સાચા સ્વદેશપ્રેમીનું શુભાગમન હતું—એવા દેશપ્રેમીનું કે જેણે દેશને ખાતર પોતાના સર્વસ્વનું બલિદાન આપ્યું હતું.

બાલાજી જ્યારે પોતાની મંડળી સાથે રાજઘાટ પર જવા નીકળ્યા, ત્યારે સૂર્ય ભગવાને પૂર્વ દિશાએથી આવી તેમનું સ્વાગત કર્યું. તેમનું તેજસ્વી મુખમંડળ જોયું લોકોની નજરે પડ્યું, કે સહસ્રો મુખમાંથી 'ભારતમાતકી જય'નો ઘોર ધ્વનિ નીકળ્યો અને વાયુમંડળને ચીરતો એ ધ્વનિ ઠેઠ આકાશ સુધી જઈ પહોંચ્યો. ઘંટનાદ તથા શંખનાદ થઈ રહ્યા અને ઉત્સવની સરસ રાગરાગિણીઓ વાયુમાં ગૂંજી રહી. જેમ દીપકને જોતાં જ પતંગિયાં તેને ઘેરી લે છે, તે જ પ્રમાણે બાલાજીને જોતાં વેંત લોકો એમની ચારે બાજુ એકઠા થઈ ગયા. ભારતસભાના સવાસો સભ્યોએ તેમને અભિનંદન કર્યું. તેમનો સુંદર ગણવેશ તથા તેજસ્વી ઘોડા સૌ કોઈની નજર ઠારતાં હતાં. એ સભાનો એકએક સભ્ય સાચો સ્વદેશપ્રેમી હતો અને તેમના ઉમંગભર્યા શબ્દો લોકોનાં ચિત્તને ઉત્સાહથી પૂર્ણ કરી દેતા. સડકોની બન્ને બાજુઓ પર દર્શકોની ઠઠ જામી હતી. વાજિંત્રો વાગતાં હતાં. પુષ્પ અને સુગંધિત દ્રવ્યોની તો જાણે વૃષ્ટિ જ થતી હતી. ઠેરઠેર નગરની લલનાઓ શણગાર સજી સ્વર્ણથાળોમાં કપૂર, પુષ્પ તથા ચંદન લઈ આરતી ઉતારતી જતી હતી. દુકાનો નવવધૂની ભાંતિ સુસજ્જિત હતી. સારું ય નગર પોતાની સજાવટથી આજે ઉત્તમમાં ઉત્તમ વાટિકાને પણ શરમાવી દેતું હતું અને જે પ્રકારે શ્રાવણ માસમાં કાળી કાળી ઘટાઓ જામે છે અને રહી રહીને ઘનગર્જના કરી હૃદયને કંપાવી મૂકે છે, તે જ પ્રકારે જનતાની ઉમંગવર્ધક ધ્વનિ (ભારતમાતકી જય) હૃદયમાં ઉત્સાહ અને ઉત્તેજના

ઉત્પન્ન કરતી હતી. જ્યારે બાલાજી ચોકમાં આવી પહોંચ્યા તો ત્યાં તેમણે એક અદ્ભુત દૃશ્ય જોયું. બાળવૃંદ વાદળી રંગના લેસદાર ડગલા પહેરી, કેસરીયા સાફા બાંધી, હાથમાં સુંદર છડીઓ ધારણ કરી, માર્ગમાં ઊભું હતું. બાલાજીને જોતાં જ એ બાળવૃંદ દસ દસની હારમાં વહેંચાઇ ગયું અને દાંડી વગાડી સ્વાગતનું એક ઓજસપૂર્ણ ગીત ગાવા લાગ્યું.

કેવું ચિત્તાકર્ષક એ દૃશ્ય હતું ! ગીત આમ જોકે સામાન્ય કોટિનું હતું, પરંતુ અનેક અને એકત્ર સ્વરોએ તેને એવું તો મનોહર તથા પ્રભાવશાળી બનાવી દીધું હતું કે લોકોના પગ ત્યાં જ થંભી ગયા, ચારે બાજુ નિસ્તબ્ધતા છવાઇ ગઇ. એ નિસ્તબ્ધતામાં એ રાગ એવો તો મધુર ભાસતો હતો કે જેમ રાત્રિની નિરવતામાં બુલબુલનું ગાન ! સમગ્ર શ્રોતાજનો ચિત્રવત્ બની ઊભા હતા. દીન ભારતવાસીયો ! તમે આવાં દૃશ્ય કયાં ય જોયાં છે? અત્યારે ખુબ પેટ ભરીને જોઇ લ્યો. તમે વેશ્યાઓનાં નૃત્યવાદ્યથી સંતૃપ્ત થયા હશો વારાંગનાઓની કામલીલાઓ ઘણી જોઇ હશે, ખૂબ આનંદવિનોદ કર્યો, પરંતુ આવો સાચો આનંદ તથા આ સુખદ ઉત્સાહ જે અત્યારે અનુભવી રહ્યા છો, એ તમને પહેલાં કયારે ય પ્રાપ્ત થયો હતો ? મનમોહિની વેશ્યાઓનાં સંગીત તથા સુંદરીઓનાં કામકૌતુક તમારી વૈષયિક ઇચ્છાઓને ઉત્તેજીત કરે છે, પરંતુ એ તમારા ઉત્સાહોને હીન તથા નિર્બળ બનાવી દે છે. આજનાં જેવાં દૃશ્યો તમારાં હૃદયોમાં સ્વદેશપ્રેમ તથા સ્વદેશાભિમાનનો સંચાર કરે છે. જો તમે જીવનમાં એકવાર પણ આવું ચિત્ર જોયું હશે, તો તેનું પવિત્ર ચિત્ર તમારા હૃદયમાંથી કયારે ય ભુંસાઇ નહિ જાય !

બાલાજીનું દિવ્ય મુખમંડળ આત્મિક આનંદની જ્યોતિથી પ્રકાશિત હતું અને નેત્રોમાંથી સ્વદેશાભિમાનનાં કિરણ વહેતાં હતાં. જેમ ખેડૂત પોતાના હિલોળા લેતા ખેતરને જોઇ આનંદોન્મત્ત થાય

છે, બરાબર એવી જ સ્થિતિ બાલાજીની હતી. જ્યારે ગીત, વાદ્ય, મંગળધ્વનિ બધું શાંત પડી ગયું, ત્યારે એ થોડાંક ડગ આગળ આવ્યા અને બે નાનાં બાળકોને ઊંચકીને પોતાની ખાંધે બેસાડી બોલી ઊઠ્યા : "ભારતમાતાકી જય !"

આમ કરતાં કરતાં સૌ રાજઘાટ પર આવી પહોંચ્યા. અહીં ગૌશાળાનું એક ગગનસ્પર્શી વિશાળ ભવન સ્વાગત માટે ઊભું હતું. આંગણામાં મલમલનાં બિછાનાં પાથર્યાં હતાં. મુખદ્વાર તથા થાંભલાઓ પુષ્પો અને વેલોથી શણગારેલા હતા. ભવનની અંદર એક હજાર ગાયો બાંધેલી હતી. બાલાજીએ પોતાના હાથે તેમને પૂળા નાખ્યા, તેમને વ્હાલથી થાબડી. એક વિસ્તૃત ગૃહમાં સંગેમરમરનો અષ્ટભુજ કુંડ બનાવેલો હતો. એ દૂધથી ભરેલો હતો. બાલાજીએ તેમાંથી એક અંજળી દૂધ લઇ આંખોએ લગાવ્યું અને બાકીનાનું પાન કર્યું. તદનંતર સહસ્રો મનુષ્યોએ આ ક્ષીરસાગરમાંથી વિષ્ણુના ચરણામૃતનું પાન કર્યું.

હજી આંગણામાં લોકો શાંતિથી બેસવા પણ પામ્યા નહોતા કે કેટલાક માણસો દોડતા આવ્યા અને કહેવા લાગ્યા : "પંડિત બદ્રુ શાસ્ત્રી, શેઠ ઉત્તમચંદ તથા લાલા મક્ખનલાલે બહાર ધાંધલ મચાવ્યું છે અને કહે છે કે અમારે બાલાજી સાથે બે ઘડી વાર્તાલાપ કરવો છે." બદ્રુ શાસ્ત્રી કાશીના વિખ્યાત પંડિત હતા. એ સુંદર ચંદ્રતિલક કરતા, લીલી બનાતનો અંગરખો પરિધાન કરતા અને માથે વસંતી ફેંટો બાંધતા. ઉત્તમચંદ તથા મક્ખનલાલ બન્ને શહેરના ધની તથા લક્ષાધિશ માનવીઓ હતા. ખિતાબો માટે હજારોનું પાણી કરતા અને મુખ્ય પદાધિકારીઓનું સમ્માન તથા સત્કાર એને જ પોતાના જીવનનું પ્રધાન કર્તવ્ય માનતા. આ મહાનુભાવોનો નગરના માણસો પર ખૂબ દાબ હતો. બદ્રુ શાસ્ત્રી જ્યારે પણ શાસ્ત્રાર્થ કરતા, ત્યારે નિસ્સંદેહ પ્રતિવાદીનો પરાજય જ થતો ખાસ કરીને કાશીના પંડા અને પ્રાગવાલ તથા એ જ પંથના અન્ય ધાર્મિકગણ તો

એમના પ્રસ્વેદના સ્થાને રૂધિર વહાવવા સદૈવ તૈયાર રહેતા. શાસ્ત્રીજી કાશીમાં હિંદુધર્મના રક્ષક તથા એક મહાન સ્તંભ તરીકે પ્રસિદ્ધ હતા. ઉત્તમચંદ તથા મકખનલાલ પણ ધાર્મિક ઉત્સાહની મૂર્તિરૂપ હતા. એ લોકો ઘણા વખતથી બાલાજી સાથે શાસ્ત્રાર્થ કરવાનો અવસર ઢૂંઢતા હતા. આજે એમનો એ મનોરથ પૂરો થયો હતો. તેઓ પંડાઓ અને પ્રાગ્વાલોના એક દળ સાથે ત્યાં આવી પહોંચ્યા હતા

બાલાજીએ આ મહાત્માઓના આગમનના સમાચાર સાંભળ્યા, એટલે એ બહાર આવ્યા, પરંતુ ત્યાં તો તેમણે એક વિચિત્ર દ્રષ્ય જોયું. બન્ને પક્ષના માણસો હાથમાં લાઠીઓ ઝાલી અંગરખાની બાંયો ચડાવવામાં મશગુલ હતા. શાસ્ત્રીજી પ્રાગ્વાલોને સામનો કરવો ઉત્તેજિત કરતા હતા અને બન્ને શેઠિયાઓ ઉચ્ચ સ્વરે સામા પક્ષની બરાબર ખબર લઈ નાખવાની સલાહ આપતા હતા અને કદાચ પોલીસ કેસ થાય તો તે માટે કશી ફીકર ચિંતા ન રાખવાનું જણાવતા, તેમનો વાંકો વાળ પણ નહિ થાય તેની ખાત્રી આપતા હતા. મકખનલાલ બૂમો પાડી પાડી સામા પક્ષને આવાહન આપતા હતા કે જેની માએ સવાશેર સુંઠ ખાધી હોય તે સામો આવી જાય, એકેએકને બરાબર મજા ચખાડી દઈશ. બાલાજીએ જ્યારે આવા રંગઢંગ જોયા એટલે તેમણે રાજા ધર્મસિંહને કહ્યું : "તમે જરા જઈને બદલુ શાસ્ત્રીને આ દુષ્ટતા ત્યાગ કરવાનું સમજાવો, નહિ તો નાહકની બન્ને પક્ષની હાનિ થશે અને દુનિયામાં મશ્કરી થશે તે નફામાં!" રાજાસાહેબની આંખોમાંથી તો આગ વરસતી હતી. તેમણે જણાવ્યું : "એવા માણસ સાથે વાત કરવામાં પણ હું મારી માનહાનિ સમજું છું. તેને પ્રાગ્વાલોના સમૂહોનું અભિમાન છે, પરંતુ આજે હું તેનો સારો ય મદ ઉતારી નાખવાનો છું. એ લોકોની ઈચ્છા તો કોઈ પણ પ્રકારે તમારા પોતાના પર ઘા કરવાની છે. પરંતુ જ્યાં સુધી હું તથા મારા પાંચ પુત્રો જીવતા છીએ, ત્યાં સુધી કોઈની ય તાકાત નથી કે તમારી સામે ઊંચી આંખ પણ કરી

શકે. એક ઇશારો કરો તેટલી જ વાર છે. હું આંખ મીંચાઈને ઊઘડે તેટલી વારમાં તેને તેની દુષ્ટતાની મજા ચખાડી દઈશ."

બાલાજી સમજી ગયા કે આ વીર આજે રંગમાં આવી ગયો છે. રાજપૂત જ્યારે રંગમાં આવે છે ત્યારે તેને મરવા કે મારવા સિવાય બીજું કાંઈ સૂઝતું નથી. તેમણે કહ્યું: "રાજાસાહેબ! તમે દૂરદર્શી હોવા છતાં આમ કેમ બોલો છો? આ અવસર આવું બોલવા માટેનો નથી. આગળ વધી તમારા માણસોને અટકાવો, નહિ તો પરિણામ ખરાબ આવશે."

એમ કહેતાં કહેતાં બાલાજી એકદમ અટકી ગયા. સમુદ્રમાં મોજાંઓની જેમ લોકો ચારે તરફથી ઉભરાતા હતા. તેમના હાથમાં લાઠીઓ અને નેત્રોમાં રુધિરની લાલાશ હતાં. મુખમંડળ ક્રૂદ્ધ, ભ્રકુટિ કુટિલ, જોતજોતામાં આ જનસમુદાય પ્રાગવાલોની છાતી સુધી પહોંચી ગયો અને એ સમય નજદિકમાં જ હતો કે મસ્તક તથા લાઠીનું મિલન થઈ જાય અને સંગીનો છાતીઓની મુલાકાત લ્યે કે બાલાજી કૂદીને એક ઘોડા પર સ્વાર થઈ ગયા અને અતિ ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યા:

"ભાઈઓ! આ તે કેવું અંધેર કહેવાય! જો તમે મને તમારો મિત્ર માનતા હો, તો તરત જ હાથ નીચા કરી લ્યો અને પગને એક તસુ પણ આગળ ન વધવા દો. મને એ જોઈને ગર્વ થાય છે કે તમારા હૃદયમાં વિરોચિત ક્રોધ અને ઉમંગ હજી પણ જીવંત છે. ક્રોધ એ એક પવિત્ર ઉદ્વેગ છે, પરંતુ આત્મસંવરણ તેથી પણ અધિક પવિત્ર ધર્મ છે. માટે અત્યારે તમારા ક્રોધને દ્રઢતાથી રોકો. તમે શું તમારું સ્વદેશ પ્રત્યેનું કર્તવ્ય કરી ચૂક્યા કે આ પ્રકારે પ્રાણ વિસર્જન કરવા કટિબદ્ધ થયા છો! તમે શું દિવો લઈને પણ કૂવામાં પડવા માગો છો? આ લોકો તમારા જ બાંધવો, તમારું જ રુધિર છે. એને તમારા શત્રુ ન માનશો. જો એ

મૂર્ખ છે, તો એમની મૂર્ખતાનું નિવારણ કરવું એ તમારું કર્તવ્ય છે. જો એ તમને અપશબ્દ કહે તો તેથી માઠું ન લગાડશો. જો એ તમારી સાથે લડાઇ કરવા પ્રસ્તુત થાય તો તમે નમ્રતા ધારણ કરો અને એક ચતુર વૈદ્યની જેમ પોતાના વિચારહીન રોગીની ઔષધિ કરવામાં તલ્લીન બની જાઓ. મારી આ આજ્ઞાની વિરુદ્ધ જઇ જો કોઈએ પણ હાથ ઊંચો કર્યો તો એ સ્વદેશનો શત્રુ ગણાશે."

બાલાજીના આ સમયોચિત શબ્દોના પ્રભાવથી સર્વત્ર શાંતિ ફેલાઈ ગઈ. જે જ્યાં ઊભું હતું તે ત્યાં જ ચિત્રવત્ સ્થિર બની ગયું. આ એક જ મનુષ્યના શબ્દોમાં એવો તે શો પ્રભાવ હતો કે જેમ કોઈ ચતુર સારથી તોફાને ચડેલા ઘોડાને વશ કરી લે તેમ પચાસ હજાર માણસોના ઉભરાતા ઉદ્વેગને આ પ્રકારે શીતળ કરી નાખ્યો! આ શક્તિ તેને કોણે આપી હતી? ન તો તેના શીર પર કોઇ રાજમુગટ હતો કે ન તો તે કોઇ સેનાનો નાયક હતો. આ કેવળ તેણે અત્યારપર્યંત કરેલી પવિત્ર અને નિઃસ્વાર્થ દેશસેવાનો જ પ્રતાપ હતો. સ્વદેશસેવકનાં માન તથા પ્રતિષ્ઠાનું પરિણામ દેશ માટે પોતાનું બલિદાન હોય છે. પંડાઓ તથા પ્રાગ્વાલોએ બાલાજીનું પ્રતાપવાન રૂપ જોયું અને તેમનો ઉચ્ચ સ્વર સાંભળ્યો, એટલે તેમનો ક્રોધ પણ શાંત થઇ ગયો. જેમ સૂર્યદેવતા પ્રગટ થતાં અંધકાર નાસી જાય છે, તે જ પ્રકારે બાલાજીના આગમનથી વિરોધીઓની સેનામાં પણ ભંગાણ પડી ગયું. ઘણા માણસો કે જેઓ માત્ર ઉપદ્રવ કરવાના ઉદ્દેશથી જ આવ્યા હતા, તેઓ હવે શ્રદ્ધાપૂર્વક બાલાજીના ચરણોમાં મસ્તક નમાવી તેમના અનુયાયીઓના વર્ગમાં સામેલ થઈ ગયા. બદલુ શાસ્ત્રીએ ઘણા પ્રયાસ કર્યા કે પોતે પંડાઓના પક્ષપાત તથા મૂર્ખતાને પુનઃ ઉત્તેજિત કરે, પરંતુ એમને સફળતા પ્રાપ્ત ન જ થઇ.

એ સમયે બાલાજીએ એક એવું તો પરમ પ્રભાવશાળી ભાષણ કર્યું કે જેનો એક એક શબ્દ આજ પર્યન્ત સાંભળનારાઓના હૃદય

પર અંકિત છે અને જે ભારતવાસીઓ માટે સદા ય દીપકની ગરજ સારશે. બાલાજીનાં ભાષણો પ્રાયઃ ઓજસપૂર્ણ હોતાં, પરંતુ એ પ્રતિભા, એ ઓજસ કે જે વડે તે દિવસનું ભાષણ અલંકૃત હતું એ તો એમના કોઇ પણ વ્યાખ્યાનમાં નહોતાં દેખાયાં. એમણે પોતાનાં શબ્દજાદુ વડે થોડી જ વારમાં પંડાઓ તથા ભરવાડોને હરિજનોના પરમ મિત્રો બનાવી દીધા. એ ભાષણના અંતિમ શબ્દો આ હતા :

"તમે જો દ્રઢતાથી કાર્ય કર્યાં કરશો, તો જરૂર તમને એક દિવસ અભિષ્ટ સિદ્ધિનો સુવર્ણસ્થંભ નજરે પડશે, પરંતુ કયારે ય ધૈર્ય ખોઇ બેસતા નહિ. દ્રઢતા એ એક મહાપ્રબળ શક્તિ છે. દ્રઢતા એ પુરુષના સર્વે ગુણોનો રાજા છે. દ્રઢતા વીરતાનું એક પ્રધાન અંગ છે. એને કયારે ય ખોઈ બેસતા નહિ. તમારી કસોટી થશે, તમારે વારંવાર નિરાશાઓનો સામનો કરવો પડશે, નિરાશાઓ તમારા માર્ગમાં આડખીલીઓ ઊભી કરશે, એવી પરિસ્થિતિમાં દ્રઢતા સિવાય બીજો કોઇ વિશ્વાસપાત્ર માર્ગદર્શક નહિ મળે. દ્રઢતા કદાચ સફળ ન પણ થઇ, તો પણ તે જગતમાં પોતાનું નામ પાછળ મૂકતી જાય છે."

× × ×

બાલાજીએ ઘેર પહોંચી વર્તમાનપત્ર ખોલ્યું તો તેમનું મુખ ફીકું પડી ગયું અને સકરુણ હૃદયમાંથી એક દીર્ઘ નિશ્વાસ નીકળી પડ્યો. ધર્મસિંહે ગભરાઇને પૂછ્યું : "કુશળ તો છે ને?"

બાલાજી : "સદીયામાં નદીનો બંધ તૂટી જવાથી દસ હજાર માણસો ઘરબાર વીનાનાં થઇ ગયાં છે."

ધર્મસિંહ : "અરે...રે!"

બાલાજી : "હજારો માણસો નદીના પ્રવાહમાં તણાઇ ગયાં. આખું શહેર તારાજ થઈ ગયું છે. મકાનોની છતો પર હોડીઓ

ચાલે છે. ભારતસભાના માણસો ત્યાં પહોંચી ગયા છે તથા યથા-શક્તિ લોકોને સહાયતા આપી રહ્યા છે, પરંતુ તેમની સંખ્યા ઘણી ઓછી છે."

ધર્મસિંહ : "(સજળ નયન બનીને) હે ઇશ્વર! હવે તો તું જ આ અનાથોનો નાથ છું!"

બાલાજી : "ગોપાળ–ગોશાળા પણ તેમાં તણાઇ ગઈ અને સાથે એક હજાર ગાયોને ભેગી ખેંચી ગઇ. ત્રણ કલાક મૂશળધાર વરસાદ વરસ્યો. સોળ ઇંચ પાણી પડ્યું. શહેરના ઉત્તર ભાગમાં બધાં માણસો એકઠાં થઇ ગયાં છે. તેમને ન તો રહેવા ઘર છે કે ન તો ખાવા અન્ન. શબોની તો હારની હાર લાગી છે. ઘણા લોકો તો ભૂખે મરી જાય છે. લોકોનાં આક્રંદ તથા વિલાપથી કાળજું કહ્યું નથી કરતું. બધા ય માણસો બાલાજીને બોલાવવાની જીદ પકડીને બેઠા છે. તેમની ધારણા છે કે મારા ત્યાં જવાથી તેમનું દુઃખ દૂર થઇ જશે."

થોડી વાર બાલાજી વિચારમાં ડૂબી ગયા, પછી આગળ કહેવા લાગ્યા : "મારે ત્યાં જવું આવશ્યક છે. હું આજે જ ત્યાં જવા નીકળીશ. તમે સદીયાની ભારતસભાને તાર કરી દો કે તે મારા કાર્યમાં સહાયતા કરવા તૈયાર રહે."

રાજાસાહેબે સવિનય પૂછ્યું : "આજ્ઞા હોય તો હું પણ સાથે આવું?"

બાલાજી : "હું ત્યાં પહોંચીને તમને જણાવીશ. મારા અભિ-પ્રાય મુજબ તો તમારે ત્યાં આવવાની કોઈ આવશ્યકતા નથી."

ધર્મસિંહ : "કાલે સવારે જવાનું રાખ્યું હોત તો ઠીક થાત."

બાલાજી : "ના! મને હવે એક ક્ષણ પણ વધુ રોકાવું કઠિન લાગે છે. હજી તો મને ત્યાં પહોંચતાં કેટલા ય દિવસ લાગશે?"

થોડીવારમાં તો નગર આખામાં સમાચાર ફેલાઇ ગયા કે સદીયામાં રેલ આવી હતી તેથી બાલાજી ત્યાં જતા હતા. એ સાંભળતાં જ હજારો માણસો બાલાજીને વિદાય આપવા એકત્ર થઈ ગયા. નવ વાગતા વાગતામાં તો બારથી પચીસ હજાર માણસોની મેદની જામી ગઈ. સદીયાની દુર્ઘટના પ્રત્યેક માનવીના મુખ પર હતી. લોકો એ આપત્તિપીડિત મનુષ્યોની દશા પર સહાનુભૂતિ અને ચિંતા દાખવતા હતા. સેંકડો મનુષ્યો બાલાજીની સાથે જવા તત્પર થયા. સદીયાના રેલપીડિત માણસોની સહાયતા અર્થે એક ફંડ ખોલવાની યોજના ઘડાવા લાગી.

બીજી બાજુ ધર્મસિંહના અંતઃપુરમાં નગરની મુખ્ય મુખ્ય પ્રતિષ્ઠિત સ્ત્રીઓએ સુવામાને ધન્યવાદ આપવા માટે આજે એક સભા બોલાવી હતી. એ ઉચ્ચ પ્રાસાદનો ખૂણેખૂણો સ્ત્રીઓથી ભરાઈ ગયો હતો. પ્રથમ ગૂર્જરાણીએ કેટલીક સ્ત્રીઓ સાથે એક સુંદર મંગળમય ગીત ગાયું. એ પછી બધી સ્ત્રીઓ ટોળે વળી ગીતો ગાતી ગાતી આરતીનો થાળ લઇ સુવામાને ત્યાં આવી. સેવતી અને ચંદ્રા અતિથિસત્કાર માટે પહેલેથી જ ત્યાં આવી હાજર થઈ હતી. સુવામાએ પ્રત્યેક મહિલાને ગળે વળગી સત્કાર કર્યો અને તેમને આશિર્વાદ આપ્યા કે 'તમારા ખોળામાં પણ સપૂત પુત્રો રમે.' પછી રાણીજીએ તેની આરતી ઉતારી અને સૌ કોઇ મંગળગીતો ગાવા લાગ્યાં. આજે માધવીનું મુખમંડળ પુષ્પની કળી સમાન ખીલેલું હતું. કાલની જેમ એ ઉદાસ અને ચિંતાતુર નહોતી. આશા વિષની ગાંઠ હોય છે. એ જ આશાએ ગઇ કાલે તેને રોવડાવી હતી, પરંતુ આજે તેનું ચિત્ત એ આશાઓથી રિક્ત થઇ ગયું હતું. તેથી જ તેનું મુખમંડળ દિવ્ય તથા નેત્રો તેજસ્વી ભાસતાં હતાં. નિરાશ બની તેણે જીવન આખું વીતાવ્યું હતું, પરંતુ આશાપૂર્ણ બની તેનાથી એક દિવસનું પણ દુઃખ સહન ન થઈ શક્યું.

સોહામણા ગીતોથી ભવન આખું ગૂંજતું હતું, ત્યાં તો અચાનક સદીયાના સમાચાર ત્યાં પણ ફેલાઇ ગયા અને સજા ધર્મસિંહ એમ કહેતા સંભળાયા : "તમે સૌ બાલાજીને વિદાય આપવા તૈયાર થઈ જાઓ. એ અત્યારે જ સદીયા જવા નીકળે છે."

આ સમાચાર સાંભળતાં જ ત્યાં મધ્યરાત્રિની નિસ્તબ્ધતા ફેલાઇ ગઇ. સુવામા ગભરાઇને ઊભી થઇ બારણા તરફ દોડી, જાણે કે પોતે બાલાજીને રોકી રાખશે. બાકીની પણ બધી સ્ત્રીઓ ઊભી થઇ તેની પાછળ પાછળ જવા લાગી. વૃજરાણીએ કહ્યું : "કાકી! એમને શું અત્યારે જ વિદાયગીરી આપી દો છો! હજી તો એ એમના ઓરડામાં છે."

સુવામા : "હું એને જવા જ દેવાની નથી, ત્યાં વળી વિદાયગીરીની વાત કેવી ?"

વૃજરાણી : "એમનું સદીયા જવું આવશ્યક છે."

સુવામા : "હું શું સદીયાને લઇને ચાટીશ! જહન્નમમાં જાય એ સદીયા! હું પણ કોઈ છું કે નહિ? મારો તેના પર શું કશો જ અધિકાર નથી?"

વૃજરાણી : "તમે જો એવું અત્યારે બોલો તો તમને મારા મારા સોગંદ છે. હજારો માણસો કેવળ તેમના ભરોસા પર અત્યારે જીવે છે. એ નહિ જાય તો ત્યાં પ્રલય થઇ જશે."

માતાના મમત્વે માનવતા તથા દેશપ્રેમને દબાવી દીધાં હતાં, પરંતુ વૃજરાણીએ સમજાવી પટાવી તેને રોકી રાખી. સુવામા આ ઘટનાને યાદ કરી પાછળથી સદા પસ્તાતી. તેને આશ્ચર્ય થતું કે હું તે વખતે ભાનભૂલી કેમ બની ગઇ હતી? રાણીએ પૂછ્યું : "વિરજન! બાલાજીને જયમાળા કોણ પહેરાવશે?"

વિરજન : "તમે."

રાણી : "અને તું શું કરીશ?"

વિરજન : "હું તેમને કપાળે તીલક કરીશ."

રાણી : "માધવી ક્યાં છે ?"

વિરજન : "(ધીમેથી) એનું નામ ન દેશો. એ તો બિચારી એના પોતાના ધ્યાનમાં પડી છે."

બરાબર એ જ વખતે બાલાજી બહાર આવ્યા. સ્ત્રીઓ પણ તેમની તરફ આગળ વધી. બાલાજીએ સુવામાને જોઇ એટલે નજીક આવી તેને ચરણસ્પર્શ કર્યો. સુવામાએ તેને ઊભા કરી હૃદયસરસા ચાંપ્યા. તે કાંઇક કહેવા માગતી હતી, પરંતુ મમતાને લીધે હૃદય ભરાઇ આવવાથી તે કશું જ બોલી શકતી નહોતી. રાણી જયમાલા લઇને આગળ વધી કે એમને પહેરાવી દઉં, પરંતુ પગ ઢીલા પડી ગયા અને તે આગળ વધી ન શકી. વૃજરાણી તીલક કરવા ચંદનાદિનો થાળ લઇને ચાલી, પરંતુ તેની આંખોમાંથી તો શ્રાવણ–ભાદરવો વરસતા હતા. પછી માધવી આગળ વધી. તેનાં નેત્રોમાં પ્રેમનો ચળકાટ અને મુખ પર પ્રેમની લાલી હતાં. અધર પર મોહીની-સ્મિત રમતું હતું અને હૃદય પ્રેમાનંદમાં મગ્ન હતું. તેણે બાલાજી તરફ અપાર પ્રેમભરી દ્રષ્ટિથી જોયું. પછી મસ્તક નમાવી પુષ્પોથી જયમાળા તેમના ગળામાં પહેરાવી દીધી અને કપાળે ચંદનનું તીલક કર્યું. લોકસંસ્કારની જે ન્યુનતા હતી, તે પણ પૂરી થઇ ગઇ. તે સમયે બાલાજીએ એક દીર્ઘશ્વાસ લીધો. તેમને થયું કે હું એક અપાર પ્રેમના સમુદ્રમાં વહી રહ્યો છું. ધૈર્યનું લંગર ઉચકાઇ ગયું અને અકસ્માત જળમાં પડી જતા માણસની જેમ તેમણે માધવીનું કાંડું પકડયું. પરંતુ હાય! જે તણખલાનો તેમણે આશરો લીધો હતો એ પોતે જ પ્રેમની ધારામાં તીવ્રગતિથી વહે જતો હતો. બાલાજીના હાથનો સ્પર્શ થતાં જ માધવીના અંગે અંગમાં રોમાંચ પ્રસરી ગયાં. શરીર પર સ્વેદબિંદુ ચમકવા લાગ્યાં અને જેમ વાયુની આંધી આવતાં પુષ્પદળ પર પડેલાં ઝાકળનાં બિંદુઓ પૃથ્વી પર પડી જાય છે, તે જ પ્રકારે માધવીના નેત્રોમાંથી અશ્રુ બાલાજીનાં હાથ પર

ટપકવા લાગ્યાં. એ પ્રેમનાં મોતી હતાં કે જે આ મદભર નયનોએ બાલાજીને ભેટ કર્યાં હતાં. આજથી એ નેત્રો પુનઃ આંસુ નહિ વહાવે.

આકાશમાં તારા ચમકતા હતા અને તેની આડમાં બેઠી દેવ-પત્નીઓ આ દૃશ્ય જોતી હતી. આજે સવારમાં જ બાલાજીના સ્વાગતમાં આ ગીત ગવાયું હતુંઃ

'બાલાજી તારું આગમન મુબારક હો!'

અને અત્યારે નારીવૃંદ પણ પોતાના મીઠા સ્વરે એ જ ગીત ગાતું હતુંઃ

'બાલાજી તારું આગમન મુબારક હો!'

આગમન પણ મુબારક હતું અને પ્રસ્થાન પણ! આગમન સમયે પણ લોકોની આંખમાં આંસુ આવ્યાં હતાં અને પ્રસ્થાન વેળાએ પણ! કાલે એ નવાગત અતિથિના સ્વાગત અર્થે આવ્યાં હતાં, આજે તેને વિદાય આપવાને કારણે! એમનાં રંગરૂપ પૂર્વવત્ હતાં, છતાં બન્ને વચ્ચે કેટલું અંતર હતું!

★

## પ્રકરણ ૨૬ મું : . . . મસ્તાન યોગિની

★

માધવી પ્રથમથી જ કરમાયેલી કળી હતી. નિરાશાએ એને ભસ્મીભૂત કરી નાખી હતી. વીસ વર્ષની તપસ્વિની યોગિની બની ગઈ. એ બિચારીનું જીવન પણ કેવું વિચિત્ર હતું! એક તો મનમાં કોઈ અભિલાષા જ ઉત્પન્ન ન થઈ, અથવા તો જો ઉત્પન્ન થઈ તો દુર્દૈવે તેને ખીલવા જ ન દીધી. તેનો પ્રેમ એક અપાર સમુદ્ર હતો. તેમાં એવું તો મહાતાંડવ મચ્યું કે જીવનની સઘળી આશાઓ અને અભિ-લાષાઓ તેમાં નષ્ટ થઈ ગઈ. તેણે યોગિનીનાં વસ્ત્રો ધારણ કર્યાં, તે સંસારનાં બંધનોથી મુક્ત થઈ ગઈ. આ ઇચ્છાઓ અને આશાઓનું બીજું નામ જ સંસાર છે. જેણે એ આશાઓ તથા

અભિલાષાઓને નૈરાસ્યની નદીમાં વહાવી દીધાં, તે સંસારમાં છે તેમ માનવું એ ભ્રમ છે.

આ પ્રેમના મદમાં મસ્તાન યોગિનીને એક જ સ્થાન પર શાંતિ નહોતી મળતી. પુષ્પની સુગંધની માફક તે દેશે દેશ ભ્રમણ કરતી અને પ્રેમના શબ્દો સંભળાવતી ફરતી. તેના પીતવર્ણું દેહ પર ગેરુ રંગનાં વસ્ત્રો પરમ શોભા દેતાં હતાં. આ પ્રેમની મૂર્તિને જોતાં લોકોનાં નેત્રોમાંથી અશ્રુ ટપકી પડતાં. જ્યારે તે પોતાની વીણા સાથે કોઇ ગીત ગાવા લાગતી, ત્યારે સાંભળનારાઓનાં ચિત્ત અનુરાગથી પૂર્ણ થઇ જતાં. એનો એકએક શબ્દ પ્રેમરસમાં ડૂબેલો હતો.

મસ્તાન યોગિનીને બાલાજી નામ પ્રત્યે પ્રેમ હતો. તે પોતાનાં પદોમાં બહુધા એમની જ કીર્તિ ગાયા કરતી. જે દિવસથી તેણે યોગિનીનો વેષ ધારણ કર્યો તથા પ્રેમને ખાતર લોકલજ્જાનો પરિત્યાગ કર્યો, તે દિવસથી જ જાણે તેની જીભ પર સાક્ષાત દેવી સરસ્વતી વિરાજમાન થઈ હતી. તેનાં સુંદર પદો સાંભળવા લોકો દૂર દૂરથી આવતા. જેમ કૃષ્ણની મોરલીનો અવાજ સાંભળતાં જ ગોપીઓ ઘેલી બની ઘર બહાર નીકળી પડતી, તે જ પ્રમાણે આ યોગિનીના ગીતનો સ્વર કાને પડતાં શ્રોતાઓનાં ટોળાં ઊભરાઇ જતાં. તેના પદ સાંભળવાં એ આનંદરસના ઘૂંટડા ભરવા સમાન હતું.

એ યોગિનીને કોઇએ હસતાં કે રોતાં નહોતી જોઇ. તેને ન તો કોઇ વાતનો હર્ષ હતો કે ન કોઈ વાતનો વિષાદ. જ્યાં દિલમાં કામનાઓ જ ન હોય ત્યાં હસવું શું કે રોવું શું? તેનું સુખમંડળ આનંદની મૂર્તિસમાન હતું. તેના પર દ્રષ્ટિ પડતાં જ દર્શકોનાં નેત્ર પવિત્ર આનંદથી પરિપૂર્ણ થઇ જતાં.

—: સમાપ્ત :—